# સર્વોદયની જીવનકળા

[ રચનાત્મક નાગરિકધર્મ ]

( આચાર્ય એલ. પી. જેક્સકૃત 'Constructive Citizenship' )

અનુવાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
ઠે. ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા—૨૨

# સર્વોદયની જીવનકળા

[ રચનાત્મક નાગરિકધર્મ ]

(આચાર્ય એલ. પી. જૅક્સકૃત 'Constructive Citizenship')


અનુવાદક

**ગોપાલદાસ જીવાભાઈ પટેલ**



શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ

ઠે. ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

પ્રકાશક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ
મંત્રી, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ
મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ



પ્રથમ આવૃત્તિ, એપ્રિલ ૧૯૪૨
બે રૂપિયા

પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ અને મુંબઈ નં. ૨

# અનુવાદકનું નિવેદન

પ્રિ૰ જેક્સના આ પુસ્તકનો શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથ-માળા માટે અનુવાદ કરવાનું કામ મને શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિના પ્રમુખશ્રીએ સોંપ્યું ત્યારે મને બેવડો આનંદ થયો. એ પુસ્તક વિદ્યાર્થી અવસ્થામાં જ્યારે વાંચેલું, ત્યારે તેણે મારા વિચાર-તંત્ર ઉપર કેટલાક ન ભૂસી શકાય તેવા માર્ગો પાડી દીધા હતા, અને તે માર્ગો મને કેટલાય પ્રશ્નોનો વિચાર કરતી વખતે હંમેશાં એટલા બધા ઉપયોગી થઈ પડતા હતા કે, એ પુસ્તકનો અનુવાદ કરી, તેને ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ કરવાનું મન ઘણી વાર થયા કરતું હતું. બીજું, એ પુસ્તક આ જૈનમાળામાં પ્રગટ થાય એ વિચાર પણ મને ઘણી રીતે આકર્ષક લાગ્યો. કારણ, સમાજ-વ્યાપક અહિંસા જેવું સર્વોદયનું બીજું સાધન વિચારી શકાતું નથી. અને આ પુસ્તક સર્વોદયની જીવનકળાનું પુસ્તક હોઈ, અહિંસાને પોષક સર્વ બાબતો સંઘરવા ઇચ્છતી આ માળા માટે સર્વથા ઉચિત ગણાય.

અનુવાદનું કામ પૂરું થયા બાદ, બધો ભાગ ફરી વાંચી જોતી વેળા, એક વિચાર મને ફરી ફરીને આવવા લાગ્યો. પ્રિ. જેક્સ જેવા બહુશ્રુત પરદેશી વિદ્વાનોનાં પુસ્તકો શબ્દશઃ ગુજરાતીમાં ઉતારવાં લાભદાયક થાય, કે ગુજરાતી વાચકવર્ગની જરૂરિયાત વિચારીને, લેખકના મુખ્ય વક્તવ્ય-વાળો ભાગ જ સળંગ ઉતારવો? ઘણી વાર એમ બને છે કે, આવા વિદ્વાન લેખકો પોતાનું મુખ્ય મંતવ્ય રજૂ કરતાં કરતાં વચ્ચે વચ્ચે પોતાના વિપુલ જ્ઞાન-ભંડારમાંથી એવી કેટલીય

આનુષંગિક બાબતો કે ટુચકાઓ સહજ રીતે નાખતા જાય છે, કે જે પોતે તો રસિક હોય, પરંતુ અંગ્રેજી સાહિત્યની કાંઈ પણ પીઠભૂમિકા વિનાના ગુજરાતી વાચકને તો સમજવામાં કે મુખ્ય દલીલ સાથે આગળ વધવામાં મુશ્કેલી જ ઊભી કરે. પાનાની નીચે કે પુસ્તક યા પ્રકરણને અંતે ટિપ્પણો આપીને એ બધું વિગતથી સમજાવીએ તો જરૂર સમજાવી શકાય, પરંતુ એ રીતે એવી બાબતો પાછળ સ્થળ અને સમય ન રોકીએ, તો ગુજરાતી વાચકને પુસ્તકનું મુખ્ય વક્તવ્ય વાંચવું-સમજવું વધુ સહેલું ન બને?

અલબત્ત, તેની સાથે જ સામો પ્રશ્ન ઊઠે કે, ગુજરાતી વાચકવર્ગની શક્તિ-મર્યાદા આંકનારા-સમજનારા આપણે કોણ? વળી એમ દરેક લેખક પોતાની કલ્પના પ્રમાણે મૂળ પુસ્તકની વસ્તુઓ છોડતો જાય, તો ગુજરાતી વાચકવર્ગ અંતે કેટલો દરિદ્ર રહી જાય?

મારી આ ગૂંચવણની ચર્ચા મેં મારા એક બે વડીલો તથા મિત્રો સાથે કરી લીધી, તથા છેવટે અમુક નિર્ણય ઉપર આવીને મેં આખો અનુવાદ ફરી લખવા માંડ્યો, અને તેમાંથી અમુક અનાનુષંગિક લાગતા ભાગો હિંમતપૂર્વક છોડવા માંડ્યા. ક્યાંક ક્યાંક વધારેપડતો કે બિનજરૂરી કાપ મુકાઈ જવાનો સંભવ હતો જ; તેથી એ રીતે તૈયાર થયેલો આખો ભાગ શ્રી. મગનભાઈ દેસાઈને મેં જોઈ જવા વિનંતિ કરી. તેમણે સારી પેઠે મહેનત લઈ આખો અનુવાદ સાતત્ય તેમ જ ભાષાની દૃષ્ટિએ કાળજીથી તપાસી આપ્યો તથા જ્યાં કાંઈક તૂટક કે રહી જતું લાગ્યું, ત્યાં કેટલાક ભાગો પાછા ઉમેરી લીધા, અને અનુવાદની ભાષા પણ ખૂબ કાળજીથી ઘસી ઘસીને સારી પેઠે

ઓપાવી. ત્યાર બાદ આખો ભાગ હું ફરી વાંચી ગયો, અને હવે મને સંતોષ છે કે, પુસ્તકના સળંગ મુખ્ય વક્તવ્યમાંથી કશું પણ આ અનુવાદમાં બાતલ રહી જતું નથી.

આ બિનાનું નિવેદન મેં કાંઈક વિસ્તારથી અહીં કર્યું છે, એનું એક કારણ એ છે કે, આવી જાતનાં વિદેશી પુસ્તકોના અનુવાદની આ પદ્ધતિ બાબત બીજા વિદ્વાનો તથા વિવેચકોના અભિપ્રાયનો પણ લાભ મળે, તથા અન્ય અનુવાદકોના ધ્યાન ઉપર પણ એ વાત આવે.

આ બધું પૂરું થઈ રહ્યા બાદ, મેં પ્રિં૦ જૅક્સને સંસ્થા તરફથી અનુવાદ પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપવા પત્ર લખ્યો. પ્રિં૦ જૅક્સે ઝડપી પત્રવ્યવહારને બાધક આ સમયમાં પણ બનતી ત્વરાએ પોતાની તથા મૂળ અંગ્રેજી પુસ્તકના પ્રકાશકની ( હૉડર ઍન્ડ સ્ટાઉટન લિ૦, લંડન ) પરવાનગી રવાના કરી આપી, તથા અનુવાદને હાર્દિક સફળતા ઇચ્છી. એ બદલ સંસ્થા તરફથી તે બંનેનો હું હાર્દિક આભાર માનું છું. મૂળ પુસ્તકની બીજી આવૃત્તિ વેળા તેનું જૂનું નામ 'The Constructive Citizenship' બદલીને 'The Art of Living Together' રાખવામાં આવ્યું છે, પણ તેના વસ્તુમાં જરા પણ ફેરફાર કરવામાં નથી આવ્યો. એટલે તે બાબત આ અનુવાદ પૂરતું કશું ખાસ કહેવાપણું પ્રાપ્ત થતું નથી.

અનુવાદમાં જ્યાં જ્યાં જરૂરી લાગ્યું ત્યાં આવશ્યક ટિપ્પણો તૈયાર કરી પુસ્તકને અંતે આપ્યાં છે; તથા પુસ્તકના મુખ્ય વિષયોની સૂચિ પણ સાથે જોડી છે. આશા છે કે તે બંને વસ્તુઓ વાચકવર્ગને ઉપયોગી થઈ પડશે.

# અનુક્રમણિકા

# કર્મયોગનું સામાજિક ભાષ્ય

ઈ. સ. ૧૯૧૭-૮ માં કૉલેજમાં જતાંવેંત, જ્ઞાનપ્રાપ્તિનાં જે અનેકવિધ સાધનો સાંપડ્યાં, તેમાં પ્રિન્સિપાલ એલ. પી. જેકસનું 'હીબર્ટ જર્નલ' ત્રૈમાસિક એક ઉમદા અને વિરલ સાધન હતું. આ સદીની શરૂઆતથી ચાલુ થયેલા એ માસિકના શ્રી. જેકસ એક સંસ્થાપક છે, અને શરૂથી આજ સુધી, એટલે કે લગભગ દોઢ પેઢીથી, તે પત્રના તંત્રીનું કામ કરે છે.

એ પત્રનાં પાનાં ફેરવતાં જ હું જોઈ શક્યો કે, આ દ્વારા વિલાયતના ધાર્મિક, સામાજિક તથા સમગ્ર જીવન-વિષયક વિચારોનાં વહેણ — એટલે કે તેના જીવનને ઘડનારી સૂક્ષ્મ તાકાત, ઠીક જોવા મળે. અને એ રીતે એ પત્રના સમર્થ તંત્રીનો જે પરિચય કૉલેજનાં વર્ષોમાં મળ્યો, તેની છાપ આજ સુધી વધુ ને વધુ ઊઘડતી ગઈ છે. એ છાપ તે પ્રિ. જેકસ એક મહાન વિચારક છે એ. તે વખતે એમનું એકે પુસ્તક તો મારા જોવામાં આવ્યું નહોતું. પ્રથમ જે જોવા મળ્યું તે ઈ. સ. ૧૯૨૭–૮માં 'The Constructive Citizenship' — પુસ્તક હતું, જેનો આ ગુજરાતી અનુવાદ છે. એ ચોપડી તે જ અરસામાં છપાઈ હતી. તે વાંચતાં મને લાગ્યું કે, એ એક મહાન ગ્રંથ છે, અને એનું આપણી ભાષામ વર્ણન કરવું હોય તો, તેને 'કર્મયોગનું સામાજિક ભાષ્ય' કહેવું જોઈએ. ત્યાર પછી તે ચોપડી ફરી આ અનુવાદરૂપે

ંચી; મારો તે વખતનો એને વિષેનો ખ્યાલ વધારે દૃઢ થયો. ાચક જોશે કે, પુસ્તકના કેટલાય વિચારોના સમર્થનમાં કે રખામણીમાં તે ગીતાના શ્લોકો ટાંકી શકે છે. મારી ભલામણ કે, વાચક ગીતાના કર્મયોગ સાથે આ વ્યાખ્યાનોનું મંતવ્ય રખાવે. તો તેને મારી જેમ લાગ્યા વગર નહિ રહે કે, પ્રિ. ક્સ કર્મયોગનું જાણે સામાજિક ભાષ્ય જ ન કરતા હોય!

અનેક દૃષ્ટિએ ગીતાના ભિન્ન ભિન્ન અર્થો કરી બતાવ-ામાં આવ્યા છે. પરંતુ તે બધામાં એક સમાનતા રહેલી છે. એ કે, તે અર્થો જીવની સર્વતોમુખી ઉન્નતિનો અર્થ મુખ્ય મજીને ચાલ્યા છે. તેમાં સમાજ કે લોકસંગ્રહનો ખ્યાલ છે; રંતુ પ્રધાનપદે સમાજનો વિચાર કરીએ તો તેને માટે ર્મયોગ કે ભક્તિયોગ યા જ્ઞાનયોગ શો હોય, એ પ્રશ્ન કોઈ ાષ્યકારે યા ટીકાકારે વિચાર્યો હોય, તો મારી જાણમાં નથી. ચાંક ક્યાંક કેટલાક શ્લોકો દ્વારા સામાજિક દૃષ્ટિઓ કે વાદોનું મર્થન શોધાયું મળે; પરંતુ એક સળંગ દૃષ્ટિએ સામાજિક ાધના કે યોગ એટલે શું, તે પ્રકારનો અર્થ ભાગ્યે જ ીતાના કોઈ ટીકાકારે ચર્ચ્યો હોય. પ્રિ. જેક્સનાં આ યાખ્યાનોમાં એની મીમાંસા સાંપડે છે, એમ હું માનું છું. યક્તિ જો સાધક બને તો તેનો સમાજ પણ સુધરે, ુવ્યવસ્થિત થાય, કૃતકૃત્ય થાય, એમ ગીતામાંથી ફલિત થતું તાવી શકાય. પરંતુ સમાજને પ્રધાનતઃ લક્ષમાં લઈ તેને માટે ાગ વિચારવો, અને તે વિચારમાં વ્યક્તિનું પણ આત્યંતિક લ્યાણ અનુસ્યૂત સમજી લઈને, — એ આ પુસ્તકની ્દ્વિતીયતા છે. અને એથી હું એને 'કર્મયોગનું સામાજિક ાષ્ય' અથવા ટૂંકમાં કહેવું હોય તો 'સમાજ-યોગ' કહું.

પશ્ચિમની આધુનિક ફિલસૂફીની એક ખાસિયત ગણીએ તો એ ગણાય કે, તેણે 'સમાજ' એ વસ્તુનો સારી પેઠે વિચાર કર્યો છે. સમાજનું સ્વરૂપ તેણે નક્કી કર્યું છે. તેમાં અનેક આચાર્યો થયા છે. કોકે સમાજ = સરકાર કહ્યું; કોકે સમાજ = રાષ્ટ્ર કહ્યું; કોકે આ કહ્યું ને કોકે તે કહ્યું. મારે એમાંથી એટલું જ સૂચવવાનું છે કે, જેમ 'કિમિદમ્'નો આત્મિક વિચાર આપણે (વૈયક્તિક જીવનધોરણે) અનેક વાદો મારફત કર્યો, એમ જ યુરોપમાં સમાજ માટે થયું છે, અને એ સમાજ-દર્શનો યુરોપના વ્યક્તિ-જીવનને પણ ઘડનારાં જીવંત પ્રેરક બળો બન્યાં છે. ત્યાંનાં યુદ્ધો, ત્યાંની જીવન-કલહ-દૃષ્ટિ, ત્યાંનું એકલપેટા જીવન-ધોરણ ને તેને માટેની લૂંટાલૂંટ ને પડાપડી, ઇત્યાદિ અનેક આવિષ્કારો આ ત્યાંનાં ભિન્ન ભિન્ન સમાજ-દર્શનોનું ફળ છે, એમ બતાવી શકાય. એ દર્શનોમાં એકવાક્યતા નથી; એ દર્શનો પ્રમાણે દેશે દેશે જુદા જુદા પ્રયોગો આજે ચાલે છે; એ બધામાં ખૂબ અરાજક પ્રવર્તે છે; અને એને લઈને તે તે દેશની સંસ્કૃતિ તૂટે છે કે જૂટે છે.

પ્રિ. જૅક્સ આ જ યુરોપી પરંપરામાં એક સમાજ-દર્શનકાર છે; પણ તેમનું સ્થાન બધાથી નોખું – નિરાળું છે. પૂર્વના આચાર્યોની જેમ, વ્યક્તિ તથા સમાજના જીવનને એક અખંડ સમજી તે પોતાનું દર્શન નિરૂપે છે. માત્ર, સમાજને તે પોતાના વિચારના પાયા તરીકે લે છે એટલું જ. આ એમની વિશેષતા એક બાજુથી એમને પશ્ચિમની પોતાની પરંપરાથી જુદા પાડે છે, તો બીજી બાજુ પૂર્વની દૃષ્ટિ સાથે એમને વિરલ જોડાણ અર્પે છે. વાચક જોશે કે, આ સમાજ-દર્શન વાંચતાં પૂર્વના વિચાર સાથે એને વિચ્છેદ નહિ જણાય,

પરંતુ મેં ઉપર કહ્યું એમ, પૂર્વના કેટલાય વિચારોનું સામાજિક વિવરણ, અથવા સમાજ માટેના યોગનું સામાજિક ભાષ્ય એને જોવા મળશે.

આથી જ, પશ્ચિમના અન્ય સામાજિક ફિલસૂફોમાં એક જે ચીડ ચડે એવી ગોરાઓના ગુરુભારની છીછરી અસ્મિતા અને તજ્જન્ય સંકુચિત સ્વાર્થ અને તુમાખી જોવા મળે છે, તે જેક્સના આ સમાજ-દર્શનમાં નથી. જેમ ગીતાકાર પોતાનો યોગ નિરૂપતાં ઈશ્વરની આ ચરાચર સૃષ્ટિના કશાનું કલ્યાણ નથી ઉવેખતા કે ભૂલતા, અને જીવને માટે એક સળંગ અને સર્વગ્રાહી જીવનક્રમ ઘડી આપે છે, અને તેને જ એ યોગ કહે છે, તેમ જ જેક્સ એમના આ સમાજ-ક્રમમાં જીવની સાધનાથી માંડી સર્વ દેશ, જાતિ, પ્રજાઓને આવરી લે છે, કેમ કે એમણે જે સમાજયોગ સૂચવ્યો છે, તે એવો મૂલગત ને તલસ્પર્શી છે. માત્ર આ વિચાર તેમણે સમાજ-બિંદુથી વિકસાવ્યો છે એટલું જ.

આપણે ત્યાં બર્ટ્રાન્ડ રસેલ, ડીન ઇન્જ, શૉ, જોડ, હક્સલી, ઇત્યાદિ અર્વાચીનો કાંઇક વધારેપડતા આગળ આવ્યા છે. એમના વિચારો અંગ્રેજી ભણેલા લોકો બહુ વાંચે છે. જેક્સ એ રીતે નથી જાણમાં આવ્યા એ સારું નથી, એમ હું માનું છું. જેક્સમાં જેવું સર્વતોભદ્ર ઊંડાણ અને માનવ્યની તથા સમાજની સૂક્ષ્મ અધ્યાત્મદૃષ્ટિ છે, તેવું ઉપરના અર્વાચીનોમાં નથી. જૅક્સની સરખામણીમાં તેઓ રહસ્યની બાબતમાં ઊણા લાગે છે. એક જ વાત આ ચોપડીમાંથી ટાંકું. રસેલે સુખને જીવનનું એક મહા મૂલ્ય માની તે ઉપર 'સુખની સાધના' (The Conquest of Happiness) ગ્રંથ લખ્યો. એમ

જ યુરોપના કેટલાય લેખકો સુખ, ફુરસદ, નવરાશ, વધુ આરામ ૪૦ શબ્દો દ્વારા પોતાની સામાજિક વિચારણા ઘડે છે. વસ્તુતાએ જોતાં આ ઉપરછલી નજર ગણાય, અને તે જેંકસની નથી. તે વસ્તુના આત્માને પકડી વિચાર કરે છે. તેથી કરીને સુખ વિષે ટૂંકમાં જ તે આમ પતવી દે છે: "સારી સમાજવ્યવસ્થા આપણને સુરક્ષિતતા જરૂર આપે છે; પરંતુ તે જે લાવી આપે છે તે આપણું 'સુખ' છે કે કેમ, એ બાબતમાં મને મોટી શંકા છે. 'સુખ'ની બાબતમાં આપણને સંતોષ આપવો મુશ્કેલ છે. અને આપણે તેની 'સરખી વહેંચણી'ની બૂમો ભલે પાડયા કરીએ, પરંતુ તે સરખી રીતે વહેંચાયું કે નહિ, એ કોઈ માણસ કદી કહી શકવાનો નથી. સુખને જ ધ્યેય બનાવવામાં રહેલી અનેક મુશ્કેલીઓમાંથી એ એક છે. કારણ કે, સુખના બીજાઓએ નિયત કરેલા પ્રકારો આપણને ભાગ્યે જ આકર્ષી શકે. આપણે જે સુખ ભોગવીએ, તેમાં હમેશ આપણું વ્યક્તિત્વ થોડે ઘણે અંશે આપણે દાખવવા ઇચ્છીએ છીએ. પરંતુ સમાજવ્યવસ્થા જ જો આપણું સુખ પૂરું પાડતી હોય, તો તે તો અમુક ઢાળેલાં ચોકસ બીબાંમાં જ આપણને પૂરું પાડી શકે. . . .' ( પૃ. ૧૭૯–૮૦ ) અહીં હું ગીતાના આ વાકયનું સામાજિક ભાષ્ય નિહાળવા સૂચવું છું : 'सुखदुःखे समे कृत्वा...'

અર્વાચીન કેટલાક વાદોમાં 'પરિસ્થિતિ' એક બડી પ્રબળ દેવી જેવી શક્તિ લેખાય છે. અને કેટલાય જુવાનો, 'તે દેવીનું ખપ્પર અમારા ઉપર છે એટલે શું કરીએ? બાકી અમે તો જબરા માણસો છીએ',—એમ દલીલ કરી પોતાની નવજુવાનીને લજવે છે અને બુદ્ધિને હીણી કરે છે. તેવાને

માટે જેક્સને નીચેનો વિચાર હું એ સારુ ઉતારું છું કે, તે પરથી મારે એ વિચારકનું જે ઊંડાણભર્યું નિરાળાપણું કહેવું છે, તે કાંઈક વાચકને અવગત થાય. આ વિચાર આ પુસ્તકમાં પા. ૨૧૭ થી શરૂ થઈ તે પ્રકરણના અંત સુધી ચર્ચાયો છે. તે બધું તો અહીં ન ઉતારું. એક જ વસ્તુ તરફ ધ્યાન ખેંચું અને તે એ કે, જ્યાં જેક્સ માણસને પરિસ્થિતિનું પરિણામ તેમ જ તેનો ઉત્પાદક બેઉ તરીકે જણાવે છે. (પા. ૨૨૦) તે સમન્વયકાર છે. પરિસ્થિતિના સિદ્ધાંતને તે ઇન્કારતા નથી; પરંતુ તેની એકાંગિતા અને અકર્મણ્યત્વ કાઢી નાંખે છે. જો વિચારીએ તો જણાશે કે, વૈજ્ઞાનિક વિકાસવાદ-જન્ય આધુનિક પરિસ્થિતિ-વાદ આપણા પ્રાચીન દૈવવાદનો જ પુનર્જન્મ છે; નવે અવતારે નવું નામ તો પડે એટલું જ. જેક્સ ત્યાં પુરુષાર્થવાદ અનુસ્યૂત રહેલો બતાવે છે, અને કહે છે, "આ બધી વિચારણાઓને કારણે, 'માણસ તેની પરિસ્થિતિથી ઘડાય છે' એ સામાન્ય સિદ્ધાન્તને એક નવું જ સ્વરૂપ જરૂર પ્રાપ્ત થાય છે, જે ડાર્વિનના કે માર્ક્સના ચેલાઓની વ્યાખ્યામાં તેને નથી જ મળતું" (પા. ૨૨૧)

જેક્સની વિચારપદ્ધતિનો એક વધારે દાખલો ટાંકું: અર્વાચીન સામાજિક ફિલસૂફોની વિચારણામાં, અનેકવિધ તપાસ ને પરીક્ષણ બાદ, સમાજની અવદશાના કારણરૂપે નિદાન બતાવવામાં આવે છે, અને એ વિશ્વાસથી કે, તે દ્વારા આજની સામાજિક અવ્યવસ્થાનો જાણે સાચો તાગ મળી રહે છે. જેક્સ પરિસ્થિતિ-વાદને જુદી જ રીતે માંડીને જેમ એક નવી સમન્વિત દૃષ્ટિ આપે છે, તેમ આ બાબતમાં પણ કરે છે. તે આ પુસ્તકના ૧૬મા પ્રકરણનો વિષય

છે. હું એમાંથી થોડુંક જ અહીં વાનગી ખાતર આપું: "ભૌતિકવાદ, પરિગ્રહીપણું, હરીફાઈ — આજની ઔદ્યોગિક સંસ્કૃતિ સામે વારંવાર કરવામાં આવતા આ ત્રણ આક્ષેપોનો અર્થ લગભગ સરખો જ થાય છે....તે આક્ષેપો પાછળ કંઈક મહત્ત્વનો અર્થ જરૂર છે. પરંતુ તે કયો ?...એ ત્રણે આક્ષેપો कद अथवा जथाने ઉદ્દેશીને છે. અર્થાત્, ભૌતિક તત્ત્વના મોટા જથા સામે, મિલકતના મોટા જથા સામે, અને ધનના મોટા જથા સામે છે....કાળ અને ગુણ પ્રત્યે દુર્લક્ષ કરી, સ્થળ અને જથાની જ ઉપાસના કરતા જમાનાના એ ત્રણે દુર્ગુણો છે. પરંતુ ભૌતિક તત્ત્વ પ્રત્યે આદર અને ભયની લાગણીવાળો ભાતિકવાદ, અર્થાત્ ઉદ્યમ વડે તે તત્ત્વમાંથી 'સૌન્દર્ય અને આનંદભરી' ચીજો બનાવવા ઇચ્છતો, તથા 'ભૌતિક તત્ત્વ આપણા ઉદ્યમનો વળતો જવાબ આપશે, તથા આપણે તેને જેટલા વફાદાર રહીશું, તેટલું તે પણ આપણને વફાદાર રહેશે,' એવી શ્રદ્ધાવાળો 'ભૌતિકવાદ' તો જેટલો વધારે હોય તેટલો સારો, કારણ કે, તે તો માનવ જીવનને ગૌરવ આપનાર સર્વ બાબતોનું ખાસ મૂળ છે. તે જ પ્રમાણે, વાસ્તવિક મૂલ્યોની ભૂખવાળું તથા તેવાં મૂલ્યો ઉત્પન્ન કરીને પોતાનાં બનાવવા ઇચ્છતું પરિગ્રહીપણું પણ આવકારદાયક જ છે....તેમ જ જે હરીફાઈ, કોણ વધુ મેળવી જાય છે એ મુદ્દાને બદલે, કોણ વધુ સારું કરે છે એ મુદ્દાની આસપાસ ચાલે, તે હરીફાઈ વડે તો આખી પૃથ્વી છવાઈ જાઓ, એમ જ કહું.... સ્થળભાવનાની દુનિયામાં જે ભૌતિકવાદ, પરિગ્રહીપણું, અને હરીફાઈ અનિષ્ટરૂપ છે, તે કાળભાવનાની દુનિયામાં ગુણરૂપ બની જાય છે." (પા. ૨૩૬.)

આ છેલ્લા વાક્યમાં જેકસની એક વિચારક તરીકેની વિશેષતા સંતાયેલી છે, અને તેને એ પોતે પણ ઓળખે છે. તેથી જ આ વ્યાખ્યાનોની શરૂઆત તે પોતાની નિરાળી વિચારપદ્ધતિની વિશેષતા સમજાવવાથી કરે છે. તે વિશેષતા એ છે કે, દેશ-કાલમાં રમતા આ વિશ્વમાં જો વિચાર કરવો હોય, તો સ્થળ-વાચક સ્થિરતાથી નહિ પણ કાળવાચક 'સંસારિતા'નાં ચશ્માંથી કરવો જોઈએ. સ્વર્ગ, નરક, આદર્શ સમાજ, નવી દુનિયાનાં સ્વપ્નો, ઇત્યાદિ સ્થળ-વિષયક કલ્પનાઓ છે. અમુક સ્થિતિ સુખદ, સર્વોત્તમ છે; તે વર્ણવી તે પ્રત્યે લોકરુચિ જગવવી; તેને પહોંચવા માટે પછી કાર્યક્રમ બનાવવો; — આ પદ્ધતિ સમાજના કે માનવના કાર્યની સ્થળ-ભાવનાથી કરેલી કલ્પના છે. અને એવી કલ્પના બધા દેશોમાં બધા યુગોમાં ઓછીવત્તી જોવા મળે. પુરાણોનાં સ્વર્ગ નરક અને અર્વાચીનોનાં 'યુટોપિયા'— સુખાવતીઓમાં, આ દૃષ્ટિએ જોતાં, કશો ફરક નથી. પુરાણકાર કે માર્ક્સ લેનીન આદિ તે બાબતમાં સરખા સ્થળવાચકો છે. જેકસ આ પદ્ધતિને સાચા સમાજ-પરીક્ષણને માટે દોષિત અને ભ્રામક કહે છે. સમાજમાં ભય અને લાલચથી કામ લેવા કરતાં, તે સાફ કહે છે કે, સંસ્કૃતિ નિપજાવવી એ એક સાહસ-કર્મ છે; તેને માટે છેવટ સુધી કઠોર પરિશ્રમ અને ભીષણ સંગ્રામ કરવો પડશે. (પા. ૬) 'સ્થળ-પદ્ધતિવાળો એક अंतिम स्थान અથવા પહોંચવાનું બિંદુ જણાવે છે; કાળ-પદ્ધતિવાળો गतिनी दिशा જાણવા માગે છે.' તે માને છે કે, સાધ્યની ચિંતા સાધનના પ્રકારથી જ કરી શકાય, અને બીજી રીતે નહિ. તેથી આ બાબતમાં એ ગાંધીજી જોડે એટલા બધા મળતા આવે છે કે, આ પુસ્તકમાં જે વિચારણા તે કરે

છે તેમાં લગભગ ગાંધી-દૃષ્ટિ છે, એમ મને લાગ્યું છે. આનું કારણ એ કે, ગાંધીજીની જેમ જેક્સ માનવને તથા તેના સમાજને સ્થળ કે દેશમાં સ્થિરરૂપે નહિ, પણ કાળમાં સદા પ્રયાણ કરતો — પ્રગતિ કરતો જુએ છે. તેથી તે તેની રચનાત્મક બાજૂ પર જ મુસ્તાક રહે છે. અને એમાં જેક્સ રસેલ, ડીન ઇન્જ, ટૉની, ઇત્યાદિ અનેક વિચારકોથી પોતાની જુદાઈ ભાળે છે. અને તે યથાર્થ છે. અન્ય લોકો સમાજને રોગ લાગ્યાની પરિભાષાથી વાત કરે છે; કોઈ તેને યંત્રની પરિભાષામાં વર્ણવે છે. જેક્સ કહે છે, "માનવ સમાજ એ કાંઈ ગોઠવેલી વસ્તુ નથી, પણ જીવંત શરીર છે. એટલે આપણે તો સમાજશરીરમાં રહેલી શક્તિનાં મૂળ, શક્ય હોય તો, ખોળી કાઢવાનો અને પોતાનાથી બને તેટલા તમામ ઉપાયો વડે તેમને દૃઢ કરવાનો માર્ગ લેવો, એ જ ડહાપણભરેલું છે. આપણું મુખ્ય પ્રયોજન જ્યાં સમાજશરીરમાં આરોગ્યનાં ચિહ્નો દેખાતાં હોય, તે સ્થળોને પુષ્ટ કરવાનું હશે. ......જો સમાજશરીરની સામાન્ય શક્તિ વધારવામાં સફળતા મળે, તો સમાજ પોતે જ......રોગમીમાંસકોએ દર્શાવેલા રોગોમાંથી ઘણાને ફેંકી દઈ શકશે." ગાંધીજીની રચનાત્મક કાર્યક્રમની ફિલસૂફી અહીં યાદ કરાવવી બસ થશે.

આ દૃષ્ટિએ વિચારીએ તો માણસ અને તેના ધર્મનું સ્વરૂપ કેવું હોય? આનું નિરૂપણ એ જેક્સની એક બીજી મહત્ત્વની વાત છે. 'માનવીના હક' એ વસ્તુ પશ્ચિમમાં અપાર ભાવના અને બલિદાનનું કેન્દ્ર બની છે. જેક્સ એ જ શબ્દો લઈને પોતાનું મંતવ્ય રજૂ કરે છે. પહેલું તો તે સાફ જણાવે છે કે, 'હકો અને ફરજો' એ બંને શબ્દોનો નર્યો રાજકીય

અર્થ કરવાની ભૂલમાંથી બચવું જોઈએ. એટલું જ નહિ, તે કહે છે કે, રાજકારણ પર સમાજ જીવતો નથી; તે જીવે છે ઉદ્યોગ ઉપર. તેથી નાગરિકની કલ્પના રાજકારણી નહિ, પણ ઔદ્યોગિક હોવી જોઈએ. 'નાગરિક મુખ્યત્વે કામદાર છે.' પરંતુ આજ "તેનાં બધાં કર્તવ્યોની ઇતિ મત આપવામાં અથવા મત મેળવવામાં આવી રહે છે; અને સમાજનું કામકાજ કરનાર કામદાર કે સેવક તરીકેની તથા જેને માટે કામકાજ કરવામાં આવે છે એવા સેવ્ય તરીકે તેની કલ્પના કાં તો ખાંચરે પાડી દેવામાં આવે છે કે વિસારી દેવામાં આવે છે." (પા. ૧૧૪) પરંતુ ખરું જોતાં નાગરિક "એકસાથે સમાજનો સેવક-કામદાર તથા સેવ્ય છે" તે પ્રથમ 'ઔદ્યોગિક વ્યક્તિ' છે અને પછી 'રાજકીય વ્યક્તિ' તો બને છે. એટલે તેના હક કે ફરજોનો વિચાર મનુષ્યની આ મૂળ સામાજિક વ્યાખ્યાને નજર સામે રાખીને કરવો જોઈએ. તે કહે છે કે, 'નાગરિક થવું એનો અર્થ જ એ કે સક્રિય રીતે જવાબદાર માણસ બનવું.' "કોઈ પણ વસ્તુનું કાર્ય શું છે તે સમજ્યા સિવાય તે વસ્તુ કેવી છે તે સમજવાનું બીજું કોઈ સાધન નથી. તમે માણસને 'બેપગું પ્રાણી' કહીને વર્ણવો છો ત્યારે તે કેવી રીતે ચાલે છે તે બતાવો છો, અર્થાત્ તે શી ક્રિયા કરે છે તે વિષે કાંઈ કહો છો. કોઈ પણ કૃતિ દ્વારા અંતે શું પ્રયોજન સિદ્ધ થાય છે, તે જાણ્યા વિના, તેનું સ્વરૂપ સમજવું મુશ્કેલ છે. તેમાંય માણસ જેવી સજીવ કૃતિનું સ્વરૂપ તો કદી ન સમજાય. એ દૃષ્ટિએ નાગરિક જવાબદારી ઉઠાવવાની અને તેને પાર પાડવાની ક્રિયા કરે છે, એમ જરૂર કહી શકાય." (પા. ૧૭૪) સર્વોદય કે ઉન્નતિના સમાજશાસ્ત્ર અનુસાર માણસ

એટલે નાગરિક, અને નાગરિક એટલે જવાબદાર વ્યક્તિ. 'સારી કામદારી જ સારી નાગરિકતાનો પાયો છે, તથા તેના સર્વ સદ્ગુણોનું મૂળ છે. સારી નાગરિકતાનો બીજો ગમે તે અર્થ થતો હોય, પરંતુ તેના પાયામાં સારો-કામદાર-હોવાપણું હોવું જ જોઈએ. નાગરિકની કેળવણીએ એ વસ્તુ કદી ભૂલવી ન જોઈએ.' (પા. ૧૬૦)

અને આમ જણાવી તે નાગરિકની કેળવણીના ક્ષેત્રમાં પણ કેટલાંક મૌલિક વિધાનો કરે છે. "મારી કલ્પના પ્રમાણે, તેના ઘડતરમાં ત્રણ મૂળતત્ત્વો એકત્રિત થયાં હોય છે. તે ત્રણમાંનું દરેક બીજાં બેની અંદર વ્યાપેલું હોય છે, તથા તે જ પ્રમાણે બાકીનાં બે પણ તેની અંદર વ્યાપેલાં હોય છે. તે ત્રણ તત્ત્વો આ છે: નૈતિક બાજુએ ટ્રસ્ટીપણું, વૈજ્ઞાનિક બાજુએ કામ કરવાની સારામાં સારી રીતની આવડત; અને વ્યાવહારિક બાજુએ કુશળતા."*

ટ્રસ્ટીપણાની આ વસ્તુથી ગાંધીજીની તે બાબતની શીખ વાચકને યાદ આવશે જ. જૅક્સ ટ્રસ્ટીનો અર્થ જ નાગરિક કહે છે. "માણસ સ્વભાવથી જ જવાબદાર વ્યક્તિ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો, તે જન્મથી જ ટ્રસ્ટી છે. . . . ટ્રસ્ટી એટલે મારા અર્થ પ્રમાણે એવો માણસ કે જેને અમુક જવાબદારીઓ સોંપવામાં આવતી વખતે બીજાઓને તેના ઉપર અચૂક વિશ્વાસ હોય કે, તે પોતાનું કામ કાયદેસર બજાવશે એટલું જ નહીં, પરંતુ પોતાને શોભાસ્પદ થઈ પડે તેવી રીતે

*વાચકને અહીં 'યોગઃ કર્મસુ કૌશલમ્' એ ગીતાસૂત્ર યાદ કરવા સૂચવું છું

બજાવશે. તેનાથી ઊલટો તે દગાબાજ — વિશ્વાસઘાતી માણસ. અને સૌથી ખરાબ દગાબાજી તો એ કહેવાય કે, કાયદાની દૃષ્ટિએ તો પોતાના ટ્રસ્ટનું બરોબર પાલન કરવું, પરંતુ શબ્દોના વિતંડાબાજી-ભરેલા અર્થો કરી તત્ત્વની દૃષ્ટિએ તેનો ભંગ કરવો. ટ્રસ્ટીના ધર્મો કાયદામાં ગમે તે રીતે વર્ણવવામાં આવ્યા હોય, પરંતુ તે બધા પાછળ એક એવું ભરોંસાનું તત્ત્વ રહેલું હોય છે કે જેથી એવું માની લેવામાં આવે છે કે, બહારના કોઈ પણ પ્રકારના દબાણ વિના, માત્ર પોતાની માણસાઈના ખ્યાલથી તે અમુક રીતે જ વર્તશે." (પા. ૧૬૨)

આ વ્યાખ્યાના નાગરિકનો સ્વભાવસિદ્ધ હક ત્યારે એ હોય કે, 'કામદાર તરીકે તેને એવો ધંધો મેળવવાનો હક છે કે જે તેને ઉત્તમતા દાખવવાની અને તે રીતે તેને પોતાના જમાનામાં તથા પોતાને સ્થાને ઉપયોગી બનવાની તક આપતો હોય.' તેને कुशळतानो हक सौथी પ્રથમ હોવો જોઈએ. તે પોતે સમાજના સેવક તરીકે આ હક માગી શકે. પરંતુ તે વિષે મજૂર પક્ષના હિમાયતીઓ બેપરવા રહ્યા છે; અને "ઔદ્યોગિક સંપત્તિના પાયા તરીકે વૈયક્તિક કુશળતાને બદલે યંત્રની પરિપૂર્ણતાને સ્વીકારવામાં આવી, ત્યારથી મજૂરવર્ગને જે અન્યાય થયો છે,' તેના જેવો મોટો અન્યાય હજુ સુધી મજૂરોને કદી પણ કરવામાં આવ્યો નથી. અરે, સમસ્ત માનવજાતિ ઉપર તેનાથી મોટી આફત અત્યાર સુધીમાં કદી ઊતરી નથી." (પા. ૯૭)

અને નાગરિક સમાજનો સેવ્ય પણ છે: સમાજ તેની સેવા કરે છે. 'તે તરીકે તેને એ હક છે કે, તે પૈસા આપીને જે કાંઈ વસ્તુ ખરીદે તે પૂરતી કાળજી અને કુશળતાથી બનાવેલી

હોય; અર્થાત્ તેના પૈસાના બદલામાં તેને પૂરતું વળતર મળવું જોઈએ. અને જ્યારે તેમ નથી થતું ત્યારે તેને ચોક્કસ અન્યાય થાય છે.' (પા. ૧૬૬)

આજની ફિલસૂફીમાં આ હક બતાવ્યા વગર ફુરસદનો હક આગળ ને આગળ કર્યા કરવામાં આવે છે. અને આમ મળતી ફુરસદ એવી બેજવાબદાર રીતે લોક વાપરે છે કે, ફુરસદનું પણ અર્થશાસ્ત્ર ઊભું કરવું પડે છે. લોક ફુરસદ ભોગવતાં પાર વગરનો ખર્ચ, એટલે કે લોકની મજૂરી ખાઈ જાય છે. જૅક્સ 'ફુરસદનો હક' પણ કબૂલ કરે છે. 'પરંતુ હમેશાં એ શરતે કે, તેને કારણે બીજા માણસોને પોતાના ગુલામ ન બનાવે; અને સામેથી તેને એવો જ હક છે કે, બીજાઓ તેને પોતાનો ગુલામ ન બનાવે. એ બાબતમાં જેમ એ તેમનો ટ્રસ્ટી છે, તેમ તેઓ પણ એ બધી બાબતમાં તેના ટ્રસ્ટી છે' (પા. ૧૬૬)

આ પ્રકારનો સમાજ ત્યારે કેવો હોય? આવા ઔદ્યોગિક સમાજનો આદર્શ શો? તરત સમજાય છે કે, 'તે આદર્શ જગદ્વ્યાપી અને જગત જેટલા ઊંડા એક એવા સમાજનો આદર્શ છે કે, તે અરસપરસ ટ્રસ્ટીપણાના સંબંધથી બંધાયેલા અને રાજના કામકાજમાં અન્યોન્ય પ્રત્યેની વફાદારીથી પ્રેરાઈ ચેતનવાન બનેલા માણસોનો છે. રાષ્ટ્રસંઘની વ્યાખ્યા પણ આ પરિભાષામાં આપી શકાય!'

આવા સમાજમાં સહકારતત્ત્વ તો આવી જ ગયું. પરંતુ સહકાર અને સંગઠન વચ્ચે ભેદ છે. સહકારની વ્યાખ્યા યાંત્રિક નથી. જૅક્સના શબ્દોમાં જ જોઈએ: "સહકાર એટલે માનવ પ્રયોજનો સિદ્ધ કરવામાં શક્તિનો બચાવ કરવાની પદ્ધતિ — એવો અર્થ ઘણી વાર કરવામાં આવે છે. અને

અવ્યવસ્થિત પ્રયત્નની સરખામણીમાં તેનાથી શક્તિનો બચાવ થાય છે પણ ખરો. પરંતુ તેની આ જાતની વ્યાખ્યાનો જ્યારે એવો અર્થ કરવામાં આવે છે કે, જેમ જેમ સહકાર વ્યાપક બનતો જાય, તેમ તેમ માનવજીવન નૈતિક દૃષ્ટિએ સહેલું બનતું જાય, ત્યારે તેને જરૂર ખોટો કહેવો જોઈએ. સહકાર સિદ્ધ કર્યો એટલે સંકલ્પશક્તિને કામ કરવામાંથી મુક્તિ મળી ગઈ એવું હરગિજ નથી બનતું. ઊલટું, ત્યાર પછી તો મનુષ્યની સંકલ્પશક્તિને વધુ ઉચ્ચ તથા મુશ્કેલ ભૂમિકાએ નવું કામ કરવાનું આવે છે. સહકાર એટલે માણસની સંકલ્પ-શક્તિને કડાકૂટમાંથી, બોજામાંથી, જોખમમાંથી કે જવાબદારી-માંથી મુક્ત કરી, તેને પોતાની વૃત્તિ કે સ્ફૂર્તિ અનુસાર મરજી મુજબ જીવવાનો માર્ગ ખુલ્લો કરી આપનાર વસ્તુ, એવો એનો અર્થ કરવો એ તદ્દન વિપરીત અર્થ જ થયો. અલબત્ત, સહકારથી મનુષ્યજાતિને ઘણા લાભો થાય છે; તેનાથી ઘણો કલહ ઓછો થઈ જાય છે, અને બધા વચ્ચે સુમેળ સ્થપાય છે; તેનાથી શક્તિનો ઘણો નિરર્થક વ્યય થતો બચે છે; તેનાથી પદાર્થોની ઉત્પત્તિનું પ્રમાણ વધે છે, તેમ જ તેમની વહેંચણી પણ વધુ ન્યાયી થાય છે. એ બધાની હું ના નથી પાડતો. પરંતુ એટલાથી જ અટકી જવું અને તેથી આગળનું સત્ય ન જોવું કે, સહકાર કરનારાઓની સંકલ્પશક્તિ કોઈ ઉદાત્ત ધ્યેયો ઉપર કેન્દ્રિત થાય, અને તે ધ્યેયોને વીરતાપૂર્વક અનુસર્યા કરે, તો જ તે લોકોમાં સહકાર જામી શકે કે કાયમ રહી શકે,— એ ભારે જોખમકારક વસ્તુ છે. આળસુ, હલકટ, કાયર, આરામી, અને અણઘડ લોકોમાં સહકાર ઊભો થવો જ અશક્ય છે.'' સમાજ-ધારણ એ વીરતાભર્યું સાહસ છે; તેને

આરામ કે ઉપભોગ યા સુખનું સાધન માનવા-મનાવવાની ફિલસૂફી માણુસાઈ તથા સમાજની સરખી ઘાતક છે. "આરામ કે સુખની બીજી ગમે તે કિંમત હોય, પણ તેઓ મનુષ્યજીવનમાં એકરાગ સ્થાપનારી વસ્તુઓ તો નથી જ. ખરું જોતાં આખી સંસ્કૃતિને એકરાગ કરનાર વસ્તુ જોઈતી હોય તો તો સમાનપણે સુખ ભોગવવા કરતાં સમાનપણે દુઃખ ભોગવવું, એ આપણા હેતુને વધુ સિદ્ધ કરનાર નીવડે. કારણ સુખ તો મનુષ્યસ્વભાવમાં જે કાંઈ નિર્બળ ને અસ્થિર અંશે છે, તેમને ઉત્તેજનાર વસ્તુ છે; જ્યારે દુઃખ તેના જે કાંઈ સબળ ને અચળ અંશો છે, તેમને ઉત્તેજે છે." . . . (પા. ૬૭) એટલે જેકસ તો એટલે સુધી કહેવા પહોંચે છે કે, માણુસના અનેક હકોમાં સુખના ત્યાગનો હક પણ એક વિરલ હક છે. "હું તો એને માણુસના બધા હકોમાં સૌથી વધારે કીમતી હક ગણું. તે હક એટલે તેની ફરજ બજાવવાનો હક — દુઃખ ભોગવવાનો હક. તેના બીજા જે કોઈ હક હોય, તે બધાની પ્રથમ શરતરૂપ તે હક છે." (પા. ૧૭૮)

ગાંધીજી હમેશ માનવ હકોની વ્યાખ્યા તેની ફરજો મારફતે કરે છે, તે વાચકને યાદ હશે જ. હકો ફરજના પાલનમાંથી આપોઆપ ફળે છે; તેને માટે લડવાનું નથી હોતું. ફરજ બજાવો તો હક માટેની લડત તેનાથી જ સર્વોત્તમ રીતે અને સો ટકા સરળતાથી લડાઈ જાય છે. આ બાબતમાં પણ જેકસનું મંતવ્ય બરાબર એક બને છે: ઉપરનું જો બરાબર સમજાય તો "આપણને જણાશે કે, તેની ફરજોનું બીજું પાસું વર્ણવવામાં તેના હકો આવી જાય છે." હક અને ફરજ એક જ સાચી નાગરિકતાનાં બે પાસાં જ છે. માત્ર હક માટે લડાલડી કરી

યુરોપે, પેલી ઢાલની બે બાજૂની વાતમાં વર્ણવેલી મૂર્ખતા વહોરી છે, એટલો ઇસારો અહીં બસ થશે. એનું કારણ એના સમાજશાસ્ત્રમાં હોવી જોઈતી મૌલિક માનવતાની અખંડતાની આધ્યાત્મિકતાનો અભાવ છે. જેકસ આ બાબતમાં સુધારો કરે છે, અને તે કહે છે કે, મારી વ્યાખ્યા પ્રમાણે 'માણુસ સમગ્ર વિશ્વનો નાગરિક હોઈ ભૌતિક તત્ત્વનો એટલે કે આ પાર્થિવ સાધનસામગ્રીનો ટ્રસ્ટી છે અને તેથી કરીને આધ્યાત્મિક પ્રાણી છે.' માણુસ ભૌતિક જથો ભિસરડયા કરનાર વેઠિયો નથી; તે તો ગુણુવિકાસ સાધનાર સાધક છે. "કદ કે જથો એ મુખ્યત્વે સ્થળને લગતી વસ્તુ છે, જ્યારે ગુણુ એ કાળને લગતી વસ્તુ છે. સ્થળભાવનાવાળો વસ્તુઓના જથા તરફ જ નજર રાખે છે, જ્યારે કાળભાવનાવાળો તે વસ્તુઓના ગુણુ તરફ. જથો આજે બજારનો ઇષ્ટદેવ થઈ પડચો છે. પરંતુ ગુણુ એ તો વસ્તુનો 'આત્મા' છે. જેઓ તેની પૂજા કરવા ઇચ્છે છે, તેઓએ તે ખરા જીગરથી અને સત્યતાપૂર્વક કરવી જોઈએ. ગુણુપૂજા ધર્મનું સાદામાં સાદું તથા સૌથી વધુ સમજી શકાય તેવું સ્વરૂપ છે. અને 'નીતિ' એ નામ માણુસોના 'ગુણુ' માટે વપરાતાં અનેક નામોમાંનું જ એક છે." ગાંધીજીના શબ્દો ટાંકું તો, 'મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ.' ('આત્મકથા'ની પ્રસ્તાવનામાંથી)

આ પ્રકારે વિચાર કરતાં કરતાં જેકસ એવી કક્ષાએ પહોંચે છે કે જ્યાં સમાજ- કે લોક- સંગ્રહ અને વ્યક્તિની જીવનસાધના એક બને છે. સમાજ માટે વિચારતાં, જથો જરૂરી છે; સમાજના ધારણ માટે અમુક જથો જોઈએ તે

જોઈએ જ. જેકસ આ વસ્તુ બરાબર સમજે છે. પણ તે કહે છે કે, જથ્થો જોઈએ તે સારો જોઈએ, કસદાર જોઈએ, કામમાં આવે એવો જોઈએ, — એટલે કે ગુણવાળો જોઈએ. "જથ્થો એ કંઈ ગુણની વિરોધી વસ્તુ નથી; જેમ ભૌતિક એ આધ્યાત્મિકનું વિરોધી નથી તેમ*...જથ્થા અને ગુણ વચ્ચે એક આંતરિક સંબંધ છે; અને અમુક સ્થળે તો તે બહુ ગાઢ બની જાય છે. સૌથી મોટામાં મોટો ગુણ સત્ય, શિવ અને સૌંદર્ય. તેમનો સ્વભાવ જ વૃદ્ધિંગત થયા કરવાનો છે. 'ગુણ તરફ પ્રથમ નજર રાખો, એટલે પૂરતો જથ્થો તમને આપોઆપ મળી રહેશે.' ઉત્તમ તરફ નજર રાખો એટલે વધારે તો આપોઆપ આવી રહેશે. ઈશ્વરી આદેશને અનુસરી પ્રથમ ગુણ શોધો એટલે બાકીનું એની મેળે આવી મળશે." ઈશુના આદેશનો આ આદ્યોગિક પર્યાય તો સ્પષ્ટ છે. ગીતાકારના પેલા કોલને વાચક અહીં યાદ કરે — 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः' અને જેકસ બરાબર એ સૂત્રનું ભાષ્ય કરે છે :—

"વસ્તુઓમાં ઉત્તમતા આણવાના બધા પ્રયત્નોનો હેતુ અંતે માનવ પ્રાણીઓને ઉત્તમ બનાવવાનો જ હોઈ શકે. કામકાજમાં દાખવવામાં આવેલી ઉત્તમતાથી કામદાર પોતે ઉત્તમ ન થાય, તો તે નિરર્થક છે. તેના કામકાજ દરમ્યાન તેણે સાધેલી ઉત્તમતાની ઉપાસનાને કારણે તે કામદાર પોતે સંતોષકારક બને છે?...સારું કામકાજ તે કામદારને પોતાને વધુ કીમતી બનાવે છે કે નહીં? જગતની કુલ કિંમતમાં તેના

---

* વાચક નીચેનો ઉપનિષદ-મંત્ર યાદ કરે—
अनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् । कठ० १, २, १० ॥

વ્યક્તિત્વથી સ્પષ્ટ ઉમેરો થાય છે કે નહીં? જગતમાંથી તેને દૂર કરવામાં આવે તો તેના માનવબંધુઓને ખોટ તેમ જ નુકસાન જાય કે નહીં? મારું માનવું છે કે જરૂર જાય." (પા. ૨૧૨)

અહીં આગળ કેટલાક દલીલ કરે છે કે, માણસ કાંઈ દેવ નથી, તે તો છે તેવો છે; જગતની પરિસ્થિતિમાં તે બીજી રીતે વર્તી ન શકે. અહીં આગળ જેક્સ આ નસીબવાદી પરિસ્થિતિનો ઘડો ફોડીને કહે છે કે, પરિસ્થિતિમાં માણસો પણ આવી જાય છે. "દરેક માણસની પરિસ્થિતિમાં સૌથી સક્રિય તથા અસરકારક તત્ત્વ તેના માનવબંધુઓ છે. જો તેની આજુબાજુના માનવબંધુની જાત અર્થાત્ તેમના ગુણ ખરાબ હશે, તો તેની બાકીની પરિસ્થિતિ પણ ખરાબ જ રહેશે.

"જો મારા પાડોશીઓની મારા અસ્તિત્વ ઉપર અસર પડતી હોય, તો મારી અસર પણ તેમના ઉપર પડે છે. તેથી જ્યારે પરિસ્થિતિ સુધારવાનો પ્રશ્ન આવે ત્યારે મને પરિસ્થિતિનો ઉત્પાદક ગણવો કે પરિસ્થિતિના પરિણામરૂપ ગણવો, એ પ્રશ્ન માત્ર દૃષ્ટિબિંદુનો જ નથી બની જતો? હું પરિસ્થિતિનું પરિણામ તેમ જ તેનો ઉત્પાદક બેઉ છું. આ બાબતોમાં અન્યોન્યાશ્રયત્વ રહેલું છે." (પા. ૨૨૦)

અને એ પણ જાણવું જોઈએ કે, માણસ સારો હશે પણ તેનું કામ જો ઊતરતું હશે, તોપણ નહિ ચાલે. "માણસોને કરવાનાં કામોની જાત જો ઊતરતી જશે, તો માણસોની જાત સુધારવાની આપણી કલ્પનાઓ કદી ફળીભૂત થવાની નથી." (પા. ૨૧૬) "જગતનું સામાન્ય કામકાજ માનવજાતિની આધ્યાત્મિક સંસ્કૃતિના મૂળરૂપ તેમ જ તેને ઊગવાની ભૂમિરૂપ

છે, એવું માનનારાઓમાં હું એક છું. હું પોતે તો સમજી જ શકતો નથી કે, ભૌતિક પ્રાણી તરીકે માણસ પોતાની આજીવિકા જે પ્રવૃત્તિઓ દ્વારા ચલાવે છે, તે પ્રવૃત્તિઓ બાતલ રાખવામાં આવે, તો બીજે કયે માર્ગે માણસના આત્માનો વિકાસ સાધી શકાય. ભૌતિકતત્ત્વ આત્મતત્ત્વના સાક્ષાત્કારની પ્રથમ ભૂમિકા છે; આત્મતત્ત્વના સાક્ષાત્કારનો માર્ગ ભૌતિક વસ્તુઓમાં થઈને જ જાય છે, તેમને વટાવીને નહીં....ભૌતિક વસ્તુઓને જ્યારે કુશળ કારીગરીથી, 'હંમેશને માટે સૌંદર્યને આનંદભરી' ચીજો રૂપ બનાવી દેવામાં આવે છે, ત્યારે તે આધ્યાત્મિક વસ્તુઓરૂપ જ બની જાય છે; અને જ્યારે તેવી વસ્તુઓનું સૌંદર્ય અનુભવીને તમે આનંદિત થાઓ છો, ત્યારે તમે પોતે આધ્યાત્મિક બની જાઓ છે." (પા. ૨૩૨)

આમ એક બાજુથી જૅકસની આ સામાજિક ફિલસૂફી પિંડ પરત્વે શુદ્ધ છે, તેમ જ બીજી બાજુ બ્રહ્માંડ પરત્વે પણ શુદ્ધ છે. આજની પાશ્ચાત્ય સામાજિક ફિલસૂફીની મોટી ખોડ તેની સ્થળવાચક અલગ વાડાબંધી છે. નાતજાત, રંગ, રાષ્ટ્ર, કોમ, ધર્મ ઇત્યાદિ અનેક એવાં તત્ત્વો તેણે બનાવી દીધાં છે, જે વિશ્વની અને માનવયોનિની અખંડ એકસૂત્ર એકતાને તોડી ફોડી નાંખે છે. જૅકસ કહે છે કે, "જે કોઈ આ બાબતોમાં લાંબી તથા ઊંડી નજર ફેંકશે તેને શંકા નહિ રહે કે, એક કામદાર કે સમાજના સેવક તરીકે તથા બીજી બાજુ સમાજની સેવ્ય એવી વ્યક્તિ તરીકે માણસ અંતે વિશ્વનો નાગરિક થવાનો દાવો, અથવા હુસેનઅલીના શબ્દોમાં કહીએ તો 'અતિ મહાન પરમેશ્વરના નમ્ર સેવક થવાનો' દાવો પુરવાર કરશે. હું સમજું છું તે પ્રમાણે, નાગરિકના હકો અને ફરજોની

ત્રણ મુખ્ય બાજુઓ છે : રાજકીય, ઔદ્યોગિક અને સાર્વલૌકિક કે વિશ્વવ્યાપી. આપણામાંનો દરેક જણ પ્રથમ તો જે દેશમાં પોતે જન્મ્યો છે તે દેશનો નાગરિક છે. બીજું, તે આ કામગરા પૃથ્વી-ગૃહનો ('ધર્મક્ષેત્ર — કુરુક્ષેત્ર' — નો) નાગરિક છે; અને ત્રીજું, તે સમગ્ર વિશ્વનો નાગરિક છે. મતદાર તરીકે તે પોતાના દેશનો છે; કામદાર તરીકે તે માનવજાતિનો છે; અને મનુષ્ય તરીકે તે આખા વિશ્વનો છે. તે દરેક ક્ષેત્રની દૃષ્ટિએ જેમ તેને જુદા જુદા હકો અને ફરજો છે, તેમ જ તે ત્રણે ક્ષેત્રનાં ભેગાં એવાં હકો અને ફરજો પણ તેને છે. આ ત્રણે પ્રકારની નાગરિકતા એકબીજા સાથે ગાઢ સંકળાયેલી છે તથા એકબીજાને આધારે રહેલી છે. જ્યાં સુધી આપણે બીજાં બે ક્ષેત્રોમાંનું આપણું સ્થાન ધ્યાનમાં નહીં રાખીએ, ત્યાં સુધી આપણે એ ત્રણમાંથી એક પણ ક્ષેત્રના નાગરિક તરીકે આપણી ફરજો (કે જેમાં આપણા હકોનો સમાવેશ થઈ જાય છે.) સમજી શકવાના નથી. . . . આખા વિશ્વની ભૂમિકા વિના આપણી રાજકીય નાગરિકતા અને આપણી ઔદ્યોગિક નાગરિકતા અગમ્ય અથવા તો અર્થહીન જ રહે." (પા. ૧૮૩-૪) "આ વિશ્વમાં માનવજાતિને ઠીક રીતે વર્તવાની શરતે જ નભાવી લેવામાં આવે છે. . . . આપણે માનવો તરીકે બાકીના વિશ્વ સામે ઊભો કરેલો જાતિ-મદ સારી વસ્તુ નથી; એ બહુ ભયંકર વસ્તુ છે. આ વાત જો આપણે લક્ષમાં નહિ રાખીએ, તો નાગરિકના હકો અને ફરજો વિષેનો આપણો અભ્યાસ કાંઈ જ કામનો નથી."

જૅકસના આવા વ્યાપક સમાજ-દર્શનનો કાંઈક ખ્યાલ આપવા માટે મેં સારી પેઠે લાંબુ લખ્યું ગણાય. તેને ન્યાય

આપવા એટલા લંબાણ વગર છૂટકો નહોતો. અને છતાં, મને લાગે છે કે, પાર વિનાની બીજી મહત્ત્વની વાતો મેં છોડી છે. જેમ કે, આજના યુદ્ધ-કાળમાં જરૂર પૂછવામાં આવે કે, યુદ્ધ માટે જૅક્સ શું કહે છે. ઉપરની ફિલસૂફી રજૂ કરી, તે સીધો યુદ્ધપ્રશ્નનો વિચાર નથી કરતા. યુદ્ધ અનિષ્ટ છે, ત્યાજ્ય છે, એ તો કોણ નથી માનતું? પ્રશ્ન એ છે કે તેને કેમ પહોંચી વળવું? આજ લગભગ સૌ એમ માને છે કે, યુદ્ધનો ત્યાગ એ તો આદર્શ છે; પણ યુદ્ધ આવે ત્યારે તેની જંગલી રીતે જ તે લડવું જોઈએ. અને તે દૃષ્ટિ પોતાને શાંતિવાદી કે યુદ્ધનિષેધક મનાવનારા લોકની પણ બની ગઈ છે. જૅક્સ કહે છે, સમાજનો રચનાત્મક કાર્યક્રમ અથવા નાગરિક ધર્મ યુદ્ધને અશક્ય કરે એમ થવું જોઈએ. સર્વોદયની જીવનકળા જો કુશળતાથી સમાજમાં ચાલે, તે જો તેનો જીવંત પુરુષાર્થ બને, તો યુદ્ધ અટકે. તેને માટે તે વીમા-પદ્ધતિનો અખતરો સૂચવે છે. તેના ગુણાગુણ ચર્ચવાની અહીં જરૂર નથી. એ અહીં કહીને મારે એટલું જ બતાવવું છે કે, યુદ્ધ આવે ત્યાં સુધી સમાજ સૂતો રહે એ બરોબર નથી; તેણે જો ઉપરની અખંડ સમાજયોગ-સાધના શરૂ કરી હોય, તો યુદ્ધ આપોઆપ વિલીન થઈ જાય. આ સાધનામાં સમાજનો યા નાગરિકનો પ્રમાદ જ યુદ્ધજનક છે.

આવું ઉત્તમ સામાજિક યોગ-દર્શન ગુજરાતીમાં ઉતારવાને માટે સંપાદક તથા પ્રકાશક-સંસ્થાને ધન્યવાદ ઘટે છે. આવા પુસ્તકથી આપણી ભાષા પણ શક્તિ પામે છે. પુસ્તક સરળ પ્રવાહી ભાષામાં અનેક નવીન વિચારને ગુજરાતીમાં રજૂ કરે છે. અને ભાષા એ પ્રકારનાં નવાં ખેડાણથી વધે છે. આપણી કૉલેજોમાં પાઠ્યપુસ્તક તરીકે આવા ગ્રંથને સ્થાન હોવું ઘટે.

રખે કોઈ વાંધો બતાવે કે આ તો અનુવાદ છે. ભાષાની શક્તિ ખીલવવા કેટલીક બાબતમાં મૂળ કરતાં અનુવાદ-લખાણ વધુ મદદ કરી શકે; જે દશામાં આપણું સાહિત્ય છે તેને માટે તો, આ ખાસ લાગુ પડે છે. સામાન્ય વાચકને માટે આ પુસ્તક એક અભ્યાસ અને મનનનો વિષય બનશે, એમ માનું છું. સંપાદકે વિસ્તૃત સૂચિ વગેરે આપી ગ્રંથની ઉપયોગિતા વધારી છે. ગુજરાતી વાચકવર્ગ આ ગ્રંથને વધાવી લેશે એમ માનું છું.

૧૦–૫–'૪૨ **મગનભાઈ દેસાઈ**

૧

# પ્રાસ્તાવિક

'રચનાત્મક નાગરિકધર્મ'— એ જાતના આ વ્યાખ્યાનોના નામ ઉપરથી, પહેલી નજરે એમ લાગવાનો સંભવ છે કે, આજે ફૂટી નીકળેલા અનેક નવી દુનિયા રચનારાઓની પેઠે હું પણ સમાજવ્યવસ્થાની કોઈ નવી યોજના લઈને આવ્યો છું. પોતાની મેળે સૃષ્ટિકર્તાની પદવી પચાવી પાડનારા આ જાતના સર્જકો તરફ લોકો બહુ મીઠી નજરે જોતા હોય એમ હું માનતો નથી. તે ઉપરાંત, નવી દુનિયા રચનારાઓનો ધંધો પણ એટલો ભરચક થઈ ગયો છે કે, તેમાં નવો આવનારો બિનજરૂરી ઘુસણિયો મનાય, અને તેનો 'ઈંટના રોડા'થી સત્કાર થાય તો નવાઈ નહીં. એટલે મેં મારાં વ્યાખ્યાનોનું મથાળું પસંદ કરવામાં સાહસ કર્યું છે, એમાં શંકા નથી. પરંતુ મને એવી આશા છે કે, જ્યારે તમે મારા આ પ્રયત્નનું સાચું સ્વરૂપ જાણશો, ત્યારે જે જોખમ મેં વહોરી લીધું છે, તે તદ્દન દૂર નહીં થાય, તોપણ હળવું તો થશે જ.

કારણ કે, હું અહીં જે રજૂ કરવા માગું છું, તે એક કાર્યક્રમ નથી, પણ પદ્ધતિ છે; તે કોઈ નવી સામાજિક વ્યવસ્થા નથી, પણ ભાવના છે; તેમાં વિજયની ખાતરી નથી, પણ પ્રયત્નશીલ થવાનું પ્રયોજન છે. મારું ચાલે તો હું તમને સર્વ પ્રકારના સામાજિક 'કાર્યક્રમો', 'વ્યવસ્થાઓ', કે

'ખાતરીઓ' તરફથી થોડાક બાજુએ વાળી, તેમના કરતાં પણ જે વસ્તુઓને હું વધુ અગત્યની માનું છું, તે તરફ લક્ષ આપવાને સમજાવું.

કારણ કે આજે રજૂ કરવામાં આવતા 'કાર્યક્રમો'ને તો, આપણે બધા જાણીએ છીએ કે, અમલમાં ન મુકાવાની જ ખાસિયત હોય છે. પ્લેટોથી* માંડીને મિ. એચ. જી. વેલ્સ* સુધીમાં વીતેલા લાંબા જમાનાઓ તપાસતાં પણ, તેથી ઊલટો એકેય દાખલો હું યાદ લાવી શકતો નથી. અને 'નવી સામાજિક વ્યવસ્થા'ની વાત કહું તો, જીવતા મનુષ્ય-શરીરના મૂળ હાડપિંજરની નવી ગોઠવણી કરવાની જેમ, કે રુધિરાભિસરણની નવી પદ્ધતિ ઊભી કરવાની જેમ, નવી સમાજવ્યવસ્થા રચી કાઢવાને પણ હું મારી જાતને અસમર્થ માનું છું. તથા 'ખાતરીઓ'ની વાત કરીએ તો, એ તો દરેક ભાષણિયોની એકમાત્ર મૂડી છે, અને એનું કામ એક બાજુ પોતે પૂરી પાડી ન શકે તેવી ખાતરીઓ આપવી અને બીજી બાજુ પોતે પોતાના મતદાર-વિભાગમાં છેલ્લું વ્યાખ્યાન આપતી વખતે જે ખાતરીઓ આપી હોય, તે પૂરી ન પાડી શકવા માટે પોતાના પ્રતિપક્ષીને ગાળો ભાંડવી, એ બે વચ્ચે જ વહેંચાયેલું રહે છે.

આ વ્યાખ્યાનોમાં આપણે તો આપણી સંસ્કૃતિને સતત ચાલતું એવું એક જોખમભર્યું સાહસ ગણવાના છીએ, કે જેનું ફળ અનિશ્ચિત છે. તે સાહસને તેમાં ભાગ લેનારા નાગરિકોએ

* પુસ્તકમાં ફૂદડીવાળા શબ્દો છે તે બધા ઉપર પુસ્તકને અંતે નોંધ છે, એમ સમજવું. જે પાનમાં એ શબ્દ હોય, તે પાનની સંખ્યા નોંધમાં પાનને મથાળે જોવી.

વ્યક્તિશઃ તેમ જ સામુદાયિક રીતે પોતાની કુશળતા અને વીરતા અનુસાર પાર પાડવાનું છે. તેમાં એક જ વાતની નિશ્ચિત રીતે 'ખાતરી' આપી શકાય તેમ છે, અને તે છેવટ સુધી કઠોર પરિશ્રમ અને ભીષણ સંગ્રામ કરવો પડશે તેની. અલબત્ત, તે સંગ્રામ હિંસક શસ્ત્રો વડે જ લડવાનો નહીં હોય.

તેનો અંત શો આવશે એ કહેવાની હિંમત કોઈ ન કરે. એમ પણ બને કે, અંતિમ લક્ષ્ય, અથવા તો મનુષ્યજાત માટે વિશ્વે સંઘરી રાખેલો અંતિમ હક, 'સદ્‌ગૃહસ્થની પેઠે મરવા' કરતાં કંઈ વધારે ન હોય કે કંઈ ઓછો ન હોય. ચંદ્રમા પણ આપણને એ ચેતવણી આપવા જ આકાશમાં નથી ઝળહળી રહ્યો કે, આપણી ગર્વિષ્ઠ સંસ્કૃતિ પણ સર્વવ્યાપી મૃત્યુના મુખમાં જ સપડાયેલી છે? એટલું તો વિજ્ઞાનેય ભાખી શકે છે. પરંતુ, એ 'મરવાની રીત' કોઈ વિજ્ઞાન ભાખી ન શકે. મનુષ્યજાત જરૂર નાશ પામશે; પરંતુ કૂતરાને મોતે જ એવું કંઈ આવશ્યક નથી; તે 'સદ્‌ગૃહસ્થની પેઠે' પણ મરી શકે. અને વીર પુરુષને તો એમાં અપાર ધન્યતા છે, જોકે દરેકના હૃદયમાં જે એદી જીવડો છુપાયો હોય છે, તેને એ વાત પસંદ નહીં પડે.

અહીંથી આગળ વધતા પહેલાં હું, વિચાર કરવાની—નાગરિકધર્મ વિષે વિચાર કરવાની—જે પદ્ધતિ અખત્યાર કરવાની તમને ભલામણ કરવાનો છું, તેનું અહીં જ બની શકે તેટલું વર્ણન કરી લઉં.

તેને નવી રીત કહેવી એ તો સત્યથી વેગળા ગયા જેવું થશે. જેઓએ પોતાની બુદ્ધિ કૃત્રિમ બનવા નથી દીધી, તે બધા જ તેનો ઉપયોગ કરે છે. બાળકો, કે જેમના નિર્ણયો

કેટલીક બાબતોમાં ઈશ્વરી નિર્ણયોના પડઘારૂપ મનાય છે, તે
પણ ભાગ્યે જ બીજી પદ્ધતિ વાપરે છે. તેને હું ' કાળ ભાવન
વિચાર કરવાની પદ્ધતિ ' અથવા ટૂંકમાં ' કાળ-પદ્ધતિ
એવું નામ આપવા માગું છું. એ નામ આ સંબંધ
પરિચિત તો નથી જ, તેમ છતાં તે છેક નવીન પણ ન
માનવ સંસારની તમામ બાબતો માટે સૌથી વધુ યોગ્ય પદ્ધ
તરીકે એનો ઉપયોગ કરવાની હું તમને ભલામણ કરવાનો

એ કાળ-પદ્ધતિથી વિરુદ્ધ જ જનારી નહિ, પ
તેનાથી નોખી તરી આવે એવી પદ્ધતિ, તે ' દેશ કે સ્થ
ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ ' છે. આ સ્થળ-પદ્ધ
જ્યાં જ્યાં માનવજીવનનું સામાજિક કે બીજું કોઈ પણ રહ
વિચારવાનું હોય છે, ત્યાં અપૂર્ણ નીવડે છે. કારણ કે, મા
જીવન ભલે સ્થળમાં ફેલાયેલા એક ' દશ્ય ' જેવું દેખાય, પર
વસ્તુતાએ તો તે ' ચેતન અનુભવ ' તરીકે કાળમાં વ્યતી
થતું હોય છે. પરંતુ જેને આપણા જમાનાના સામાજિ
સાહિત્યનો પરિચય હશે, તે દરેક જાણતો જ હશે કે, વિચ
કરવાની સ્થળ-પદ્ધતિ અંતે ગમે તેટલી અપૂર્ણ નીવડતી હ
તોપણ આ ક્ષેત્રમાં આજે તો તે જ પ્રાધાન્ય ભોગવે છે.

પરંતુ માનવજીવનને લગતી બાબતોમાં સ્થળ-ભાવના
અનુસરવી, એને હું પદ્ધતિનો એક ગંભીર દોષ માનું છું. જો
એ દોષ વર્તમાનયુગના મહાન ગુણોની જ સાથે લાગેલો હો
એમ બને. આપણે આગળ વધીશું, તેમ તેનાં પરિણા
આપણને વધુ સ્પષ્ટ થતાં જશે. મોટે ભાગે એ દોષ, આજક
યંત્રશાસ્ત્રે પ્રાપ્ત કરેલા અસાધારણ પ્રભુત્વમાંથી જ ઉદ્ભવે
છે. છેલ્લાં ત્રણ સૈકાંથી યંત્રશાસ્ત્ર આગળ આવવા લાગ્યું છે

અને હવે તેણે આપણા કાર્યક્ષેત્રને તો છાઈ દીધું છે જ, પરંતુ આપણા વિચારક્ષેત્ર ઉપર પણ તેણે પ્રભુત્વ પ્રાપ્ત કરી દીધું છે. કાર્યક્ષેત્રમાં અમુક બાબતોમાં પ્રભુત્વ પ્રાપ્ત કરવાનો તેનો હક સ્વીકારીએ પણ ખરા; પરંતુ વિચારક્ષેત્રમાં તો તેણે ખરી રીતે સેવક બનવાનું હોય, નહિ કે સ્વામી. એટલે, મનુષ્યજીવન ઉપર યંત્રશાસ્ત્રે કરેલા મહાન ઉપકારોની જમા બાજુ સામે, તેણે કરેલા કંઈક મહત્ત્વના નુકસાન તરીકે આટલું ઉધારવું જોઈએ કે, તેણે મનુષ્યજીવન વિષેના જ આપણા વિચારોને ગૂંચવી નાખ્યા છે, તથા અવળે માર્ગે ચડાવી દીધા છે. તેની કૃત્રિમ રચનાઓનું તેમના ઉચિત ક્ષેત્રમાં અતિશય મૂલ્ય છે; પરંતુ તેણે તો પોતાને અસ્તિત્વમાં લાવનાર ચિત્ત ઉપર જ તેમને લાદી દીધી છે; અને એ રીતે મનને પોતાના હથિયારનું જ ગુલામ બનાવી દીધું છે.

સ્થળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિની ચડતીનું તેથી પણ ઊંડું કારણ બતાવી શકાય તેમ છે. યંત્રશાસ્ત્રે એ કારણનો અતિશય લાભ ઉઠાવ્યો છે, તથા તેને વધારે પડતું મહત્ત્વ આપ્યું છે. એ કારણ તે બીજું કાંઈ નહિ, પણ આપણી બધી ઇંદ્રિયોમાં આંખ જ આગેવાનીભર્યો ભાગ ભજવે છે એ બીના છે. આ વસ્તુસ્થિતિને કારણે જ સર્વ જમાનાઓમાં મનુષ્યના ચિત્તે આંખની આગેવાની હેઠળ જ વિચાર કરવાનું વલણ બતાવ્યું છે, જેથી અતિ સૂક્ષ્મ ગગનવિહાર વખતે પણ વિચારની ભાષા દશ્ય જગતમાંથી ઊછીનાં લીધેલાં રૂપકો ઉપર જ મુખ્યત્વે રચાઈ હોય છે. આને લીધે એવા ભ્રમો અને વિપરીતતાઓ ઉત્પન્ન થાય છે કે, તેમને માત્ર ઊંડું વિવેકજ્ઞાન જ પકડી શકે તથા સુધારી શકે.

હવે, આંખ તો સ્થળમાં વિસ્તરતા જગતમાં કામ કરનારી ઇન્દ્રિય છે. પરંતુ તે જ જગતમાં બીજી બાજુ મનુષ્યનું ચેતન-જીવન તો કાળમાં વ્યતીત થતું હોય છે. શ્રવણ, ઘ્રાણ, રસના અને સ્પર્શની ઇંદ્રિયો જોકે સ્થળ સાથે છેક જ અસંબદ્ધ તો નથી જ; તોપણ તેઓ કાળ સાથે વધુ નિકટ સંબંધ રાખે છે; શું 'ચાલી રહ્યું છે' એ વિષે તેઓ આપણને વધુ માહિતી આપે છે. ખાસ કરીને ઘ્રાણેન્દ્રિય, કે જે કદાચ મનુષ્યની બધી ઇંદ્રિયો કરતાં વધુ ઠીંગળાઈ ગઈ છે, તે એક વખત મુખ્યત્વે કાળ સંબંધી ઇન્દ્રિય હતી, એવાં લક્ષણો દેખાઈ આવે છે. ભૂતકાળની સ્મૃતિ જાગ્રત કરવાની તેની શક્તિ વિષે તો દરેક જણ માહિતગાર હશે. જર્મનીમાં એવા તર્કો પણ થવા લાગ્યા છે કે, જગતમાંથી પોતાનો રસ્તો શોધવામાં નાક કરતાં આંખ ઉપર આધાર રાખીને મનુષ્યના ચિત્તે ઘણી રસિક માહિતી ગુમાવી છે. એમ કહેવાય છે કે, કૂતરો કાળ-ભાવનાથી વિચાર કરનારું પ્રાણી છે. અને જો કૂતરો ખરેખર વિચાર કરી જ શકતો હોય, તો તે બીજી રીતે કરી જ ન શકે. વિચારશક્તિના પીઠબળવાળાં તેમનાં નાક તેમને ભારે જબરા ઇતિહાસજ્ઞો અને જોખમકારક ભવિષ્યજ્ઞો બનાવી શકે તેમ છે. હાલ છે તે પ્રમાણે પણ તેઓ ઇતિહાસની અને ભવિષ્ય ભાખવાની શક્તિથી વંચિત જ હોય એમ નથી દેખાતું. મારો પોતાનો કૂતરો એ બંને બાબતોમાં ભારે પાવરધો છે. કોઈ અજાણ્યા સાથે એક વાર તેનો પરિચય કરાવ્યો હોય, તો પછી લાંબે ગાળે હું તે માણુસને ભૂલી પણ ગયો હોઉં, ત્યારે તે તેને મોટા ટોળામાંથી પણ પકડી કાઢે છે; તથા હું જ્યારે પરગામ જવાનો હોઉં છું, ત્યારે તે દિવસો પહેલેથી રડવાનું શરૂ કરે છે.

## ૨

# સામાજિક બાબતોમાં કાળ-ભાવના

પોતાનો અનુભવ તપાસવાની તકલીફ લેનાર દરેક જણ જાણે છે કે, જીવનમાં દરેક વસ્તુની કિંમત તેના 'ટકાઉપણા' સાથે ગાઢ રીતે સંકળાયેલી હોય છે. દુનિયાનું સર્વોત્તમ શ્રેય માણસને પ્રાપ્ત થાય; પણ તે આવે તે જ ક્ષણે ચાલ્યું જાય, દેખા દે તે જ ક્ષણે નાશ પામે — સ્મૃતિમાંથી પણ લુપ્ત થઈ જાય, તો તેની કશી જ કિંમત નથી; અને જેની કશી જ કિંમત નથી, તે વાસ્તવિક પણ નથી. તેનામાં કોઈ પણ પ્રકારનું કાયમ-રહેવા-પણું હોવું જ જોઈએ; કાંઈ નહીં તો ડેન્ટેએ* કરેલા ક્ષણિક ઈશ્વરદર્શનની પેઠે તે માત્ર સ્મૃતિમાં જ ભલે ટકી રહે; પરંતુ તેના વિના તો તે ન હોવા બરાબર જ છે. જે જવા માટે જ આવે છે, તે ન આવ્યા બરાબર છે. તેનું 'આવવું' એ ખરી રીતે 'જવું' છે; તથા તે આવતુંય નથી કે જતુંય નથી એમ જ કહેવું, એ તેથી પણ વધુ સાચું છે. જે સત્ વસ્તુ ટકી રહેતી નથી — એક ક્ષણ પણ, સ્મૃતિમાં પણ ટકી રહેતી નથી, તે આડકતરી રીતે અસત્ — શૂન્ય છે એમ કહેવા બરાબર છે. સર્વોત્તમ શ્રેય પણ જો આવ્યા બાદ એટલું જલદી ચાલ્યું જાય કે, આપણે તેને સર્વોત્તમ તરીકે પિછાની શકીએ કે ભોગવી શકીએ તેટલો વખત જ ન મળે, તો તે એક મશ્કરીરૂપ, એક નિરાશારૂપ કે અશ્રેયરૂપ જ ન કહેવાય ?

આ હકીકત આપણા ચેતન જીવનનું સૌથી ગહન સત્ય છે, અને દરેકને તે જાણીતું છે. પરંતુ એ સત્ય એવું છે કે, વિચારણાની સ્થળ-પદ્ધતિ તેને લેખામાં નથી લેતી, ને કાળ-પદ્ધતિ જ એકલી એને ગ્રહણ કરી શકે છે. આપણા સામાજિક પ્રશ્નોના અભ્યાસમાં તેની અગત્ય ઘણી છે તથા સર્વવ્યાપક છે. આપણે જો સ્થળ-ભાવના એકલીના જ દોરવાયા દોરવાઈએ, તો તો આપણને એમ લાગવા સંભવ છે કે, આપણે એકાદ સામાજિક યોજના, તંત્રરચના, કે આકૃતિ, કે જેમાં મનુષ્યો અને બળો એકબીજાના યોગ્ય સંબંધમાં યથોચિત ગોઠવાઈ ગયાં હોય, તે યોજી કાઢીએ, તો આપણું કામ પૂરું થાય. પરંતુ કાળ-ભાવના તરત જ પૂછશે કે, તમે આ માણસોને અને બળોને જ્યાં ગોઠવ્યાં છે, ત્યાં તેઓ કેટલો વખત સ્થિર રહેશે? તેમનો એ સંબંધ ક્યાં સુધી કાયમ રહેશે?

સ્થળ-પદ્ધતિ તમને એક ચિત્ર દેખાડે છે. તે ચિત્ર કદાચ આદર્શ સ્થિતિનું હશે. કોઈ સુખી ક્ષણે વ્યવહરતાં મનુષ્યોની દશા આંખ વડે જોતાં જેવી દેખાય તેવી તેમાં દેખાતી હશે. અર્થાત્ સ્થળ-પદ્ધતિથી વિચારનારને જે સામાજિક સ્થિતિ સૌથી ઇષ્ટ લાગતી હોય, તેનો ફોટો જ એ ચિત્ર હશે. પણ તે જોઈને કાળ-ભાવનાથી વિચાર કરનારો તરત પૂછશે કે, 'આ લોકો તેને ક્યાં સુધી જાળવી રાખશે? એક વર્ષ બાદ તેઓ શું કરતા હશે?' તાજેતરમાં થયેલી એક ચર્ચામાં એક સ્થળ-પદ્ધતિવાળાએ એવો મત રજૂ કર્યો કે, 'કાર્લ માર્ક્સે* યોજેલું સમાજ-તંત્ર અતિ વ્યવહારુ છે.' તેના જવાબમાં કાળ-પદ્ધતિવાળાએ કહ્યું કે, 'એ વાત બરોબર છે. પણ તે બહુમાં

બહુ તો એક જ દહાડો ટકશે.' સ્થળ-પદ્ધતિવાળો એક **અંતિમ સ્થાન** અથવા પહોંચવાનું બિંદુ જણાવે છે, કાળ-પદ્ધતિવાળો **ગતિની દિશા** જાણવા માગે છે.

આ બાબતનું એક ઉદાહરણ આપું : સુખાવતી નગરીના બધા કલ્પકોએ તથા સામાન્ય રીતે બધા સુધારકોએ તે લક્ષમાં રાખવા જેવું છે. તે એ છે કે, હજુ સુધી કોઈ માણસ સ્વર્ગનું એવું વર્ણન નથી આપી શક્યો કે જેથી શાશ્વત આનંદના ધામ તરીકે તેનો દાવો પુરવાર થઈ શકે. સ્થળ-ભાવનાવાળો પોતાના સ્વર્ગ અથવા સુખાવતીનું ચિત્ર ગમે તેટલું વિસ્તૃત બનાવે, તેમાં તે ગમે તેવા ભભકભર્યા રંગો પૂરે, તેમ જ આત્માને અનુભવવાની કે ચિંતવવાની ક્ષણિક ઘટના તરીકે એ દેખાવ ગમે તેટલો આકર્ષક લાગે, તોપણ સંત કે અસંત, મુમુક્ષુ કે ભોગી તે ચિત્રની વસ્તુને કાયમને માટે ભોગવ્યા કરવાનો વિચાર સરખો સહન નહીં કરી શકે. માનવસુખનાં આ માનસચિત્રોને કાળ-પદ્ધતિથી તપાસવા જઈએ છીએ કે તરત તે ઝાંખાં થઈ ઊડી જવા લાગે છે : ભલે પછી તે સુખ પુણ્યના ફળરૂપે પરલોકમાં ભોગવવાનું હોય કે આ લોકમાં જ પ્રાપ્ત કરવાની 'સામાજિક સામ્યાવસ્થા'નું પરિણામ હોય. અને એ રીતે તે આપણને ચેતવે પણ છે કે, "સામાજિક કોયડાનો ઉકેલ" એ માર્ગે નથી શોધવાનો.

એક વખત હું ફ્રા એંજેલિકોએ* દોરેલું એક ચિત્ર જોતો હતો. તે ચિત્રમાં સ્વર્ગના ફિરસ્તાઓનું રમણીય દૃશ્ય હતું. તે ચિત્ર તેણે ઘૂંટણીએ પડીને દોર્યું હતું એમ કહેવાય છે. તે વખતે મારી સાથે નવ કે દશ વર્ષનો એક છોકરો હતો. તે પહેલી જ વાર ચિત્રોના પ્રદર્શનની મુલાકાતે આવ્યો હતો. પેલા

ફિરસ્તાઓની પ્રાર્થના કરતી તેજસ્વી મૂર્તિઓનું નિરીક્ષણ કરવામાં મને મારી સાથેના છોકરાનો ખ્યાલ જ ન રહ્યો. પરંતુ એટલામાં તેણે ઓચિંતો જ એક અણધાર્યો પ્રશ્ન પૂછીને મને મારા ધ્યાનમાંથી જગાડ્યો. તેણે પૂછ્યું, 'આ ફિરસ્તાઓ ક્યાં સુધી પ્રાર્થના કર્યા કરશે?'

મેં કહ્યું, 'વાહ; બહુ લાંબા વખત સુધી. જોને, તેમને તેમાં કેવી મજા પડે છે?'

'પણ તેમના ઢીંચણ દુઃખશે નહીં?'

મેં જરા ડહાપણ વાપર્યા વિના જવાબ આપ્યો, 'તેમના ઢીંચણ દુઃખશે ત્યારે તેઓ ઊભા થઈ જશે અને ચિત્રમાં પાછળ જે સુંદર બગીચો તને દેખાય છે, તેમાં જરા ટહેલશે.'

'તેઓ ટહેલી રહેશે પછી શું કરશે'?

એ પ્રશ્નનો મારો જવાબ ખરેખર કમનસીબ નીવડ્યો. મેં કહ્યું, 'પછી તેઓ કદાચ અત્યારે છે ત્યાં પાછા આવશે, અને તેમની પ્રાર્થનાઓ ફરી શરૂ કરશે.'

આ સાંભળી તે બાળકની આંખોમાં આંસુ આવી ગયાં. તે ડસકાં ખાતો બોલ્યો, 'તો તો મારે ફિરસ્તો નથી થવું.'[1]

આ બાળક બાલસુલભ કાળ-ભાવનાથી વિચાર કરતો હતો. અને તે રીત જ મનુષ્યને સ્વાભાવિક છે. પરંતુ હવે યંત્રશાસ્ત્રે આપણા આધુનિક માનસ ઉપર જોરથી ઠોકી બેસાડેલી સ્થળ-ભાવનાથી વિચાર કરવાની કૃત્રિમ રીતને કારણે તે બહુ દબાઈ ગઈ છે. એ પ્રદર્શનવાળા પ્રસંગ બાદ જ્યારે જ્યારે હું આજકાલ થોકબંધ લખાતાં સુખાવતીનાં શબ્દચિત્રો, અર્થાત્ સ્વર્ગસુખના

---

૧. ખ્રિસ્તી દેશોમાં મા-બાપ નાના બાળકને આશીર્વાદ આપતાં કહે છે કે, તું ફિરસ્તો થજે, ફિરસ્તા જેવો થજે.

ફોટોગ્રાફોનો અભ્યાસ કરવા બેઠો છું, ત્યારે ત્યારે મારા તાત્ત્વિક ચિંતનમાં ખલેલ પહોંચી છે. મને તરત જ પ્રશ્ન ઊઠ્યો હોય છે કે, આ ફિરસ્તાઓ પછી શું કરશે? તેઓ કયાં સુધી એ દશા कायम राखी शकशे? અલબત્ત, આ બધી યોજનાઓ વ્યવહારુ હોય છે. પણ કાર્લ માર્ક્સની યોજના બાબત પેલા કાળ-પદ્ધતિ-વાળાએ કહ્યું હતું તેમ, તે બધી એક દિવસથી વધુ કાયમ રહી શકશે? આ બધા હસતા, આનંદી અને હાથ મિલાવતા સુખાવતી-વાસીઓ પોતે પ્રાપ્ત કરેલી દશાને, તેથી વધુ ઉચ્ચ સ્થિતિ તરફ ઊંચે ને ઊંચે आगळ लई जवा वडे કાયમ રાખવા જેટલો પુરુષાર્થ દાખવી શકશે? (કારણ કે, આ જગતમાં કોઈ પણ સારી વસ્તુ કાયમ રાખવાનો એ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી.) કે પછી તેઓ સુખના અવડ ભોંયરામાં એવા તો ઊંડા ભરાઈ પેઠા છે કે, હવાફેર માટે પણ તેઓ કદી બહાર આવી શકે તેમ નથી? આવા આવા પ્રશ્નો ઊભા થતાં જ પેલું ઝળહળતું કલ્પનાચિત્ર ઝાંખું પડી જાય છે! અને કાળ-ભાવનાથી વિચાર કરનારનું દિલ પણ ભારે બની જાય છે.

આપણા નવી દુનિયા રચનારાઓ ન્યાયી સમાજતંત્ર ઘડવા પાછળ પડ્યા છે. અર્થાત્ એવું તંત્ર કે જ્યાં દરેક જણ પોતાને ઉચિત સ્થાને અને ઉચિત સંબંધોમાં ગોઠવાયો હોય. એ આ બાબતની સ્થળ-બાજુ થઈ. પરંતુ બીજી વસ્તુ તો આપણા ધ્યાન ઉપર લાવવામાં આવતી જ નથી કે, ન્યાયી સમાજતંત્ર તો તે જ કહેવાય કે જેને નાગરિકોએ વળી વધુ ન્યાયી બનાવતા રહીને 'પોતાને માટે રોજ નવું જ જીતવાનું હોય.' તેનું ન્યાયીપણું બધા લોકો કયે સ્થાને કયા સંબંધોમાં ગોઠવાયા છે તે બીનામાં નથી રહ્યું, પરંતુ તેઓ તે સંબંધોથી

જોડાઈને પછી શું કરે છે, એ બીનામાં રહ્યું છે. એ બીના આ પ્રશ્નની કાળ-બાજુ થઈ.

એક જ દિવસ કાયમ રહી શકનારી સમાજવ્યવસ્થાઓ રચવી, અને આજકાલ જાહેર યોજનાઓ હેઠળ અને જાહેર પૈસા વડે મોટી સંખ્યામાં ઊભાં કરવામાં આવતાં તકલાદી મકાનો રચવાં — કે જેઓ ઉમદા કારીગરીને લજવનારાં તથા એક જ પેઢીમાં ઘોલકાં થઈ જનારાં હોય છે, — એ બંને ક્રિયાઓનું મૂળ એક જ છે, એમ મારું માનવું છે. સ્થળ-ભાવનાથી જ વિચાર કરવાની શક્તિનો હદ બહાર વિકાસ અને કાળ-ભાવનાનું અતિશય ઠીંગળાઈ જવું અથવા તો જીર્ણ થઇ જવું, તેની જ એ બંને ક્રિયાઓ ઉદાહરણરૂપ છે, તથા તેમાંથી ઉદ્ભવેલી પણ છે. બંને ક્રિયાઓ 'રચનાત્મકતા'નો દેખાવ કરે છે, તથા 'રચનાત્મકતા'ની ભાષા વાપરે છે; પરંતુ રચનાત્મક નાગરિકધર્મ એ બેમાંની એકેને સ્વીકારી ન શકે.

આપણા તકલાદી બાંધકામ કરનારાઓ પણ સ્થળની દૃષ્ટિએ પોતાના કામકાજનો વિચાર કરવામાં પાવરધા હોય છે: ઘર આટલાં મોટાં હોવાં જોઈએ, તેમની સંખ્યા આટલી હોવી જોઈએ, તેમની કિંમત આટલી પડવી જોઈએ, તેમનો 'પ્લાન' આવો આવો હોવો જોઈએ, — એવાં બધાં સ્થળ-પદ્ધતિનાં લેખાં તે માંડશે. પરંતુ આ બાબતનો કાળ-પદ્ધતિએ જે વિચાર કરવાનો, કે એની કારીગરીનો ગુણ કેવો હશે, તે વિષે આપણે ભાગ્યે જ કશું સાંભળવા પામીએ છીએ. મેં 'રહેઠાણોના પ્રશ્ન'ને લગતી કમિટીઓ તથા જાહેરસભાઓમાં હાજરી આપી છે; પરંતુ ક્યાંય એ વિષયનો બહુ ઉલ્લેખ કરાયેલો મને યાદ નથી. અને જ્યારે કારીગરીનો ગુણ એ પ્રથમ

વિચારવા જેવી વસ્તુ છે એવી મેં વકીલાત કરી છે, ત્યાં એમ જ માની લેવામાં આવ્યું છે કે, કોઈક નવું ઘેલું—'ફૅડ' હું આગળ ધરું છું. અને એમ બને તેમાં નવાઈ નથી. કારણ કે આમની સભા, મજૂર-મહાજનો, ભાષણિયાઓ, મતદારે કે મત ઉઘરાવનાર એ બધા જ મોટે ભાગે સ્થળ-ભાવનાથી જ વિચાર કરનારા હોય છે, એટલે તેમને એ પ્રશ્નની આ બાજુમ રસ જ હોતો નથી. મેં જ્યારે આ કમિટીઓને કાર્લાઇલના' શબ્દો ટાંકીને જણાવ્યું છે કે, તેમનાં મકાનો એવાં બંધાવ જોઈએ કે જેથી તેઓ 'ક્યામતના દિવસ સુધી ટકી રહે, (અને ક્યામત રોજ હોય છે), ત્યારે તેઓએ એમ જ માન્યું છે કે, હું એક હળવી-મશ્કરી જ કરી રહ્યો છું.

આ તબક્કે હવે હું કાળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ વિષે કાંઈ વિશેષ નહીં કહું; નહીં તો મારે માર વિષયની બહાર જઈને દાર્શનિક ક્ષેત્રમાં પ્રવેશ કરવો પડે. જેમ જેમ આપણે આગળ વધતા જઈશું, તેમ તેમ અસંખ્ય દાખલાઓ ઉપરથી તેનું સ્વરૂપ તમને વધુ ને વધુ સમજાતું જશે. પરંતુ જ્યારે આપણી પદ્ધતિ સામી મળે, ત્યારે તમે તેને પિછાની શકો, તે માટે હું અહીં તેનાં એક યા બે લક્ષણો જણાવતો જાઉં. તેમના વડે તમે તેને તેનાથી ભિન્ન એવી સ્થળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિથી અચૂક જુદી પાડી શકશો.

કોઈ વિચારક પોતાના વિચાર રજૂ કરવામાં કઈ જાતનાં રૂપકો વાપરે છે, તે ઉપરથી તમે સ્થળ-ભાવનાના ક્ષેત્રમાં છે કે કાળ-ભાવનાના, તે નક્કી કરી શકશો. એટલે પ્રથમ તે તેણે ચક્ષુરિન્દ્રિય પાસેથી ઊછીનાં લીધેલાં રૂપકો તરફ નજ

કરો. એ રીતે, ફિલસૂફીનું એક પુસ્તક ઉઘાડતાં, મનુષ્યની સમજશક્તિ બાબત તેમાંથી નીચેની વ્યાખ્યા મળી: 'વસ્તુને સમજવી એટલે તે આવશ્યક છે એમ જોવું.' પરંતુ 'જોવું' શા માટે? અલબત્ત, એ ભાષાનું રૂપક છે; પરંતુ ચક્ષુરિંદ્રિયનું જ રૂપક શા માટે પસંદ કર્યું? વસ્તુને સમજવી એટલે તે આવશ્યક છે તેમ 'સાંભળવું' શા માટે નહીં? 'ચાખવું' શા માટે નહી? કે 'સૂંઘવું' શા માટે નહીં?

'આવશ્યક' શબ્દનો ઉપયોગ પણ સ્થળ-ભાવનાથી વિચાર કરનારો સામે આવે ત્યારે તેને ઓળખી કાઢવાનું બીજું, તથા લગભગ અમોઘ સાધન છે. સ્થળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ આપણને એક જ નિર્ણય ઉપર અચૂક લઈ જાય છે કે, આ જગત એક યંત્ર છે, તથા તેનો દરેક ભાગ આવશ્યકતાથી નિયંત્રિત છે. એટલે સ્થળ-ભાવનાથી વિચાર કરનારો જ્યારે એમ કહે કે, 'વસ્તુને સમજવી એટલે તે આવશ્યક છે એમ જોવું,' ત્યારે તે તેના દૃષ્ટિબિંદુથી તદ્દન સાચો છે. અને તેનું કારણ પણ ઉઘાડું જ છે. તમે તેને બીજી કોઈ રીતે જોઈ જ ન શકો; કારણ કે, તે આવશ્યક છે એમ ન જોવું એનો અર્થ એ જ થાય કે, તે ત્યાં નથી એમ જોવું. ચક્ષુરિંદ્રિય આવશ્યકતાની જ ખાસ ઇંદ્રિય છે; કારણ કે, તે સ્થળને લગતી ઇંદ્રિય છે. તેથી, જો કોઈ માણસ જન્મથી જ સ્થળ-ભાવનાથી વિચાર કરવાને ટેવાયો હોય, અથવા આ જમાનામાં જન્મવારૂપી અકસ્માતથી તેવો બન્યો હોય, તો તે અચૂક નિયતિવાદી જ બનવાનો; અર્થાત્, કોઈ વસ્તુ આવશ્યક છે એમ જોવાથી જ તેને સમજનારો બનવાનો. પરંતુ જો તે કાળ-ભાવનાથી વિચાર કરનાર હોય, તો તે વસ્તુને જુદી જ રીતે સમજે.

કારણ કે, કાળ-ભાવનાથી વિચાર કરનાર તો વસ્તુને માત્ર જોતો જ નથી, પણ સાંભળે છે, ચાખે છે, સૂંઘે છે, પકડે છે, તથા તેનો સ્વભાવ નક્કી કરતા પહેલાં તેની અનેક રીતે ખાતરી કરી જુએ છે — પેલા ભક્તિગીત[૧] રચનારની જેમ, કે જે આપણને 'ઇશ્વર સારો છે એવું ચાખીને જુઓ' એમ કહે છે, તથા જોવાની પહેલાં ચાખવાને મૂકે છે. આમ એક ઇન્દ્રિય ઉપરથી બીજી ઉપર, જોવા ઉપરથી સાંભળવા ઉપર, અને સૂંઘવા ઉપરથી સ્પર્શ કરવા ઉપર જઈ જઈને, વસ્તુઓને તે તેમનાં વિવિધ પરિવર્તનોમાં અનુસરે છે; અથવા કહો કે, તે પરિવર્તનોની પીઠ ઉપર જ સવાર થાય છે, જેથી તેનું 'દૃષ્ટિબિંદુ' જગતની શાશ્વત ગતિની સાથે સાથે જ ગતિ કરે છે, અને તેથી તે માત્ર 'બિંદુ' નથી રહેતું. કાળ-ભાવનાથી વિચાર કરનારનું મન હંમેશાં गतिमान હોય છે. તે એક ઇંદ્રિય ઉપરથી બીજી ઇંદ્રિય ઉપર જઈ જઈને તથા અંતે ઇંદ્રિયોની છેક જ પાર નીકળી જઈને શોધી કાઢે છે કે, આવશ્યકતા એ કંઈ અંતિમ વસ્તુ નથી. વસ્તુઓને જોવામાં જે આવશ્યક હોય, તે તેમને સાંભળવામાં આવશ્યક નથી; સાંભળવામાં જે આવશ્યક હોય, તે સૂંઘવામાં નથી; અને એ પ્રમાણે બધી બાબતોમાં છે. તેથી તે કહે છે, 'વસ્તુને સમજવી એટલે તે આવશ્યક છે એમ જોવું', એ નથી; પરંતુ તેના स्वातंत्र्यमां भागीदार थवुं, એ છે. બીજી રીતે કહીએ તો, ફિરસ્તાઓ કે સેતાન વિષે તે માત્ર એટલું જ જાણવા માગતો નથી કે, તેઓ પ્રાર્થના કરતા હોય અથવા બીજી કોઈ

૧. જૂના કરારમાં આપેલાં.

પોતાની યુક્તિ-પ્રયુક્તિ કરતા હોય, તે વખતે તેમની ઉપર નજર પડે ત્યારે તેઓ શું કરતા દેખાય; પરંતુ તે તો એ પણ જાણવા માગે છે કે, 'તેઓ પછી શું કરવાના છે.' કાર્લ માર્ક્સ કે બીજા કોઈની સમાજવ્યવસ્થા સ્થપાશે તે દિવસે દુનિયા કેવી હશે, એના દર્શનમાત્રથી તેના મનને સંતોષ થતો નથી; પરંતુ તે તો ત્યાર પછીના દિવસ સુધી અને ત્યાર બાદ પણ અનંત દિવસો સુધી સતત આગળ જવા માગે છે. ગમે તેમ હોય, કાળ-ભાવનાથી વિચાર કરવો એ વિચારની સ્વાભાવિક પદ્ધતિ છે. કેટલાકે તેને 'ઐતિહાસિક વિચારપદ્ધતિ' એવું નામ આપ્યું છે. એ નામ સારું છે, પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, ઇતિહાસને માત્ર ભૂતકાળ સાથે જ લેવાદેવા નથી, પણ વર્તમાન સાથેય છે, અને તે 'વર્તમાન' એટલે પણ ભૂતકાળ જ્યાં ભવિષ્યમાં ઊગી નીકળે છે, તે બિંદુ.

સાહિત્યિક લોકોને ઉપયોગી થાય તેવું તે પદ્ધતિઓને ઓળખવાનું બીજું ખાસ લક્ષણ, તે પદ્ધતિઓની શૈલી છે. સ્થળ-ભાવનાથી વિચાર કરનારો પોતાના સ્વાભાવિક વાહન તરીકે મોટે ભાગે ગદ્યને પસંદ કરે છે; પરંતુ કાળ-ભાવનાવાળો પદ્યને પસંદ કરે છે. સ્થળ-ભાવનાવાળો જો કોઈ વાર ડહાપણ છોડીને પદ્યનો સ્વીકાર કરે, તો તેની કડીઓ અચૂક રીતે લક્કડશી તથા જડ હોય છે. પરંતુ ગદ્યની ઊતરતી છટાની બાબતમાં તે જે શક્તિ બતાવી શકે, તેને હદ જ નથી. કાળ-ભાવનાવાળાને તો ગદ્ય પ્રતિકૂળ વાહન જ લાગે છે; વસ્તુઓની ગતિ વ્યક્ત કરવા માટે તે તેને અધૂરું માલૂમ પડે છે. તે તેનો સ્વીકાર પણ ખચકાતો ખચકાતો કરે છે; અને પોતાનામાં

ગાવાની શક્તિ ન હોવાથી તેને તેનો સ્વીકાર કરવો જ પડે, તો તે પોતાને કવિ ન બનાવવા સારુ નસીબને દોષ દે છે. કાળ-ભાવનાથી વિચાર કરવાનું ઉચ્ચતમ કક્ષાએ પહોંચ્યું હોય છે, ત્યારે કવિતા પણ તેની અર્થવાહક થઈ શકતી નથી; એટલે તેવો સર્વોત્તમ કોટીનો વિચારક તો મૂગો જ થઈ જાય છે. સિવાય કે તે વખતે 'શબ્દ વિનાની કવિતા'-રૂપ સંગીત તેની મદદે આવે. સંગીત એ કાળ-ભાવનાથી વિચાર કરનારની કળા છે; તથા જે જગતને તે હવે આવશ્યક તરીકે જોતો નથી, પરંતુ સ્વતંત્ર તરીકે સાંભળે છે, તેનું રહસ્ય વ્યક્ત કરવાની તેની પોતાની અનોખી રીત છે.

આ બધાનો સાર એ છે કે, વસ્તુઓ વિષેની બધી 'દૃષ્ટિઓ'— ભલે પછી તે જગત વિષે હોય, સમાજ વિષે હોય, મનુષ્યસ્વભાવ વિષે હોય, કે બીજા ગમે તે વિષે હોય,— પણ જ્યાં સુધી તે બધી માત્ર 'દૃષ્ટિઓ' જ છે, ત્યાં સુધી, આપણે જે વસ્તુઓ જોતા હોઈએ છીએ તેમનું સાચું સ્વરૂપ પ્રગટ કરવાને તે અસમર્થ નીવડે છે.

આપણે આગળ જઈશું તેમ આ વસ્તુની ભારે અગત્ય સમાજશાસ્ત્રના અભ્યાસીને સ્પષ્ટ થતી જશે એમ હું માનું છું. મનુષ્યનું શરીર સ્થળમાં વિસ્તરેલું છે; તેનું અસ્તિત્વ જ સ્થળમાં છે, એ વાત સાચી છે. તેમ જ જો સમાજ મનુષ્યશરીરોનો જ, અર્થાત્ યંત્રસંચાલિત શબોનો જ બનેલો હોત, તો તો સ્થળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ આપણને માનવ સમાજ વિષે આવશ્યક એટલું બધું જ્ઞાન આપી શકત. પરંતુ દરેક જણનું અસ્તિત્વ ભલે સ્થળમાં હોય, પણ સ્થળમાં કોઈ જીવતું તો નથી જ. આપણે જેટલે અંશે ચેતન છીએ, તેટલે

અંશે કાળમાં જ જીવીએ છીએ; અને સામાજિક યા વૈયક્તિક જીવનના સારરૂપ કાળ ઉપર 'દૃષ્ટિ' કદી કરી શકાય નહિ. પરિણામે સમાજવિદ્યાનો અભ્યાસ કરવાની જે પદ્ધતિ સમાજ વિષે સાચી 'દૃષ્ટિઓ' જ પ્રાપ્ત કરવાનું લક્ષ રાખશે, તે જે જે 'કોયડા' ઉકેલવાનું હાથમાં લેશે, તે દરેક પાછળની જીવન-દૃષ્ટિ ભૂલી બેસશે, અને છીછરાપણામાં જ પરિણમશે. છતાં આપણને એ જ ટેવ પડી છે. અભ્યાસના બીજા કોઈ વિષયમાં આટલા મોટા જથામાં 'દૃષ્ટિઓ' નથી શોધાતી; તથા જડે ત્યારે આટલી બધી નિરુપયોગી નથી હોતી. કોઈ યંત્ર ઉપર પૂરતી 'દૃષ્ટિ' કરીએ, તો તેને સમજી શકાય; પણ માણસને માત્ર તેટલાથી ન સમજી શકાય; અને મનુષ્યસમાજને તો તેથી પણ ઓછો સમજી શકાય. અંતે તો આંખ આપણા પડોશી વિષે આપણને બહુ ઓછી માહિતી આપી શકે; અને આપણે પોતાને વિષે તો તેથી પણ ઓછી. નહિ તો, કોઈ માણસના ફોટોગ્રાફથી તે માણસના પોતાના જેટલી જ ગરજ સરે. બીજાઓ આપણને 'જુએ છે' તેટલા જ આપણને પોતાને પણ આપણે માત્ર 'जोई' જ શકતા હોત, તો આપણે કેવા આભાસરૂપ જ હોત! અને સ્થળમાં વિચાર કરવાની પદ્ધતિવાળા જ્યારે કાળભાવના પાસેથી કશી જ મદદ નથી લેતા, ત્યારે માત્ર આભાસો જ ઊભા કરી શકે છે. એ આભાસોને 'વસ્તુશૂન્ય વિકલ્પ' પણ કહી શકાય. પછીના પ્રકરણમાં હું એવા એક આભાસ અથવા 'દૃષ્ટિ' વિષે કંઈક કહેવાનો છું.

આ પ્રકરણ પૂરું કરતા પહેલાં, હું બધા સારા નાગરિકોનું ધ્યાન ખેંચતી એક વસ્તુ બાબત કાળ-ભાવનાથી વિચાર

કરવાનો નમૂનો આપું છું. તે વસ્તુ તે રાષ્ટ્રસંઘ* છે. ગત મહાયુદ્ધમાંથી નીકળી આવેલી એ એકમાત્ર માનુષી યોજના છે.

આપણે રાષ્ટ્રસંઘ વિષે સ્થળમાં વ્યાપેલા એક સંગઠન તરીકે જ વિચાર કરીએ, તો આપણે તેનું સાચું તત્ત્વ ધરાર પામી શકવાના નથી. એ પ્રમાણે તો, નકશા ઉપર જુદા જુદા પ્રદેશોને આંતરરાષ્ટ્રીય કાયદાની હકૂમત હેઠળ લાવવા પૂરતા જોડી દઈએ, તો રાષ્ટ્રસંઘ સ્થપાઈ ગયો, એમ જ કહેવાય. જો એટલું જ કરવાનું હોત, તો તો એક સારી યોજના તૈયાર કરીને, કરારપત્ર ઉપર અત્યારની બધી સરકારો સહીઓ કરે, એટલે રાષ્ટ્રસંઘ માટેની લડત પૂરી થાય.

પરંતુ એ તો ઉઘાડું છે કે એટલું બસ નથી. તરત જ પ્રશ્ન ઊભો થાય છે કે, એ કરાર ક્યાં સુધી 'पाळवामां' આવશે? તે ક્યાં સુધી કાયમ રહેશે? તેનો જવાબ પણ સ્પષ્ટ જ છે: જ્યાં સુધી તે કરાર કરનાર પક્ષકારો અરસપરસ વફાદારીની ભાવનાથી પ્રેરાયેલા રહેશે, ત્યાં સુધી જ તે કરાર કાયમ રહેશે. ધારો કે, તે કરાર અત્યારની બધી સરકારોએ ખરા દિલથી કબૂલ રાખ્યો છે, તથા તેમની પાછળ તેમની પ્રજાઓના જાહેરમતનું પીઠબળ પણ છે. પરંતુ તે સરકારો બદલાઈને તેમની જગાએ તેમનાથી જુદા અભિપ્રાયવાળા બીજા માણસોની બનેલી નવી સરકારો સત્તા ઉપર આવે, તથા પ્રજાનો જાહેરમત પણ વારંવાર બદલાયા કરે છે તેમ બદલાઈ જાય, તો પછી શું થાય? આ ફેરફારો પછી પણ તેમની અન્યોન્ય વફાદારી કાયમ રહે? અને જો ન રહે, તો રાષ્ટ્રસંઘ પણ, એક વખત ખરા

દિલથી કબૂલ રાખેલ, પણ હવે 'કાગળનાં ચીંથરાં' રૂપ બનેલાં અનેક સુલેહનામાંની લાંબી યાદીમાં એક વધુ ઉમેરારૂપ જ ન બની જાય? રાષ્ટ્રસંઘના સભ્યોની અખંડ વફાદારી ઉપર, તથા તેમની વફાદારીથી આખા જગતમાં જે ચાલુ વિશ્વાસજનક વાતાવરણ પેદા થાય છે તેના ઉપર આપણે આધાર ન રાખી શકીએ, તો આપણા રાષ્ટ્રસંઘની કશી કિંમત નથી. માત્ર સ્થળમાં કરેલી ગોઠવણ તરીકે સિદ્ધાંતની દૃષ્ટિએ તે ગમે તેટલો સંપૂર્ણ હોય; તથા જુદાં જુદાં રાષ્ટ્રોના વિરોધી સ્વાર્થો વચ્ચે ક્ષણભર તે ગમે તેવું સામંજસ્ય સ્થાપી શકતો હોય, પરંતુ આપણે ઊભી કરેલી વસ્તુના કાયમીપણા વિષે આપણને ખાતરી ન હોય, તો તેની કશી કિંમત નથી.

હવે આપણે રાષ્ટ્રસંઘ વિષે કાળ-ભાવનાની પદ્ધતિએ વિચાર કરીએ. તો તેનું પરિણામ એ આવે છે કે, આખી વસ્તુ યાંત્રિક મટીને જીવંત બની જાય છે, અને એ પદ્ધતિ અચૂક એ પરિણામ લાવે પણ છે. આપણે તરત જોવા લાગીએ છીએ કે, રાષ્ટ્રસંઘની સફળતાનો આધાર, તેમાં અન્યોન્ય વફાદારી નામની માનવ ભાવનાના હોવા ન હોવા ઉપર છે. તેની સાથે જ એ રાષ્ટ્રસંઘનું કામકાજ તથા દોરવણી જે લોકોના હાથમાં સોંપવાનાં છે, તેમના પ્રકાર વિષેના આપણા ખ્યાલમાં પણ ફેરફાર થાય છે. સૌથી પ્રથમ તો તેઓ અખંડ વિશ્વાસ ઊભો કરી શકે તેવા હોવા જોઈએ, તેઓ સ્થિર ચિત્તવાળા હોવા જોઈએ, વફાદાર હોવા જોઈએ, ચારિત્ર્યના પીઠબળવાળા હોવા જોઈએ, તથા મનુષ્યનું ટૂંકું આયુષ્ય પહોંચે ત્યાં સુધીના કાયમી માણસો હોવા જોઈએ. તેમના દેશમાં તેમનો પક્ષ સત્તા ઉપર રહે તેટલા ટૂંકા સમય માટેના તે ન હોવા જોઈએ,

પરંતુ આપણા ન્યાયાધીશોની જેમ તેઓ આજીવન કે લાંબા સમય માટે નિમાયેલા હોવા જોઈએ. તો જ તેમને રાષ્ટ્રસંઘ ઉપર ભૂંસી ન શકાય તેવી પરંપરાઓની છાપ પાડવા માટે જોઈતો સમય મળે. આપણા પોતાના દેશમાં જ કાયદાનું બળ, અંતે તો, ધારાપોથીમાં લખાયેલી બાબતોની સિદ્ધાંતની દૃષ્ટિએ સંપૂર્ણતા ઉપર નહીં, પરંતુ ન્યાયાધીશોના સંપૂર્ણ પ્રમાણિકપણા ઉપર આધાર નથી રાખતું? તો પછી રાષ્ટ્રસંઘની બાબતમાં એથી જુદું કેમ કરીને હોઈ શકે? તેનું કાયમીપણું, તેનું તંત્ર જે લોકો ચલાવવાના હોય તે લોકો ઉપર આધાર રાખે છે.

આમ કાળ-ભાવનાથી વિચાર કરતાં જ આપણને જણાયું કે, કોઈ પણ સંસ્થા કે તંત્ર, સિદ્ધાંતની દૃષ્ટિએ ગમે તેટલું સંપૂર્ણ હોય, પણ તેનું કામકાજ ચલાવવા માટે, તેની દોરવણી માટે, અને તેની વ્યવસ્થા માટે આપણે 'ટ્રસ્ટી' શબ્દથી ઓળખાતા માણસોની જાતના સંચાલકો ન મેળવી શકીએ, તો કાળના અકસ્માતો કે મનુષ્યની કામનાઓના ફેરફારોમાંથી તે બચી શકે નહીં. સ્થળમાં વિસ્તારની અને ગોઠવણીની દૃષ્ટિએ વિચારી કાઢેલી વસ્તુ તરીકે તમારું તંત્ર જેટલું વધારે સંપૂર્ણ હોય, તેટલું જ કાળ, ગુણ અને મૂલ્યની દૃષ્ટિએ વિચારેલી વસ્તુ તરીકે તે તંત્રનો અમલ કરવાનું જેઓને સોંપો, તેમનું ટ્રસ્ટીપણું પણ શંકાથી પર હોવું જોઈએ. રાષ્ટ્રસંઘનો કાળ-ભાવનાની દૃષ્ટિએ અર્થ કરીએ, તો તે જગતની ટ્રસ્ટીપણાની શક્તિની કસોટીરૂપ છે.

અને એ જ વસ્તુ, જે જે વ્યવસ્થા કે તંત્ર વિષે વિચાર કરીએ, તે દરેકની બાબતમાં તે તે પ્રમાણમાં સાચી છે. ભલે

પછી તે સત્તાની વહેંચણી માટેની રાજકીય વ્યવસ્થાને લગતી વાત હોય, કે ધનની વહેંચણી માટેની આર્થિક વ્યવસ્થાને લગતી વાત હોય, કે સંસ્કારની વહેંચણી માટે કેળવણીની વ્યવસ્થાને લગતી વાત હોય: તેમની પાછળ જો ટ્રસ્ટીપણું નહીં હોય, તો તેઓ ટકી શકશે નહીં — સમય તે બધીનો નાશ કરી નાખશે.

૩

# સામાજિક રોગમીમાંસા

નવું તંત્ર યોજી કાઢવાનું કામ ભલે હંમેશાં રસપ્રદ અને કોઈ વાર ઉપયોગી પણ હોય; પરંતુ માનવ-વ્યવહારની દિશા નક્કી કરવામાં એ વસ્તુ, સ્થળ-ભાવનાવાળા માને છે તેના કરતાં બહુ ઓછો ભાગ ભજવે છે. અત્યાર અગાઉ આ અતિશય પુરાણી દુનિયામાં કેટલીય તંત્ર-વ્યવસ્થાઓ યોજવામાં આવી છે; અને બીજી કેટલીય હજુ યોજાય છે. તેમાંની ઘણીની માનવ આચાર ઉપર કંઈક અસર પણ પડી હશે; પરંતુ હું જાણું છું ત્યાં સુધી, તેમાંની કોઈએ પૃથ્વી ઉપર મૂર્ત રૂપ ધારણ કર્યું નથી. માનવ સમાજ એ કંઈ ગોઠવેલી વસ્તુ નથી; પરંતુ જીવંત શરીર છે. અને તેથી જ તેને રચવાની કે ફરીથી નવેસર ગોઠવવાની આપણી શક્તિ મર્યાદિત છે. આપણે આપણો પોતાનો નાશ કરી શકીએ એ અર્થમાં સમાજનો નાશ કરી શકાય, એ વસ્તુ કદાચ સાચી છે. અને કેટલાક લોકો 'સમગ્ર માનવજાતિના આપઘાત'ની વાત કરે છે તેમને મતે આપણે આજકાલ એ જ કામ કરવા લાગી પણ ગયા છીએ. પરંતુ સમાજનો જો એક વાર નાશ થાય જ, તો પછી તંત્રવ્યવસ્થાની કોઈ યોજના કે કાર્યક્રમ તેને ફરી જીવતો નહીં કરી શકે. કારણ કે એ તો વળી વધુ સ્પષ્ટ છે કે, બાકીના આપણા બધાની સાથે જ તે તંત્રવ્યવસ્થાના યોજકો પણ નાશ પામી ગયા હશે.

આપણી બધી તંત્રવ્યવસ્થાની યોજનાઓ અને કાર્યક્રમો તેમની ભૂમિકા તરીકે જીવંત સમાજને જ સ્વીકારે છે. તેઓ સમાજના જીવનમાંથી જ ઉદ્ભવેલાં હોય છે; તેમ જ તેમને અમલમાં મૂકવાને પણ સમાજની જ શક્તિની આવશ્યકતા હોય છે. તેથી જેમ જેમ તે વ્યવસ્થાઓ અને કાર્યક્રમો વધુ સાહસભર્યાં હોય, તેમ તેમ સમાજ પણ તે સુધારણાનાં સાહસો સ્વીકારવા જેટલો વધુ પ્રાણવાન અને શક્તિશાળી હોવો જોઈએ. એનો અર્થ એ થયો કે, આપણે સમાજસુધારની શરૂઆત સમાજમાં એવા ખ્યાલો ઊભા કરીને તો ન જ કરવી જોઈએ કે જેઓ સમાજની શક્તિ ઓછી કરી દે, તેને પોતાને વિષે ઉદાસીન અને ગમગીન બનાવી દે, તથા તેના ઉપર બીમારીનું વાતાવરણ ફેલાવી દઈને તેને નૈતિક તથા ભૌતિક દૃષ્ટિએ નબળો પાડી દે. કારણ કે, તે રીતે તેની હિંમત તથા શક્તિ છેક જ ઓસરી જાય, ત્યારે તે આત્મસુધારનું કોઈ મહાન કૃત્ય કરી બેસે એવી આશા રાખવી ફોકટ છે. જે સમાજ એ રીતે નબળો પડી ગયો હોય કે હિંમત હારી ગયો હોય, તેની પાસે પોતાની સુધારણા માટે જોઈતી શક્તિ નહીં હોય, એટલું જ નહીં, પણ તે તો સુધારણાની ઢીલી તથા ટૂંકી દૃષ્ટિવાળી રીતો સ્વીકારીને પોતાની નબળાઈ જ વધુ જાહેર કરશે. ઉપરાંત એવી રીતોને કારણે લોકોમાં મતભેદ પડી જશે, અને એકત્રિત સામનો કરવામાં જે શક્તિ જોઈએ, તે આંતરિક વિખવાદ અને માંહોમાંહે દોષારોપણ કરવામાં જ વેડફાઈ જશે.

આ વ્યાખ્યાનોમાં હું એથી ઊલટી જ પદ્ધતિની વકીલાત કરવાનો છું. અત્યાર અગાઉ તમારા લક્ષમાં આવી જ ગયું હશે કે, હું 'રચનાત્મક' શબ્દ નવો કાર્યક્રમ રજૂ કરવાના

હેતુથી નથી વાપરતો, પરંતુ અમુક ભાવના — રચનાત્મકતાની ભાવના — દર્શાવવાના બહુ નમ્ર હેતુથી વાપરું છું. તે શબ્દથી અમુક જાતનો જુસ્સો જ સૂચિત થાય છે, તથા તે જુસ્સો પણ અમુક મરણિયા કે ખાસ કેળવાયેલી વ્યક્તિઓમાં જ વ્યાપેલો જુસ્સો નહીં, પણ આખા સમાજમાં સાર્વત્રિક ભાવના-રૂપે બનેલો, અથવા તો તેમ બની શકે તેવો જુસ્સો. નાગરિકતાની રચનાત્મક ભાવના પાછળ એવી ખાતરી રહેલી હોય છે કે, આદર્શ ભાવનાઓથી પ્રેરાયેલ તથા હિસાબપૂર્વક યોજેલ સહકારી પ્રયત્નોથી, માનવ સમાજ, જગતમાંથી પાર વિનાનાં નક્કર તથા કાયમી શ્રેયો પ્રાપ્ત કરી શકે તેમ છે. અને તેથી જ તેનો નિશ્ચય હોય છે કે, શ્રદ્ધા વડે, આત્મવિશ્વાસ વડે, સાહસ વડે, તથા માનવ સંસારના રોજિંદા ધંધા-ઉદ્યોગમાં ઉત્તમતાની ઉપાસના વડે, અત્યારે જે કાંઈ વસ્તુસ્થિતિ છે, તેનો સારામાં સારો ઉપયોગ કરવો.

જે કોઈ સામાજિક યોજના કે કાર્યક્રમનો ઉદય સામાજિક હતાશામાંથી, સામાજિક કડવાશમાંથી, માણસોના એકબીજા પ્રત્યેના અવિશ્વાસમાંથી, કે માંદગી યા મારામારીના વાતાવરણ-માંથી થયેલો છે, તેમાંથી કાંઈ ખાસ પરિણામની આશા રાખી શકાય, એવું હું માની શકતો નથી. આજકાલ જે સામાજિક યોજનાઓ કે કાર્યક્રમો રજૂ થાય છે, તેઓમાંનાં કેટલાંકનો ઉદય એ રીતે થયો હોય એવી મને બીક છે. કેટલાંક તો એવી માન્યતા ઉપર જ રચાયાં હોય છે કે, માણસો એવાં તો અવિશ્વાસપાત્ર, મૂર્ખ, યા તો રોગીલાં પ્રાણીઓ છે કે, તેઓ પોતાના પાડોશીઓ સાથે ન્યાયી વ્યવહાર રાખે તે માટે તેમના ઉપર દબાણ લાવવાની, ચોકી પહેરો ગોઠવવાની, કે

ને ફોસલાવવાની યા તો ઉત્તેજક ચાકૂતીઓ અને માત્રાઓથી
.જિત કરવાની જરૂર છે. આ માન્યતાથી આગળ ચાલવા
ાં તેઓ તરત તેમની રચનાત્મકતા કે પ્રગતિશીલતા ખોઈ
છે અને અંતે જુલમી બહુમતીના હાથમાં હથિયારરૂપ
ો જાય છે. 'નાગરિક પોતાની સામાજિક ફરજ બજાવશે,
ા તેના ઉપર વિશ્વાસ ન મૂકી શકાય,' એવી માન્યતા
ર રચવામાં આવેલી આવી બધી તંત્રયોજનાઓનો
તંત્ર્યપ્રેમી મનુષ્યો સતત વિરોધ કરે છે; તથા જે કોઈ
ાજ એવી યોજનાઓને અમલમાં મૂકવા તત્પર થાય છે, તે
ાજમાં શક્તિનું દેવાળું નીકળ્યું છે, એવું જ સિદ્ધ થાય
પોતાનાં જ ફરમાનોનું પાલન કરાવવાની આંતરિક તાકાત
ા પાસે હોતી નથી; બીજા શબ્દોમાં કહીએ તો, તેઓ
ું ટકતી નથી.

નાગરિક પોતાની સામાજિક ફરજ બજાવે તે માટે તેના
ર બળજબરી કરવાની કે તેને ફોસલાવવાની યા લાલચ
પવાની રીતની સામે આજે એવી પરિસ્થિતિ આવીને
ો રહી છે કે, તેવી પહેલાં કદી આવી નહીં હોય; અને
વી હશે તોપણ આજના યંત્રોદ્યોગવાદે તેને જે હદે
ંચાડી છે, તે હદે તો કદી નહીં આવી હોય. પહેલાં જ્યારે
–પ્રધાન જમાનો હતો, ત્યારે સમાજનું અસ્તિત્વ નાગરિકોની
માટે લડવાની તત્પરતા ઉપર આધાર રાખતું હતું. તેથી
ા લડાયક સમાજોની સરકારો સશક્ત શરીરવાળા નાગરિકોને
કરમાં ભરતી થવાની ફરજ પાડવા માટે એક યા બીજા
રની સત્તાઓ અચૂક અખત્યાર કરતી. પરંતુ તે જમાનો
થઈને નવા આવેલા યંત્ર–પ્રધાન જમાનામાં તો,

સમાજનું અસ્તિત્વ તેના નાગરિકોની તેને માટે લડવાની તત્પરતા કરતાં તેને માટે કામ કરવાની તત્પરતા ઉપર વધારે આધાર રાખે છે. હવે તો નાગરિકોને અસરકારક રીતે મહેનત કેમ કરીને બનાવવા એ પ્રશ્ન જ મુખ્ય બની ગયો છે. કારણ કે તેના ઉપર જ યંત્રોદ્યોગી સમાજનું ભવિષ્ય આધાર રાખે છે.

આ જગાએ જ, નાગરિકોને લડવાની ફરજ પાડવામાં નવાઈભરી રીતે સફળ નીવડેલી કાયદાથી દબાણ લાવવાની પદ્ધતિ નિષ્ફળ નીવડતી દેખાય છે. કારણ કે, જે યંત્રોદ્યોગી રાષ્ટ્રના નાગરિકોને બરાબર કામ કરતા કરવા માટે બળજબરીની જરૂર હોય, તેનો નાશ નિશ્ચિત છે. તેમ જ નાગરિકોને લાંચ આપીને ફોસલાવવાની પદ્ધતિ પણ આ જગાએ એટલી જ નિષ્ફળ નીવડે છે. કારણ કે, નાગરિકો વહેલા યા મોડા જાણી જાય છે કે, પોતાની લાંચના પૈસા અંતે તો પોતાને જ આપવા પડતા હોય છે. કાયદો એવું ફરમાન જરૂર કાઢે કે, જે માણસ કામ નહીં કરે, તેને ખાવાનું નહીં મળે. પરંતુ ભૂખથી ઉત્તેજિત થયેલી મનુષ્યબુદ્ધિ એ કાયદાને પોકળ ધમકીરૂપ બનાવી મૂકવાના રસ્તા હંમેશાં શોધવાની. દાખલા તરીકે, નામરજીવાળા દશ લાખ માણસોને એક-બે અઠવાડિયાં કે મહિના સુધી નહીં, પરંતુ વરસોવરસ—આખી જિંદગી સુધી કોલસા ખોદવાની ફરજ પાડવી હોય, તો તે પ્રયત્નની નરી અસંભવિતતા આપણને તરત દેખાઈ આવશે. પરંતુ ભરતી કરેલો સૈનિક ગમે તેટલો નામરજીવાળો હોય, પણ તે જ્યારે જુએ કે, શત્રુ તેની ઉપર બંદૂક ફોડવાની તૈયારીમાં છે, ત્યારે તે પોતાની બંદૂક શત્રુ ઉપર અવશ્ય ફોડશે જ, એવો વિશ્વાસ લડાયક રાષ્ટ્ર હંમેશ રાખી શકે.

આજે દુનિયામાં કેટલીય યંત્રોદ્યોગી પ્રજાઓ છે કે જેમનું અસ્તિત્વ જ મજૂરી ઉપર આધાર રાખે છે. પરંતુ સાથે સાથે સમાજશરીરના ધારણપોષણ માટે જોઈતી મજૂરી પૂરતા પ્રમાણમાં તથા જોઈતા પ્રકારની કાયમ મળ્યાં કરે તેવી વ્યવસ્થા કરવાનું કશું સાધન તેમની પાસે નથી. આ પરિસ્થિતિ જગતના ઇતિહાસમાં અપૂર્વ છે; અને જેમ જેમ તે વધુ લક્ષમાં આવતી જાય છે, તેમ તેમ જગતની મૂંઝવણ પણ વધતી જાય છે.

કેટલાક વિચારકોએ 'ફેસીઝમ'–સંહતિવાદ* નો ઉદય આ કારણે જ થયેલો જણાવ્યો છે. કારણ કે, સંહતિવાદ પોતે નવી જાતના સામૂહિક દબાણની જ હિલચાલ છે. બીજી બાજુ તાજેતરમાં મેં એક વિખ્યાત જર્મન પ્રોફેસરને આખા જગતમાં મજૂરોની રાજકીય હિલચાલોની પ્રગતિને પણ એ જ કારણે થયેલી જણાવતા સાંભળ્યા છે. તેમને મતે એ હિલચાલો પાછળનો ખ્યાલ એ છે કે, જ્યારે મજૂરો ઉપર મજૂરો રાજ્ય ચલાવતા હોય, ત્યારે મજૂરો પોતાની મજૂરી હમેશાં રાજીખુશીથી અને કાળજીથી કરે. એ કલ્પના અલબત્ત રોચક છે. પરંતુ તેના સિદ્ધાંત પ્રમાણે તેનો અમલ થશે કે કેમ એ વસ્તુ બીજી અનેક મિશ્ર બાબતો ઉપર આધાર રાખે છે; જેમાંની ઘણી તો માનવ-સ્વભાવ સાથે સંકળાયેલી છે. અને માનવસ્વભાવના વ્યવહાર વિષે કયો માણસ કશું પણ ભવિષ્ય ભાખી શકે? ઉપરાંત, 'મજૂરો' એ સમૂહ પણ અનેક ભિન્ન ભિન્ન વ્યક્તિઓનો બનેલો છે; અને તેઓ બધા જ એક જ અભિપ્રાયના હોય એવું કદી બની શકે?

યંત્રોદ્યોગી સુધારા વિષે આગળ તો મારે ઘણુંય કહેવાનું છે; પરંતુ અહીં એટલું જણાવતો જાઉં કે, તેની અગાઉ થઈ

ગયેલા બીજા સુધારાઓમાં અને તેનામાં મુખ્ય ભેદ એ છે કે, બીજા સુધારાઓ કરતાં તેનો આધાર બળજબરી ઉપર ઓછો છે, અને નાગરિકોની નેકનિયત ઉપર વધારે છે. અલબત્ત પોતાના નાગરિકોની થોડીઘણી નેકનિયત વિના તો કોઈ પણ સમાજ ફાલી ન શકે. પરંતુ યંત્રોદ્યોગી સમાજમાં તો તે તેના અસ્તિત્વની જ મૂળભૂત વસ્તુ હોય છે. કારણ કે, તે સમાજનો નિર્વાહ જ મજૂરી — ઉદ્યોગ દ્વારા સિદ્ધ થતો હોવાથી, બધા નાગરિકો કોઈ પણ બળજબરી વિના તે ઉદ્યોગમાં પોતાનો ફાળો નેકનિયતથી આપે, એ તેને માટે અતિ આવશ્યક છે. કાયદાનો બળવાન હાથ ઘણી વસ્તુઓ બળજબરીથી કરાવી શકે; પરંતુ નામરજીવાળા નાગરિક પાસે, તેને ફાળે આવતી મજૂરી તેનાથી બને તેટલી સારી કરાવવાની ફરજ, તે કદી ન પાડી શકે. તેનું એક કારણ એ તો છે જ કે, કોઈ માણસ પોતાનું કામ બળજબરી હેઠળ જ કરે, ત્યારે તે કામ તેનાથી 'બને તેટલું સારું' ન જ હોય. નેકનિયતવાળો માણસ જ પોતાનું કામ બને તેટલું સારું કરી શકે. પરંતુ યંત્રોદ્યોગી સમાજ તો પોતાના બધા નાગરિકો પાસે તેમનાથી બને તેટલા સારા કામની જ અપેક્ષા રાખતો હોય છે.

સમાજ વિષેની આપણી વિચારણામાં આપણે સામાજિક તંત્રરચના ઉપર જ જોઈએ તે કરતાં વધારે લક્ષ આપીએ છીએ; પરંતુ તે સમાજ જે જીવંત સ્નાયુઓનો બનેલો છે, તેમના ઉપર નહીં જેવું જ લક્ષ આપીએ છીએ. તંત્રવ્યવસ્થા એ એક પ્રકારની ગોઠવણી હોવાથી આપણને એમ લાગે છે કે, આપણે પણ તેને ગોઠવી શકીએ, જમીનદોસ્ત કરી શકીએ, અને સામુદાયિક હિતની આપણી કલ્પના અનુસાર તેને ફરીથી

નવેસર ગોઠવી શકીએ. તથા એક વાર તેને એ પ્રમાણે ગોઠવી દીધી, એટલે પછી સહેલાઈથી તેના ઉપર કાબૂ રાખી શકાય, તથા આપણે ઇચ્છેલાં પરિણામો તે લાવશે એવો તેના ઉપર આધાર પણ રાખી શકાય.

પરંતુ સમાજશરીરના કોઈ ભાગ કે બાજુને યાંત્રિક રચનાનો ખ્યાલ લાગુ કરવો એ ભારે ભ્રમજનક વસ્તુ છે. ખરું કહીએ તો સમાજજીવનના કોઈ અંશને શુદ્ધ યાંત્રિક પરિભાષામાં ઉતારી શકાય નહીં. સમાજવ્યવસ્થામાં કે તેના લેખિત બંધારણમાં તેનું જે ખોખું કે માળો લક્ષિત થાય છે, તે પણ જીવંત વસ્તુ હોય છે; અને જ્યાં સુધી બાકીના શરીર સાથે તે પ્રાણયુક્ત રહે છે, ત્યાં સુધી જ સમાજશરીરના આધારભૂત હાડકાંના માળા રૂપે કામ આપે છે. ભલે તે હાડકાનો માળો હોય; પણ તેને છૂટો પાડી શકાય નહીં, અને વિશારદો વડે નવા આકારમાં ફરીથી ગોઠવી શકાય નહીં. જે ખોખું અત્યારે છે, તેમાં નવી શક્તિ પૂરવા સિવાય સમાજશરીરના બંધારણમાં નવી સુધારણા વડે બીજું કાઈ ખાસ કરી શકાય નહીં. અને તે કામ જ ઘણું કરવા જેવું છે. અલબત્ત, સમૂળગો પગ ન હોય, તેના કરતાં લાકડાનો પગ સારો; અને એવા વખત પણ આવે છે, જ્યારે આખા ને આખા સમાજો લડાઈ કે ક્રાંતિને કારણે અપંગ બની જવાથી એવાં કામચલાઉ સાધનો ઉપર જ નભતા બની જાય છે. પરંતુ તેવા ‘ લાકડાના પગો’ ગમે તો સંરક્ષણાત્મક જકાતનું, મહાજનોના નિયંત્રણનું, બેકારી માટેની મદદનું, અને એવી એવી ચતુરાઈભરી યુક્તિ-પ્રયુક્તિઓનું સ્વરૂપ ધારણ કરે; તોપણ અંતે તો તે બધું સમાજના સ્વાભાવિક અવયવોના કંગાળ અવેજ રૂપ છે. ભલે પછી યાંત્રિક

રચનાની બાબતમાં તેઓ સ્વાભાવિક અવયવો કરતાં ચડિયા
દેખાય. આપણે અત્યારે આવાં આવાં સાધનોના જમાના
જીવીએ છીએ; તેને કૃત્રિમ અવયવોનો યુગ પણ કહી શકા

સમાજને એક યંત્ર ગણવાને બદલે જીવંત શરીર ગણ
થઈએ તેની સાથે, આપણી આગળ બે રસ્તા આવીને ખ
થાય છે. તેમાંથી એક યા બીજાને સ્વીકારીએ તે અનુસ
આપણી નાગરિકધર્મ વિષેની સમજમાં મોટો ભેદ પ
જાય છે.

પ્રથમ તો, સમાજને જીવંત શરીર ગણીએ, તેની સા
તેને જીવંત વસ્તુ તરીકે થઈ શકે તેવી બીમારીઓ, વિકાર
ગર્ભસ્રાવો, પીડાઓ અને વેદનાઓ પ્રત્યે જ આપણું
ખેંચાઈ જાય છે. આપણા ઘણા પ્રસિદ્ધ ફિલસૂફોની બાબત
તેમ બન્યું છે. જો આપણો સ્વભાવ તેવા વલણવાળો હોય –
અને આ બાબતમાં સ્વભાવને ખાસ લેવાદેવા છે — તો સમા
આપણને મૂળે એક બીમાર દરદી જેવો દેખાય, કે જેને સમા
રોગ-ચિકિત્સકના કે સમાજ-વિદ્યા-વિશારદના ઉપચારો
તાત્કાલિક જરૂર હોય. પછી નાગરિકની 'ફરજો અને જવાબ
દારીઓ' પણ એટલામાં જ સમાઈ જાય કે, તેણે યોગ્ય ઉપચા
શોધવા અને અજમાવવા. અર્થાત્ તેને વિશારદો તરફથી
દવાઓ બતાવવામાં આવે, તેના ઘૂંટડા તેણે ઉતારી જવ
બીજી બાજુ તેના હકો પણ એટલામાં જ આવી રહેવાના
બીજા બધા સાથે પોતે જે સર્વસાધારણ રોગોથી પીડા
ગણાય, તેમનો તેણે 'ઉપચાર' કરાવવો. ભલે પછી તે ઉપચ
મફત મળવાનો હોય કે નહિ. આ દૃષ્ટિબિંદુને 'રોગ-મીમાંસ
દૃષ્ટિબિંદુ કહી શકાય. આપણા જમાનાની સામાજિક ચળવ

ઉપર આ દૃષ્ટિબિંદુએ ભારે કાબૂ પ્રાપ્ત કર્યો છે, એ વસ્તુ નકારી શકાય તેમ નથી.

જે લેખકો આ દૃષ્ટિબિંદુવાળા હોય છે, તેઓ તેમનાં લખાણોમાં વારંવાર આવતા 'રોગ-નિદાન' શબ્દથી સામાન્ય રીતે ઓળખાઈ જાય છે. મિ. બર્ટ્રાન્ડ રસેલ* આ શબ્દના ખાસ શોખી છે. તેમને મતે તો સમાજમાં એવા અસાધ્ય અને અનેકમુખી રોગની દશા પ્રવર્તે છે કે, ઘણી વાર તેમને એવું ઇચ્છવાનું મન થઈ જાય છે કે, કોઈ પસાર થતા ધૂમકેતુના પૂછડા વડે આખી મનુષ્યજાતિ સાફ થઈ જાય તો કેવું સારું! મિ. રસેલ લખે છે: 'અત્યારે (આપણા સમાજ-જીવનનું) આર્થિક અંગ આપણે માટે વિચારણીય બની ગયું છે, કારણ કે તે રોગીલું બની ગયું છે.' અને એ રોગ પણ પગ ભાગી જવાને મળતો છે, કારણ કે તે વાકયનો અંત આ પ્રમાણે આવે છે: 'જેમ કોઈ માણસનો પગ ભાગી જાય તો તે વખત પૂરતો તે અવયવ તેના શરીરનો સૌથી અગત્યનો ભાગ બની જાય છે તેમ.'[૧] — કદાચ કૃત્રિમ પગ ચોટાડવાની જ દશા છે! તે ચોપડીના બીજા ભાગોમાં તે રોગ અથવા રોગો જુદાં જુદાં નામે દેખા દે છે: મૂડીવાદ, વાણિજ્યવાદ, રાષ્ટ્રવાદ ૪૦. તથા તે બધાની દવા પણ એક — સમાજવાદ જ છે. મિ. આર. એચ. ટૉની પણ તેમના 'પરિગ્રહી સમાજની માંદગી'[૨] નામના નિબંધમાં એ જ મતના પક્ષકાર

૧. 'પ્રૉસ્પેકટસ ઑફ ઇન્ડસ્ટ્રિયલ સિવિલિઝેશન;' પા. ૪૯.

૨. હવે એ નિબંધ 'પરિગ્રહી સમાજ' (Acquisitive Society) એ સાદા નામથી પ્રસિદ્ધ કરેલા પુસ્તકમાં સમાવી લેવામાં આવ્યો છે. મિ. ટૉનીએ પારખેલા રોગનું નામ મેં તેમના લખાણ ઉપરથી તારવ્યું છે.

તરીકે દેખા દે છે. ડીન ઈંજ* પણ તેવા જ સ્પષ્ટવક્તા છે. પરંતુ તેમને મતે આપણા સમાજના રોગોમાં સૌથી ભયંકર રોગ 'વર્ગાવર્ગી' છે. વધુ ઊંડા ઊતરીને જોઈએ તો મિ. રસેલ, મિ. ટૉની, અને ડીન ઈંજના એ બધા શબ્દો એક જ રોગનાં જુદાં જુદાં નામો છે. ડીન ઈંજને મતે વર્ગાવર્ગીની વૃત્તિ ઇંગ્લંડમાં વિશેષ જોરમાં છે. તેને વિષે લખતાં તે જણાવે છે:

'આપણા સમાજ-શરીરમાં ગંભીર રોગ પેઠેલો દેખાય છે, અને તે અસાધ્ય પણ નીવડે. જે લેખક અત્યારના સમયની ઇંગ્લંડની સ્થિતિ અને તેનું ભવિષ્ય વર્ણવવાનું માથે લે, તેણે તે રોગ પારખવાની બાબતમાં પણ પોતાનો હાથ અજમાવવો જોઈએ. . . . અને વૈજ્ઞાનિક ભાવના અનુસાર એ પ્રમાણે કરવા સારુ તેણે દરદીનાં લક્ષણો પ્રત્યે ઘૃણાની તમામ લાગણી વેગળી મૂકવી જોઈએ.'

આટલાંટિક મહાસાગરને પેલે પાર પણ એક ચોપડી લખાઈ છે; અને તે ખૂબ વંચાવા લાગી છે. તેનું નામ છે, 'યુરોપનો રોગ.' તેની અંદર યુરોપને રોગની છેલ્લી કક્ષાએ પહોંચેલું ચીતરવામાં આવ્યું છે. અને થોડા સમય પહેલાં મેં એક અગ્રગણ્ય અમેરિકન પત્રમાં 'અમેરિકાનો રોગ' નામનો લેખ જોયો હતો. તથા લેખકે તે રોગનું નામ પણ વિચિત્ર લાગે તેવું આપ્યું હતું. — 'કંટાળો.' આમ આટલાંટિકની એક બાજુ યુરોપ બીમારીથી મરવા પડ્યું છે, અને બીજી બાજુ અમેરિકા કંટાળાથી મરવા પડ્યું છે. આ ચિત્ર કંઈ ગમે એવું તો નથી જ; તેમાંય પાછો આપણે પડખે જ ઓસ્વલ્ડ સ્પેન્ગ્લર* 'પશ્ચિમનો સાર્વત્રિક અધઃપાત' ભાખતો

ઊભો છે. એટલે આધુનિક વિચારકોને રોગ-મીમાંસક દૃષ્ટિબિંદુનો ભારે મોહ છે, એ ઉઘાડું છે.

પરંતુ, આ જગાએ એક વિચિત્ર વસ્તુ ધ્યાન ખેંચ્યા વિના નથી રહેતી. મેં ઉપર ટાંકેલા પહેલા બે લેખકોના તથા સામાન્ય રીતે રોગ-મીમાંસક દૃષ્ટિબિંદુવાળા ઘણાખરા લેખકોના દાખલામાં જોવામાં આવ્યું છે કે, 'સમાજને ગંભીર રોગ લાગુ પડ્યો છે' એવું માનતા હોવા છતાં, 'લોકો વડે, લોકો માટે ચલાવાતું, લોકોનું રાજ્ય' એ જાતના પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિના સિદ્ધાંતમાંથી તેમની શ્રદ્ધા જરાય ઓછી નથી થઈ હોતી. પરંતુ પોતાનું ભાન ભૂલી ન બેઠો હોય એવો કોઈ પણ માણસ સ્વપ્ને પણ નહીં સૂચવે કે, દવાખાનાના દરદીઓએ પોતાના દાક્તરો જાતે ચૂંટવા જોઈએ, અને પોતાના રોગના ઉપચાર પણ મતગણતરી કરી બહુમતીથી નક્કી કરવા જોઈએ. રોગીલો સમાજ પોતાનું તંત્ર પોતે જ સંભાળવાને કેવી રીતે શક્તિમાન ગણી શકાય? કારણ કે, રોગીલો સમાજ એટલે રોગીલા નાગરિકોનો બનેલો સમાજ; અને જેટલા વધારે રોગીલા નાગરિકોને તમે મત આપવા બોલાવો, તેટલું તેનું તંત્ર વધારે રોગીલું થવાનું. તેમની પાસે જો સ્વતંત્રતા હોય જ, તો રોગીલા મતદારો તેનો સારામાં સારો એટલો જ ઉપયોગ કરી શકે કે, તેઓ પોતાની સ્વતંત્રતા પોતાના કરતાં વધુ નીરોગીઓના હાથમાં સોંપી દે. અને ઇટાલીના સંહતિવાદીઓ તો કહે છે જ કે, લોકોને જ્યારે લાગે કે, તેમનાથી પોતાની સ્વતંત્રતા સંભાળી શકાતી નથી, ત્યારે તેઓ તેને પોતાનાથી ઉત્તમ લોકોના હાથમાં સોંપી દેવા જેટલી સ્વતંત્રતા ન દાખવે, તો જાણવું કે તેઓ સ્વતંત્ર જ નથી. મિ. રસેલ અથવા

મિ. ટૉનીને વસ્તુસ્થિતિની આ બાજુ ખ્યાલમાં આવી હોય એમ લાગતું નથી. અલબત્ત ડીન ઇન્જની વાત જુદી છે. તે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની બાબતમાં સિદ્ધાંતની દૃષ્ટિએ ગમે તેમ માનતા હોય, પરંતુ અત્યારે ચાલે છે તેવી પ્રજાસત્તાક પદ્ધતિને તો તે લઘુમતીઓને લૂંટવા માટેનું વ્યવસ્થિત સંગઠન જ માને છે, અને તેનાં કારણો પણ આપે છે.

એટલે, પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિના સિદ્ધાંત સાથે રોગ-મીમાંસક દૃષ્ટિબિંદુના સિદ્ધાંતો બંધબેસતા કરી આપવા જોઈએ. અને બીજા એક પ્રસિદ્ધ લેખક મિ. આલ્ફ્રેડ ઝીમર્ને એ વસ્તુ તાજેતરમાં એવી સીધી ભાષામાં સાધવાનો પ્રયત્ન કર્યો છે કે, તેને ભાગ્યે જ રૂપકની ભાષા કહી શકાય. તેમનું રોગ-નિદાન બહુ ભડકાવનારું નથી; પરંતુ રોગ-મીમાંસક દૃષ્ટિબિંદુના સ્વીકારમાં તે વધુ સ્પષ્ટવક્તાપણું બતાવે છે. તે કહે છે: 'રાજકારણ એ એક પ્રકારનું વૈદું જ છે; માત્ર તેનો વિષય મનુષ્યશરીરને બદલે સમાજશરીર છે. જેમ વૈદની કુશળતા દરદીના રોગની પારખ કરીને તેનો ઉપચાર કરવામાં રહેલી છે, તેમ રાજનીતિજ્ઞ પુરુષની કુશળતા સમાજશરીરના રોગો પારખીને તેમનો ઉપાય કરવામાં રહેલી છે.'[1] પરંતુ હવે પ્રશ્ન એ ઊઠે છે કે, આ સ્વ-સત્તાક સમાજ પોતે પોતાનું જ વૈદું કેવી રીતે કરી શકે. મિ. ઝીમર્ન આ વસ્તુ નાગરિકોની એવા પ્રકારની કેળવણીથી સિદ્ધ કરવા માગે છે, કે જેથી તેઓ સમાજશરીરનું વૈદું શીખનારા વિદ્યાર્થીઓ જ બની

1. 'The Intellectual Foundation of International Co-operation' P. 4.

જાય, અને એ રીતે એ બાબતમાં એટલું જ્ઞાન પ્રાપ્ત કરી લે કે, પોતાને 'વસ્તુતાએ શું જોઈએ છે,' તે બાબત પોતાના વિશેષજ્ઞોને — અર્થાત્ રાજનીતિજ્ઞોને — દોરવણી આપી શકે. મિ. ઝીમર્ન લખે છે: 'આમજનતામાં રોગ પારખવાની આ શક્તિના સાર્વત્રિક પ્રચાર ઉપર, અને તેના ચૂંટાયેલા આગેવાનોમાં તે શક્તિના ખાસ વિકાસ ઉપર જ પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ નિર્ભર છે. . . સામાન્ય માણસ પોતાને વિશેષજ્ઞ પુરુષ પાસેથી શું જોઈએ છે તે જાણતો હોવાથી જ તેના ઉપર કાબૂ ધરાવી શકે છે,' અને પછીના 'ઉપચારો' ઉપર પણ ડહાપણભર્યો કાબૂ દાખવી શકે છે. અર્થાત્, મિ. ઝીમર્નની કલ્પનાનો સમાજ માંદા સ્વતંત્ર માણસોનો સમાજ છે, જે પોતાના રોગની પરખ પણ પોતે જ કરે છે, અને તેનો ઉપચાર પણ પોતે જ કરે છે; અને એ અર્થમાં તે પોતાના ઉપર પોતે જ રાજ્ય કરતું પ્રજાસત્તાક રાજ્ય છે. આ રીતે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિના સિદ્ધાંત સાથે રોગમીમાંસક દૃષ્ટિ-બિંદુનો મેળ બેસાડવામાં આવે છે. પરંતુ જ્યાં એક જ સમાજ દરદીનો તેમ જ વૈદ્યનો ભેગો ભાગ ભજવતો હોય, ત્યાં દરદી કોણ થાય અને વૈદ્ય કોણ થાય એ ઝઘડો થવાનો મોટો સંભવ છે. ખાસ કરીને મોટા પદવીધારી સમાજવૈદ્યોમાં એ વાત ભૂલવાનું વલણ રહેવાનું જ કે, પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિના સિદ્ધાંતોની દૃષ્ટિએ તેઓએ પણ પોતાને દરદી જ ગણવા જોઈએ: 'રોગનું નિદાન કરવાની તેમની શક્તિ'ને કારણે તેમણે એ વાત પ્રત્યે દુર્લક્ષ કરવું જોઈએ નહીં. જોકે એ પ્રકારનું વલણ એ વર્ગમાં ક્યારનું પ્રવર્તવા માંડેલું દેખાય છે.

ઉપર આપેલા દાખલાઓ ઉપરથી જણાશે કે, સમાજને દરદી ગણવાના દૃષ્ટિબિંદુએ અગ્રગણ્ય લોકો ઉપર કેટલો બધો કાબૂ પ્રાપ્ત કર્યો છે; અને એવા બીજા પણ કેટલાય દાખલા આપી શકાય. પરંતુ વર્તમાન સમાજની બાબતમાં રોગ એ સંપૂર્ણ સત્ય નથી; અને કદાચ અગત્યનું સત્ય પણ નથી; અને તેને તેવું ગણવામાં જોખમો પણ છે. સૌથી પહેલું જોખમ તો એ કે, સમાજ પોતાના રોગોની વાત સાંભળી સાંભળીને પોતા વિષે હતાશ થઈ જાય અને તે સ્થિતિ દરદીને સાજા થવામાં મદદ કરનારી તો નથી જ. બીજું જોખમ એ છે કે, સમાજની એવી હતાશ દશાને કારણે સંશયાસ્પદ પેટંટ દવાઓ વેચનારાઓનું તથા અનેક જાતના સામાજિક ઊંટવૈદાનું નફાખોર બજાર ઊભું થાય. અને તેમાંથી ત્રીજું જોખમ એ ઊભું થાય કે, જુદા જુદા દાક્તરો વચ્ચે ચાલતા મતભેદોમાં જ આમજનતા એટલી અટવાઈ જાય કે, સાચા વૈદની સામે કોઈ નજર પણ ન કરે, અને ઊંટવૈદ જ વકરો કરીને ચાલતો થાય. ચોથું જોખમ એ છે કે, અમુક જાતના લેખકો સામાજિક રોગીલી દશાને આધુનિક જીવનના મુખ્ય લક્ષણ તરીકે પકડી લઈ, તેનો દુરુપયોગ અધોગામી 'વાસ્તવવાદ'નો* તથા સામાન્ય રોગીલા સાહિત્યનો પ્રચાર કરવામાં કરે. રોગમીમાંસક સ્વભાવનું અતિશય અનુ-શીલન કરવામાં એ કદાચ સૌથી મોટું જોખમ છે.

પરંતુ સદ્ભાગ્યે બીજો વિકલ્પ પણ છે:

આપણા રોગમીમાંસકોએ પોતાના નિદાન વડે રોગની ભયંકર દશા ગમે તેવી બતાવી હોવા છતાં, આપણામાં આશા પૂરનારી એક વસ્તુ આપણને દેખાયાં જાય છે કે, સમાજ

ગમે તેમ તોય ટકયે જાય છે. તેના રોગો ઉપર જેમ જેમ વધુ ભાર મૂકવામાં આવે છે, તથા તેમની યાદી જેમ જેમ વધુ ને વધુ લાંબી થતી જાય છે, તેમ તેમ આપણું આશ્ચર્ય પણ વધતું જાય છે કે, આવું રોગીલું, આવું લંગડું, આવું અપંગ, તથા આવું ચેપીલું શરીર નભે છે કેમ કરીને!

તેનો જવાબ એક જ હોઈ શકે, અને તે એ કે, સમાજ-શરીરમાં ક્યાંક શક્તિનો અખૂટ સંચય પડેલો છે. સમાજના રોગમીમાંસકોએ કદાચ વધારેપડતું સિદ્ધ કરી નાખ્યું છે. તેઓ જણાવે છે તે જ જો ખરેખર સાચું હોત, તો સમાજનું ચાલુ જીવ્યા કરવું અગમ્ય થઈ જાત.

એટલે આપણે તો આ વિચારને આધારે, સમાજશરીરમાં રહેલી શક્તિનાં મૂળ, શકચ હોય તો, ખોળી કાઢવાનો અને પોતાનાથી બને તેટલા તમામ ઉપાયો વડે તેમને દૃઢ કરવાનો માર્ગ લેવો, એ જ ડહાપણભરેલું છે. આપણું મુખ્ય પ્રયોજન હવે સમાજશરીરમાં જ્યાં આરોગ્યનાં ચિહ્નો દેખાતાં હોય તે સ્થળોને પુષ્ટ કરવાનું હશે; રોગનાં સ્થળોનો ઉપચાર કરવાનું આપણે માટે ગૌણ બની જશે. એટલું જ નહિ, આપણે તો એવી આશા પણ રાખીએ કે, જો સમાજશરીરની સામાન્ય શક્તિ વધારવામાં સફળતા મળે, તો સમાજ પોતે જ દવાઓ, ઉત્તેજનાઓ કે કૃત્રિમ અવયવોની નહિ જેવી જ મદદથી — ભલે પછી તે બંધારણપુર:સર હોય કે ક્રાંતિમૂલક હોય — રોગમીમાંસકોએ દર્શાવેલા રોગોમાંથી ઘણાને ફેંકી દઈ શકશે.

૪

# નાગરિકધર્મનું ત્રિમુખી ધ્યેય

ડૉ. જૉન્સન*ના વારાનો પેલો ગૃહસ્થ, કે જેની ફિલસૂફ થવાની મહત્ત્વાકાંક્ષા તેના રમૂજી સ્વભાવને લીધે નિષ્ફળ ગઈ, તે આજના આપણા સમાજવિદ્યા-વિશારદોના ટોળામાં પણ જરૂર ગભરાઈ મરે. કારણ કે, તેઓની નાત પણ ગમગીન લોકોની જ છે; અને ઓસ્વલ્ડ સ્પેન્ગ્લરની 'પશ્ચિમનો અધઃપાત' જેવી તેમની ભારેમાં ભારે ગમગીનીભરેલી કૃતિઓના બહોળા પ્રચાર ઉપરથી આપણે નિર્ણય બાંધીએ, તો તેમને જે કહેવાનું છે તે સાંભળવામાં લોકો પણ ગમગીનીભર્યો આનંદ માણતા હોય એમ લાગે છે. નવલકથાઓની બાબતમાં પણ તેવું જ છે. તેમના ઉપર પણ આજની ગમગીન સામાજિક ફિલસૂફીનો ઘેરો રંગ ચઢેલો છે. ડીકન્સને* 'બધી બિગડી' સુધારનાર કુદરતમાં આનંદપૂર્ણ શ્રદ્ધા હતી. અને જે જમાનામાં ઇંગ્લંડ દેશ કૂદકે ને ભૂસકે સમૃદ્ધ થતો જતો હતો, તે જમાનામાં તે સ્વાભાવિક પણ કહેવાય. તેથી તેણે પોતાની નવલકથાઓના વસ્તુમાં 'અકસ્માતો' એવી રીતે ગોઠવ્યા છે કે જેથી તેમાંની ઘણીખરીનો અંત સુખી આવે છે. પરંતુ ડીકન્સનો નંબર આજકાલ બહુ પાછળ પડી ગયો છે. પરંતુ મિ. હાર્ડી,* કે જેણે પોતાના 'અકસ્માતો' બધું બગાડવા માટે જ ગોઠવ્યા હોય છે, તેની નવલકથાઓ જ્યાં જ્યાં શિષ્ટ સાહિત્યની માગ હોય

છે, ત્યાં 'યુવાનોનો સાથી' થઈ પડી છે. બંને દાખલામાં 'અકસ્માત'નો દોરીસંચાર લેખકની સર્જક કલ્પનાએ જ કરેલો છે; પરંતુ એક યા બીજા કારણથી — કે જેને માટે કદાચ આજના સમાજતત્ત્વજ્ઞો જ જવાબદાર છે — ડીકન્સે અપનાવેલા શુભલક્ષી અકસ્માતો કરતાં મિ. હાર્ડીના અશુભલક્ષી અકસ્માતો આપણી આજની પ્રકૃતિને વધુ રોચક થઈ પડે છે. મિ. હાર્ડીની નવલકથાઓ અને સ્પેન્ગલરનું પુસ્તક 'પશ્ચિમનો અધઃપાત' એ બંને નજીકમાં આવનારા વિનાશની કલ્પનાના વાતાવરણથી ઘેરાયેલાં છે: હાર્ડીની નવલકથાઓ ઝીણી વિગતોમાં ઊતરે છે, જ્યારે સ્પેન્ગલરનું પુસ્તક વ્યાપક સિદ્ધાંતો તારવે છે. બંનેમાં આપણે રોગચિકિત્સકને તેના ગમગીનીકારક કામે લાગેલો જોઈ શકીએ છીએ.

છતાં આ દિવસોમાં આપણે મંદ કે ઠંડા બની જઈએ એ પાલવે તેવું નથી; અને આપણામાંના કેટલાકની પેઠે માનસિક મોજ કે વાણીવિલાસના વિષય તરીકે આપણે નિરાશાનું અનુશીલન કરવા બેસી જઈએ, તો આપણે ભારે જોખમ ખેડી રહ્યા છીએ, એમ કહેવું જોઈએ. કારણ કે, વિજ્ઞાને સારું યા ખોટું કરવાનાં જે કારમાં હથિયારો આપણા હાથમાં મૂકવા માંડ્યાં છે. તેમનો યોગ્ય ઉપયોગ કોઈ ઉત્સાહપૂર્ણ, ખુશમિજાજ, આનંદી અને વીર પેઢી જ કરી શકે. સામાજિક રોગમીમાંસકોએ કરેલાં કથનોથી જે જમાનો ભીરુ તથા પોતાને વિષે ગાભરો બની ગયો છે, માનસશાસ્ત્રના ઓઠા હેઠળ ચાલતા વિકૃત આત્મપૃથક્કરણથી જે જમાનો પોતાનો આત્મવિશ્વાસ હારી બેઠો છે, જીવનની કાળી બાજુનો ઉપયોગ કરી લેનારા (અને એ ધંધો હંમેશ નફાકારક હોય છે) સાહિત્યસર્જકોએ

જે જમાનાને નજીક આવતા કલ્પિત વિનાશમાં માન્યતાવાળો કરી મૂક્યો છે, અને તેથી જે એવું માનતો થઈ ગયો છે કે, રોજ સવારે ખિન્ન ચિત્તે ઊઠવું અને રોજ રાતે નિરાશાયુક્ત ચિત્તે સૂવા જવું એ જ કેળવાયેલા માણસનું 'ખરું કામ' છે — આવા જમાનાના હાથમાં આ પ્રચંડ બળો જઈ પડે, તો માનવજાત માટે કેવું ભવિષ્ય નિરમાયું છે, તેની કલ્પના કરતાં જ કમકમાં આવી જાય છે.

નાગરિકધર્મની આપણી વિચારણા, સમાજશરીરમાં જે કાંઈ આરોગ્યપ્રદ તત્ત્વો છે, તેમના ઉપર કેન્દ્રિત થવી જોઈએ; જે ભાગ રોગી થયો હોય તેના ઉપર નહિ. હંમેશ યાદ રાખવું જોઈએ કે, જેમ કેટલાંક અનિષ્ટ તત્ત્વોને દૂર કરવાનાં હોય છે, તેમ કેટલાંક સારાં તત્ત્વોનો વિકાસ પણ કરવાનો હોય છે; અને અનિષ્ટ તત્ત્વો ગમે તેટલાં વધારે તથા પ્રબળ હોય તોપણ, તેમને દૂર કરવાનો વધુમાં વધુ સંભવિત માર્ગ એ છે કે, સારાં તત્ત્વોનો વિકાસ કરવો. આ બધું તમને ઠસાવવાનો હું પ્રયત્ન કરું છું; પરંતુ એ પદ્ધતિ આજકાલના સમાજસુધારકોમાં સંમાનિત નથી, એ હું જાણું છું. આજકાલની ફૅશન એ છે કે, જે અનિષ્ટો અને ગેરવ્યવહારો સમાજજીવનને દૂષિત કરતા દેખાય, તેમનો નિષેધ કરવા વડે જ જગતની સુધારણા કરવી. જેમ કે, લડાઈ, હરીફાઈ, પરિગ્રહીપણું, (અમેરિકાની પેઠે) મદ્યપાન — એમ અનિષ્ટોની અનંત હારમાળા, કે જેમનો એકમાત્ર ઉપાય કોઈ ને કોઈ પ્રકારનો નિષેધ જ દેખાય છે, તે બધાની બંધી કરી દેવી. મારા કેટલાય જુવાન તથા ઉત્સાહી મિત્રોને જ્યારે મેં જરા ઝીણવટથી પૂછ્યું છે, ત્યારે મને એ જ જણાયું છે કે, જે વસ્તુઓ અનિષ્ટરૂપ

છે, તેમની બંધી કરવાનો ખ્યાલ જ સુધારકો તરીકે તેમનામાં પ્રબળ હોય છે. તેઓ બધા પોતપોતાની ઢબે નિષેધવાદીઓ જ છે.

પરંતુ, જે સમાજ કે સંસ્કૃતિ વિષે તમે સૌથી સારું એટલું જ કહી શકો કે, તેનાં બધાં અનિષ્ટોની યોગ્ય બહુમતીથી કે તેવી બીજી રીતે 'બંધી' કરી દેવામાં આવી છે, તે બહુ સ્ફૂર્તિદાયક વસ્તુ નહિ હોય. આપણે બધા જ જાણીએ છીએ કે, નીતિભાવનાના વિકાસક્રમમાં (બાઇબલની) દશ આજ્ઞાઓના જમાનામાં ચોરી, હિંસા, અબ્રહ્મચર્ય, પરિગ્રહ અને અસત્ય જેવી બાબતોને 'રોકવાના' ઉપાય તરીકે, તેવાં જોખમનાં સ્થળોએ 'તારે આમ ન કરવું' એવી બંધી કરી દેવી, એ જ નીતિશાસ્ત્રની રીત હતી. પરંતુ પછીની ભૂમિકાએ અને ઉચ્ચતર દોરવણી હેઠળ, એ બધાં 'તારે આમ ન કરવું'-નાં વિધાનોને બદલે 'તારે આમ કરવું' એવાં વિધાનો પ્રચારમાં આવ્યાં. તેની પેઠે હું પણ આપણા નાગરિકધર્મની ભાવનાની બાબતમાં નિષેધાત્મકને બદલે વિધાનાત્મક કલ્પના કરવાની તમને ભલામણ કરવા માગું છું. પ્રથમ તો સમાજનાં અનિષ્ટ તત્ત્વોની બંધી કરવાની વાતને બદલે, સમાજનાં ઉત્તમ તત્ત્વોને વેગ આપવાની વાતને તમારી કલ્પનામાં પ્રાધાન્ય આપો. કારણ કે, કશાને વેગ આપવો એ કાળ-ભાવનાવાળાની કામ કરવાની ખાસ રીત છે, અને કશાની બંધી કરવી એ સ્થળ-ભાવનાવાળાની રીત છે. મને ખાતરી છે કે, સમાજનાં ઉત્તમ તત્ત્વોને યોગ્ય દિશામાં વેગ આપવામાં આવે, તો સમાજનાં જે અનિષ્ટોને દૂર કરવામાં નિષેધવાદી તેની 'બંધીઓ' વડે સફળ નથી થતો, તે અનિષ્ટો દૂર કરવામાં ઘણી સફળતા મળે.

જે સમાજધર્મની હું સર્વ નાગરિકોને ભલામણ કરવા ઇચ્છું છું, તેની આ અતિ વ્યાપક રૂપરેખા છે.

અલબત્ત, તેમાં એટલું માની લેવામાં આવ્યું છે કે, વિકાસ કરી શકાય તેટલાં શ્રેષ્ઠ તત્ત્વો સમાજમાં મોજૂદ છે. અને એ કારણે આપણા સિદ્ધાંત ઉપર એવો કારમો આક્ષેપ થઈ શકે કે, તે 'આશાવાદી' છે. આ શબ્દ આજકાલ ગાળના અર્થમાં જ વાપરવામાં આવે છે. પરંતુ આશાવાદી એટલે કોણ? આશાવાદી એટલે દરેક મુશ્કેલીમાં પણ તક જોનાર. અને તે સાચું છે. અને નિરાશાવાદી એટલે દરેક તકમાં મુશ્કેલી જોનાર. અલબત્ત, આપણા માર્ગમાં જે મુશ્કેલીઓ છે તે બહુ ભારે છે, એ વાત છુપાવાય તેમ નથી; પરંતુ તે મુશ્કેલીઓને તકો ગણી લેવા માટે હું તમને આમંત્રણ આપું છું. અભ્યાસથી મારી જે સમજ ઘડાઈ છે તે પ્રમાણે, માણસનો સ્વભાવ સળંગ મોટી મુશ્કેલીઓ જીતવાને માટે જ સરજાયો છે; અને માણસ જ્યારે મુશ્કેલીઓનો સામનો કરતો હોય , ત્યારે જ પોતાનું સ્વત્વ સૌથી વિશેષ દાખવતો હોય છે. યથાર્થ સમજીએ તો, જે કારણે સામાન્ય કુદરત ખાલીપણાને ધિક્કારે છે, તે જ કારણે માણસનો સ્વભાવ સહેલી જિંદગીને ધિક્કારે છે; રચનાત્મક નાગરિકધર્મનાં કર્તવ્યો, મોટી મુશ્કેલીઓ જીતવાને જેનો સ્વભાવ સરજાયો છે તેવા પ્રાણીને ખાસ અનુકૂળ છે.

પરંતુ હવે આપણે આપણા મૂળ પ્રશ્ન ઉપર આવીએ: સમાજની શકિતનું રહસ્ય શું છે? સમાજની આ અદ્ભુત પ્રાણમયતાનાં મૂળ કયાં છે? આપણી સંસ્કૃતિને નબળી પાડનાર આટઆટલા રોગો હોવા છતાં, તેને રિબાવનાર આટઆટલી

બીમારીઓ છતાં, તથા તેને કચરી નાખનાર આટઆટલાં સામાજિક અનિષ્ટોનો બોજ હોવા છતાં, નાગરિકોનાં આ 'થોકબંધ' ટોળાં સુખેદુઃખે સામાજિક પ્રાણીઓ તરીકે શી રીતે જીવતાં રહી શકે છે? સમાજજીવનની આ અખૂટ ગતિ, કે જે તેને આવાં મોટાં મોટાં વિઘ્નોની ઉપર થઈને તથા આવી કારમી આફતોમાં થઈને આગળ લઈ જાય છે, તે ગમે તેમ તોય એક નક્કર તથા અદ્ભુત વસ્તુ છે. તેનો આપણી પાસે શો ખુલાસો છે?

તેનો જવાબ ઉઘાડો છે; ભલે પછી આપણે તેને વારંવાર ભૂલી જઈએ. માનવ-સમાજો 'કાળમાં' રહેલાં સંગઠ્નો છે, અને તેથી તેઓ પોતાની અંદર સૈકાંઓનો, કદાચ હજારો વર્ષોનો આવેગ ધારણ કરે છે. તેમની શક્તિનું માપ સ્થળમાં દેખાતા તેમના બળના વિસ્તારથી જ નથી માપવાનું; પરંતુ વધારે તો, કાળમાં રહેલા તેમના ઊંડાણુથી માપવાનું છે. અર્થાત્, માત્ર મતદારમંડળોના મતદારોની સંખ્યા ઉપરથી જ નહીં, પણ વધારે તો, તે મતદારોને ભૂતકાળમાંથી જે ટેવો અને પરંપરાઓ વારસામાં મળી હોય, તેમના ઉપરથી માપવાનું છે. બીજા શબ્દોમાં કહીએ તો, આકાશમાં તેમણે ફેલાવેલી શાખાઓના વિસ્તાર ઉપરથી જ નહીં; પરંતુ વધારે તો, તેઓએ જમીનમાં નાખેલાં મૂળોની લંબાઈ તથા મજબૂતાઈ ઉપરથી માપવાનું છે. આપણે ઘણી વાર સ્થળ-ભાવનાની રીતે એવું માનીને દલીલ કરીએ છીએ કે, જાણે સમાજ આ જ ક્ષણે જીવવા લાગેલી વ્યક્તિઓનો બનેલો છે. પરંતુ તેમ જ હોત તો તો, મૂળમાંથી ઉખાડી નાખેલા ઝાડની પેઠે, તે તરત જ નાશ પામી જાત; પછી માણસની બુદ્ધિ વિચારી શકે તેવી

કોઈ સામાજિક વ્યવસ્થા તેને જીવંત રાખી શકત નહીં. અત્યારનો જીવંત વર્તમાનકાળ પાછલા ચાલુ ભૂતકાળ વિના શક્ય જ નથી; અને ચૂંટણી વખતે કદી જોવામાં ન આવેલી એવી મોટામાં મોટી બહુમતી પણ, તેના મૂળમાં રહીને તેને પોષનાર ભૂતકાળની મૃત પેઢીઓના સંકલ્પબળનો ઝરો ન હોય, તો અસહાય લઘુમતી જ બની જાય. ગમે તેવું જગદ્–'**વ્યાપી**' સંગઠન હોય, પણ તેની પાસે માત્ર જગતને **વ્યાપવા** જેટલો વિસ્તાર માત્ર જ હોય, તો તે ટકી ન શકે. તે જગત જેટલું 'ઊંડું' પણ હોવું જોઈએ. રાષ્ટ્રસંઘે એ વસ્તુ ખાસ વિચારવા જેવી છે.

આપણે આ એકઠાયેલા અથવા એકઠાતા આવેગની —ભૂતકાળમાંથી આવતા અને વર્તમાનકાળના પ્રયત્નોથી સતત જોર પકડતા ધસારાની—વાત યાદ ન રાખીએ, તો સમાજને પીડતા આટલા બધા 'રોગો' સામે તેનું કાયમ ટકી રહેવું, એ ન સમજાય તેવી ઘટના બની જાય. પરંતુ એ વાત યાદ રાખીએ તો તે તથા બીજી પણ ઘણી વસ્તુઓ આપણે સમજી શકીએ. સમાજસુધારનો આખો પ્રશ્ન સમજવા માટે સાચો દૃષ્ટિકોણ પ્રાપ્ત કરવામાં તે આપણને મદદગાર નીવડે. તેનાથી આપણે તરત સમજી જઈએ કે, સમાજસુધાર એટલે સમાજ નામના માત્ર સ્થળમાં અસ્તિત્વ ધરાવતા કોઈ સ્થિર પદાર્થ ઉપર કરવાની ક્રિયા નથી; પરંતુ કાળમાં વ્યવહરતા એક ચાલતા, પલટાતા શરીર ઉપરની ક્રિયા છે. સમાજ એ કાંઈ પાણી વિનાના સૂકા ડક્કામાં લાંગરેલું વહાણ નથી, કે જેને જુદા જુદા સિદ્ધાંતવાદીઓ પોતાની ફુરસદે ખોલી નાખીને ફરી ગોઠવી શકે અથવા તો સમારી શકે. આપણે

તો વરાળના પૂરા જોશથી અને જોખમકારક ભરદરિયામાં ધસતા વહાણ સાથે કામ લેવાનું છે.

વળી તેનાથી શકયતાની કલ્પનામાં જ ઉઘાડો ફેર પડી જાય છે. સમાજ જ્યારે સઢ છોડી નાખી પાણી ઉપર સ્થિર કરેલી હોડી જેવી સાદી રચનાવાળો હોય, ત્યારે સુધારણાની જે રીતિઓ કે યાંત્રિક ગોઠવણીઓ શકય હોય, તે જ્યારે સમાજ તોફાન વચ્ચે થઈને કલાકના ત્રીસ નૉટની[1] ઝડપે દોડતી મહાસાગરની આગબોટનો વિસ્તાર અને મુશ્કેલીઓ ધારણ કરે, ત્યારે અજમાવવાની ન જ હોય. ગમે તેવો ખાંમાર યંત્રશાસ્ત્રી ભલેને હોય, તોપણ એટલું તો તે કબૂલ કરે જ. વળી તેનાથી પેલા સુધારકને પણ ચેતવણી મળે છે કે, તે પોતે પણ તે વહાણ ઉપરનો મુસાફર છે, કિનારેથી જોનાર પ્રેક્ષક નથી; તથા તેની પોતાની જિંદગીનો આધાર તે વહાણની આગળ ચાલવાની શકિત કાયમ રહે તેના ઉપર જ છે. વહાણને સુધારવા માટે તે જે કાંઈ કરે, તેમાં તેણે સાવચેત રહેવાનું છે; નહીં તો તે તથા તેનો કાર્યક્રમ બાકીના બધાની સાથે તરત જ સમુદ્રને તળિયે જઈને બેસશે. અત્યારની દુનિયામાં અવર-જવરનાં કે સંદેશા પહોંચાડવાનાં સાધનોમાં ગમે તેટલો સુધારો થયો હોય, છતાં એક સૈકા પહેલાંની દુનિયા કરતાં તેને સુધારવાનું જરાય સહેલું બન્યું નથી. ઊલટું, તેના અતિશય વધેલા તથા હમેશ વધતા જતા આવેગને કારણે તેને સુધારવાનું વળી વધારે મુશ્કેલ બન્યું છે. અને તેથી તે કામ માટે ડાહ્યા તથા વધુ શક્તિશાળી માણસોની જરૂર છે.

---

૧. એક નૉટ એટલે ૬,૦૮૦ ફીટ.

સામાજિક રોગમીમાંસકો ગમે તેવા બિહામણા રોગો સમાજ-શરીરમાં દેખાડે છે, તેમ છતાં આપણી સંસ્કૃતિ કેમ કરીને જીવતી રહી શકે છે, એ પ્રશ્નનો, કાળ-ભાવનાથી વિચારતાં, તદ્દન સામાન્ય શબ્દોમાં આ પ્રમાણે જવાબ આપી શકાય: તે જીવી શકે છે તેનું કારણ તેની અંદર આગળ ધસવાની શક્તિ છે, ઇતિહાસે તેને જે ધક્કો આપ્યો છે તે છે; અર્થાત્ યુગોજૂના ભૂતકાળનો એકઠાયેલો આવેગ છે.

પરંતુ એ આવેગ એક જડ પશુશક્તિ જ માત્ર છે એમ ગણવું? કે પછી તેને પૃથક્ કરીએ તો તેમાં માનવતા-સૂચક તત્ત્વો મળી શકે એમ છે? એમ થઈ શકે તો આપણને ખાતરી પડી શકે કે, જેની સાથે આપણે કામ લેવાનું છે, તે માત્ર જડ પશુશક્તિ નથી, પણ માનવશક્તિ છે, — અર્થાત્ તેની બુદ્ધિની, તેની સર્જકતાની, તેની વફાદારીની અને તેની નીતિભાવનાની શક્તિ છે. હું માનું છું કે તેમ કરી શકાય એમ છે.

ઇતિહાસ બતાવી આપે છે — અને આપણે માટે એથી ઊંડો બીજો બોધ ઇતિહાસમાં નથી — કે, જે સંસ્થાઓ ટ્રસ્ટીપણાની ભાવના ઉપર રચાઈ હોય છે, જેઓ વિશ્વાસુ સેવાઓની પરંપરાઓને મૂર્તિમંત કરતી હોય છે, તથા જેઓ આબરૂદાર અને વફાદાર માણસોની સળંગ હારમાળાને પોતાને કામે ખેંચી શકે છે, તેવી સંસ્થાઓ જ વધુમાં વધુ ટકી શકે છે, તથા માનવ પ્રાણીઓને સૌથી વધુ કાયમી અને ઉપયોગી બંધુતામાં જોડી શકે છે. દાખલા તરીકે, કોઈ ઇતિહાસપ્રસિદ્ધ ધાર્મિક સંઘ, કોઈ વિદ્યાપીઠ, કોઈ વૈજ્ઞાનિક મંડળ, દાક્તરી અને વકીલાતી ધંધાઓ, તથા આર્થિક ક્ષેત્રમાં બેંકો અને

વીમા-કંપની જેવી સંસ્થાઓ. આ સંસ્થાઓ જીર્ણ નથી જ થતી એમ ન કહી શકાય; પરંતુ તેઓ સૌથી વધુ ટકી રહે છે, તથા જેમ જેમ આગળ વધતી જાય જાય છે, તેમ તેમ વધુ જોમ એકઠું કરતી જાય છે. વખતના વહેવા સાથે તે નબળી નથી પડતી, પણ ઊલટી વધુ દૃઢ અને વધુ ઉપયોગી થતી જાય છે. પરંતુ જુલમ અને બળાત્કાર ઉપર ઊભી થયેલી સંસ્થાઓ, તેમને શરૂ કરવામાં આવે તે ક્ષણથી જ જીર્ણ થવા લાગે છે. જે સંસ્થાના મૂળમાં વિશ્વાસપાત્ર સેવાઓ છે, તે સંસ્થા જ કાયમ કહી શકે છે.

એ સૂત્રનું અનુસરણ કરીને, હવે, માનવસમાજની ટકી રહેવાની શક્તિનાં મને જે ત્રણ મૂળતત્ત્વો દેખાય છે, તેમનું હું વિવરણ કરીશ.

પહેલું તત્ત્વ તે **કુશળતા** છે. સુધરેલા માણસે કુશળતા-પૂર્વક કામ કરવાની ભારે શક્તિ પ્રાપ્ત કરી છે; તથા તે શક્તિ વંશપરંપરાથી તેના વારસોને મળતી ગઈ છે. આપણે તેને મનુષ્યની ‘ બુદ્ધિની શક્તિ ’ કહી શકીએ.

બીજું તત્ત્વ તે **ટ્રસ્ટીપણાની ભાવના** છે. સમાજમાં મોટી સંખ્યાનાં સ્ત્રી-પુરુષોમાં અમુક શ્રેષ્ઠ ગુણો એવા રહેલા હોય છે, કે જેમને કારણે તેઓ સામુદાયિક હિતની બાબતમાં ટ્રસ્ટીરૂપે વફાદારીથી વર્તે છે, તથા તેમની સેવાઓની આસપાસ તે પ્રકારની પરંપરાઓ જામતી જાય છે. આપણે તેને મનુષ્યની ‘ નૈતિક શક્તિ ’ કહી શકીએ.

ત્રીજું તત્ત્વ તેનું **સંગઠન** છે. તેને પરિણામે સમાજના વિરોધી સ્વાર્થોમાં મેળ સાધનાર, તથા પોતાની મેળે તો પરસ્પર વિઘાતક હોય એવા માનવ સંબંધોને પરસ્પર સહકારના

સંબંધોમાં બદલી નાખનારી અમુક વૈજ્ઞાનિક પદ્ધતિઓ સમાજમાં યોજાતી રહે છે, તથા તેઓમાં સતત સુધારણા થતી રહે છે. આપણે તેને મનુષ્યની 'સંગઠનની શક્તિ' કહી શકીએ.

કુશળતા, ટ્રસ્ટીપણું, અને વૈજ્ઞાનિક પદ્ધતિ — આ ત્રણ જ આધુનિક સંસ્કૃતિની શક્તિનાં મુખ્ય મૂળો છે. એ ત્રણે અરસપરસ એકબીજા સાથે ગાઢપણે સંકળાયેલાં છે. તે ત્રણે મળીને એક એવો અમૂલ્ય વારસો બને છે કે જેની જડ ભૂતકાળમાં છે, જે વર્તમાન સંસ્કૃતિને ટકાવી રાખે છે, તથા ભવિષ્યમાં વધુ સારી સંસ્કૃતિ સિદ્ધ કરવાને અર્થે પ્રગતિમાન થવામાં પ્રેરણા આપે છે.

કુશળતા, ટ્રસ્ટીપણું અને વિજ્ઞાન, આ ત્રણ શબ્દોથી ત્રણ એવા માર્ગો સૂચિત થાય છે કે જે આખરે એક જગાએ મળે છે અને જેમને અનુસરી રચનાત્મક નાગરિકતા પોતાનું કામ સાધી શકે તેમ છે. સમાજને ઉપયોગી એવા હરેક ધંધામાં કુશળતાનો વિકાસ થાય, સમાજમાં ટ્રસ્ટીપણાની ભાવનાવાળી વ્યક્તિઓ કેળવાય અને સંખ્યામાં વધતી જાય, તથા સમાજના વિરોધી તથા જોખમકારક સ્વાર્થો વચ્ચે મેળ સ્થાપે અને વિરોધને સ્થાને સહકાર સિદ્ધ કરે એવી વૈજ્ઞાનિક પદ્ધતિઓ સંપૂર્ણતાએ પહોંચે, તે જ તેનું લક્ષ્ય હોઈ શકે.

આ ત્રણે ધ્યેયો વસ્તુતાએ એકબીજામાં ઓતપ્રોત સમાયેલાં છે. દાખલા તરીકે, સંગઠનની વૈજ્ઞાનિક પદ્ધતિઓ ભલે ઊભી કરવામાં આવે, પરંતુ તે પદ્ધતિઓનો અમલ કરનાર ટ્રસ્ટીઓ જો સાથે સાથે ઊભા કરવામાં આવ્યા ન હોય, તો કશું પરિણામ ન નીપજે; કદાચ તેથી પણ ભૂંડું પરિણામ નીપજે;

કારણ કે વૈજ્ઞાનિક પદ્ધતિઓનો અમલ જ્યારે બિન-ભરોસેદાર અથવા અકુશળ માણસોના હાથમાં જઈ પડે છે, ત્યારે તે સૌથી વધુ જોખમકારક બની જાય છે. વળી કાર્યકર્તાની પાસે કુશળતા હોય, પણ તેનો ઉપયોગ જ્યાં સુધી તે જાહેર હિતના ટ્રસ્ટીની ભાવનાથી ન કરે, ત્યાં સુધી તેની કશી કિંમત નથી. અને વિજ્ઞાનની બાબતમાં તો હમણાં હમણાં આપણને તેની પ્રગતિમાં રહેલાં જોખમોની, તથા હિતકર માર્ગે વાળી શકાય તેવી શોધો કેવી રીતે વિનાશનાં શસ્ત્રરૂપે વાપરી શકાય છે તેની વારંવાર ચેતવણી મળી છે.

સમાજશાસ્ત્રની બાબતમાં પણ તેમ જ છે. આપણે આપણું સામાજિક સંગઠન શાસ્ત્રશુદ્ધ રાજ્યવ્યવસ્થારૂપે કે બીજા કોઈ તંત્રરૂપે જેમ જેમ વધુ સંપૂર્ણ બનાવીએ, તેમ તેમ તમામ નાગરિકોમાં ટ્રસ્ટીપણાની ભાવના પણ દૃઢમૂળ થાય, એ વસ્તુ વધુ ને વધુ મહત્ત્વની બનતી જાય છે. સામાજિક ટ્રસ્ટીઓ તૈયાર કરવા, અને તેમની સંખ્યામાં વધારો કરવો, એ વસ્તુ આપણી સામે પડેલા સારાય કામના ખીલડારૂપ છે.

અને એ વસ્તુ જરાય અશક્ય પણ નથી. તેને માટે પાયો ક્યારનોય મોજૂદ છે. રાજકારણમાં, નાણાંવ્યવહારમાં, વેપારમાં, ઉદ્યોગમાં, કેળવણીના ક્ષેત્રમાં, એમ આપણા સામાજિક જીવનના બધા વિભાગોમાં, અત્યારે — આ ઘડીએ, ટ્રસ્ટીપણાની ભાવનાથી પ્રશંસાપાત્ર રીતે કામ કરી રહેલાં સ્ત્રીપુરુષોની ઠીક ઠીક સંખ્યા મોજૂદ છે. કેટલાક દ્રોહીઓ પણ છે; પરંતુ એ અપશુકનિયાળ અપવાદો તો પેલી સામાન્ય-વ્યાપક વફાદારીની છાપને વધુ ગાઢ બનાવે છે. યંત્રોદ્યોગી સંસ્કૃતિમાં જે કાંઈ ઘટનાઓ જોવા મળે છે,

તેમાં સૌથી વધુ અગત્યની અને સૌથી વધુ ઉત્સાહપ્રેરક ઘટના એ છે કે, દરેક ધંધામાં અને ઉદ્યોગના દરેક વિભાગમાં, હું અહીં નિર્દેશી રહ્યો છું તે પ્રકારના લોકો મળી આવે છે. એ લોકો એવા છે કે, મોટા તથા ગંભીર વિશ્વાસને પદે પણ, તેમના ઉપર કોઈ પ્રકારની નજર, જાસૂસી કે જાપ્તો રાખ્યા વિના ભરોસો મૂકી શકાય. આ જાતના નાગરિકોનો વર્ગ ઊભો કરવાની આ સંસ્કૃતિની શક્તિ, એ તેની તરફેણમાં કહી શકાય તેવી સર્વોત્તમ વસ્તુ છે. અને એ વર્ગની સંખ્યા આવશ્યકતા અનુસાર કોઈ પણ હદ સુધી જરૂર વધારી શકાય.

આ બધા ઉપરથી જણાશે કે, રચનાત્મક નાગરિકધર્મનો ઝોક કેળવણીની પદ્ધતિઓ તરફ છે. કારણ કે, કુશળતાનો વિકાસ, ટ્રસ્ટીઓની તાલીમ અને વૃદ્ધિ, તથા વૈજ્ઞાનિક પદ્ધતિ અને સંગઠનને સંપૂર્ણ બનાવવાં, એ બધાં કેળવણીને લગતાં કામો છે. અલબત્ત, એ બાબતોને અંગે આપણે કેળવણીની નવી જ વ્યાખ્યા કરવી પડશે, તથા મનુષ્યના ઉદ્યોગ સાથે તેનો શો અને કેટલો સંબંધ છે, તેમજ ઉદ્યોગ અને રમત-ગમત વચ્ચે, તથા ઉદ્યોગ અને આરામ વચ્ચે શો સંબંધ છે — વગેરે બાબતો પણ આપણે નવેસર વિચારવી પડશે.

આટલા ઉપરથી એ પણ તરી આવે છે કે, રચનાત્મક નાગરિકધર્મ નરી રાજકીય પદ્ધતિઓનો જ વિષય નથી. આજે પણ મોટે ભાગે આર્થિક એવી સંસ્થાઓનો એક એવો મોટો વર્ગ સમાજમાં હયાત છે, કે જેમનો યોગ્ય વહીવટ ધારાસભાના કાયદા ઉપર નિર્ભર નથી, પરંતુ જેમને તે વહીવટ સોંપાયો છે તેમની વૈયક્તિક વફાદારી અને વિશ્વાસ-પાત્રતા ઉપર છે. તેમનું તંત્ર વૈજ્ઞાનિક રીતે યોજવામાં આવ્યું

હોય છે, તથા તેમનો વહીવટ પણ પૂરેપૂરો વેપારી પેઢી જેવો જ હોય છે; પરંતુ અંતે તેમનો આધાર કાયદા કરતાં ભરોસા ઉપર વધારે હોય છે. તેવી સંસ્થાઓને આપણે ટ્રસ્ટીપણાથી ચાલતી સંસ્થાઓ કહી શકીએ.

જગતમાં સંગીન એકતા અને સહકાર વધારવાને માટે, રચનાત્મક નાગરિકધર્મ એ પ્રકારના ટ્રસ્ટીપણાની ભાવના પર મોટે ભાગે આધાર રાખે છે. ટ્રસ્ટીપણાની ભાવનાવાળી પદ્ધતિઓ જગતભરમાં વ્યાપે એ તેનો ઇરાદો છે, કારણ કે તે પદ્ધતિઓ જ જગત જેટલા ઊંડાણવાળી છે. રચનાત્મક નાગરિકધર્મે આ વસ્તુ હાલ હયાત એવી ટ્રસ્ટીભાવનાવાળી સંસ્થાઓ પરથી શોધી છે. હવે તેને તે એવી રીતે વધારવા માગે છે કે જેથી, આજે પ્રજા પ્રજા વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે અને સ્વાર્થ સ્વાર્થ વચ્ચે હરીફાઈના ભાવથી જે ભયંકર તાણાતાણ પ્રવર્તે છે તેને તે આવરી લે. સારરૂપે જોતાં એનો ઇરાદો આટલો જ છે: નાગરિકને કુશળતા અને વિશ્વાસ-પાત્રતાની યોગ્ય કેળવણી આપી, તેના આધાર ઉપર વિજ્ઞાનશુદ્ધ સંગઠન રચવું, ને તેનો કાબૂ ટ્રસ્ટભાવનાને હવાલે કરવો.

અહીં કેળવણીનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન આપણી પાસે ખાસ વિચાર માગી લે છે. આપણી કેળવણી કઈ જાતનો નાગરિક ઘડવા તાકે છે? રચનાત્મક નાગરિકધર્મ એક જ શબ્દથી એનો ઉત્તર આપે છે — ટ્રસ્ટી. આપણી સંસ્કૃતિને એ જાતના નાગરિકની જરૂર છે, તથા તેના વિના તે ટકી રહી શકે તેમ પણ નથી. એ જાતનો નાગરિક એટલે એવો નાગરિક કે, સંજોગવશાત્ તેના ઉપર જે કોઈ કામકાજ આવી પડે, તેને તે પોતાને સોંપાયેલા ટ્રસ્ટની માફક સ્વીકારે;

તથા જે કામ તેણે માથે લીધું હોય તેને, તે દાખલામાં શક્ય હોય તેટલી બધી જ કુશળતાથી અને વફાદારીથી, તે પાર પાડશે, એવો તેના ઉપર નિઃસંકોચ વિશ્વાસ મૂકી શકાય.

તેનાથી વિરુદ્ધ પ્રકારનો નાગરિક, એટલે એવો નાગરિક કે જેના ઉપર કોઈ પ્રકારનું દબાણ ન હોય, તો તે પોતાની ફરજ બજાવે જ નહીં; તથા સામાજિક અંકુશ કે કાયદાની શિક્ષાનો ડર ન હોય, તો તે પોતાની ફરજ પ્રત્યે બેદરકાર જ રહે. જ્યાં સુધી દરેક માણસ રાજસત્તાનો તાબેદાર ગણાતો હોય ત્યાં સુધી તો તેવો નાગરિક ચાલી પણ શકે; પરંતુ જવાબદાર વ્યક્તિઓના બનેલા સ્વતંત્ર સમાજ માટે તે તદ્દન નિરુપયોગી છે; કારણકે તે સમાજ તો દરેક વ્યક્તિની પોતાનાથી બનતું બધું કરી છૂટવાની તત્પરતા ઉપર જ નભતો હોય છે. આપણી સંસ્કૃતિને જો ટકી રહેવું હોય, તો તેણે જુદા જ પ્રકારના માણસોનો વર્ગ પેદા કરવો જોઈએ તથા કેળવવો જોઈએ. આવા નામરજીવાળા તાબેદારો, કે જેમના ઉપર ચાલુ દબાણ લાવ્યા જ કરવું પડે, તેમનાથી તેનો નિર્વાહ નહિ થઈ શકે.

આપણામાંના ઘણાને એવા માણસનો પરિચય હશે, કે જેના હાથમાં આપણને આપણું હિત પૂરેપૂરું સુરક્ષિત લાગે, તથા જે આપણા વિશ્વાસને બેવફા નીવડે કે તેનો ગેરલાભ લે એમ કદી બને જ નહીં. એવો માણસ રચનાત્મક નાગરિકધર્મનો આદર્શ છે. કેળવણીની તમામ પદ્ધતિઓએ તથા બધા પ્રકારની સમાજવ્યવસ્થાઓએ એવો માણસ તૈયાર કરવાનું જ લક્ષ રાખવાનું છે. જે માણસ ઉપર તેનો પડોશી વિશ્વાસ ન મૂકી શકે, તેને 'શિક્ષિત' જ ન ગણવો જોઈએ. એ જાતના વિશ્વાસુ માણસો મોટા મોટા અધિકારના હોદ્દાઓ

ઉપર જ જોઈએ એવું નથી; પણ ઔદ્યોગિક પ્રવૃત્તિના દરેક પદ ઉપર તથા દરેક કક્ષાએ જોઈએ. જ્યાં જ્યાં કાંઈ માલ પેદા થાય છે તેવા દરેક કારખાનામાં, તથા જ્યાં જ્યાં કાંઈ સેવાઓની આપ-લે થાય છે તેવી દરેક ઑફિસમાં તેવા જ માણસોની જરૂર છે.

રચનાત્મક નાગરિકધર્મનું જે જાતનું સ્વરૂપ આ વ્યાખ્યાનોમાં હું રજૂ કરવા ઇચ્છું છું, તેનું ત્રિમુખી ધ્યેય હવે આપણી આગળ રજૂ થઈ ગયું છે : પ્રથમ તો, કુશળતાથી કામ કરવાની શક્તિ નાગરિકોમાં વિકસાવવી; બીજું, તે કામ જે જે પરિસ્થિતિ હેઠળ કરવામાં આવતું હોય, તે બધે ઠેકાણે ટ્રસ્ટીપણાની ભાવનાથી કામ કરવાની પદ્ધતિનો ઉપયોગ વધારવો; અને ત્રીજું, સમાજના બધા વર્ગોમાં ટ્રસ્ટીપણાની ભાવના કેળવવી.

આ ત્રિમુખી ધ્યેયને અનુસરવા માટે, આપણે અત્યારે જે જાતની વસ્તુસ્થિતિ છે, જે જાતની સંસ્થાઓ છે, અને જે જાતનાં સ્ત્રી-પુરુષો છે, તેમનાથી જ શરૂઆત કરીને આગળ ચાલવા માગીએ છીએ. આપણે જે ધ્યેયોની વાત કરીએ છીએ, તે કાંઈ નવી શોધો છે અને તેમને સ્વીકારવામાં આનાકાની કરતા સમાજ ઉપર તે ઠોકી બેસાડવાની છે, એમ નથી; કે જૂના અને જીર્ણ થઈ ગયેલા કપડા ઉપર ચોડવાનાં નવાં થીંગડાં તે નથી. આ ધ્યેયો તો યંત્રોદ્યોગી સમાજે ક્યારનાંય સ્વીકાર્યાં છે; તથા તે સમાજના લોકોએ તેમને સિદ્ધ કરવાની પોતાની શક્તિ પણ બતાવી આપી છે. દુકાનો કારખાનાંઓ, ઑફિસો, બૅંકો, ખાણો, ડક્કાઓ, રેલવેઓ, વહાણો, વગેરે ધંધા-હુન્નર-ઉદ્યોગનાં અસંખ્ય સ્થળોએ તેમનો અમલ થતો આજે આપણે નજરે જોઈએ છીએ.

એ બધી પરિચિત પ્રવૃત્તિઓ ઉપર-ઉપરથી દેખાય છે તો વહેવારી, પરંતુ તેમની પાછળ આપણે પરસ્પર-સેવા અને માનવોચિત સંબંધોની દિશામાં આગળ વધતી અમુક આદર્શ વૃત્તિ જોઈ શકીએ છીએ. આપણું કામ તે વૃત્તિને વધુ જાગ્રત ને સમજપૂર્ણ બનાવીને, તથા તેના પ્રત્યક્ષ વ્યવહારોને, છે તે કરતાં ઓછા નહિ પણ વધુ વહેવારી બનાવીને, પ્રબળ બનાવવાનું છે.

હાલમાં બીજા સંબંધમાં વારંવાર વપરાવા લાગેલો એક શબ્દ કદાચ આ વસ્તુને વધુ સ્પષ્ટ કરી શકશે. તે છે 'સંશુદ્ધિ' (sublimation). સંશુદ્ધિ એટલે હીન જાતિની વસ્તુને, તેની અંદર ગુપ્ત પડેલી શક્યતાઓને વિકસાવીને ઉચ્ચ જાતિની બનાવવી તે. આપણે એ સંશુદ્ધિની વસ્તુને સામાજિક ક્ષેત્રમાં લાગુ કરવાની છે. જ્યાં સામાજિક રોગમીમાંસકો રોગ અને સડો બતાવે છે, તથા જ્યાં સ્થળ-ભાવનાવાળો 'એની બંધી કરો' એટલું જ કહી શકે છે, ત્યાં આપણે સંશુદ્ધિની તકો જોવાની છે. 'રચનાત્મકતા'નો અર્થ જ એ છે કે, અત્યારે પોતપોતાની બધી અપૂર્ણતાઓ સહિત જે વસ્તુઓ જેવી છે, તેઓમાંથી જ નવું સર્જન કરવું; આસપાસના સામાજિક જીવન તરફ નજર કરતાં, તેમાં જે આશાપ્રદ તત્ત્વો દેખાય તેમને ઉપાડી લેવાં, અને નિરાશાપ્રદ તત્ત્વોને નિરાશાવાદીઓ રટ્યા કરે તે સારુ થોડી વાર પડતાં મૂકવાં. તેની ફિલસૂફી ટૂંકમાં આ વાક્યમાં સમાવી શકાય: 'જે કાંઈ વસ્તુસ્થિતિ મોજૂદ છે, તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવો.'

રચનાત્મક નાગરિકધર્મ સમાજનાં દુઃખો દૂર કરવા એવો કોઈ રામબાણ ઇલાજ રજૂ કરતો નથી કે જેને સમાજે સ્વીકારવો

જોઈએ, નહિ તો નાશ પામવું જોઈએ. દુનિયાને સુધારી નાખવા માટે એની પાસે કોઈ ગુરુમંત્ર નથી. દુનિયા સુધારવી એ રચનાત્મક નાગરિકધર્મનો ધંધો નથી. એ તો સુધારવ કરતાં રચવાનો ઇરાદો રાખે છે, અને તાકાતને વધારવા દ્વાર રોગ મટાડવા તાકે છે. એ તો, સમાજમાં જીવનપ્રદ સ્થાનો ક્યાં છે, ક્યાં આગળ દુરસ્ત જીવન તરવરતું દેખાય છે, એને ખંત અને ઉદ્યમપૂર્વક ખોળે છે. એવાં સ્થાનોની તાકાત પોષવા એ મથે છે, અને એમના પર એની આશાઓ બંધાયેલી છે. કોઈ અમુક સામાજિક વાદમાં દુનિયાને ઝટ અને એકી-સાથે વટલાવી નાંખવાનું તે નથી ઇચ્છતો; કેમ કે તેને ખબર છે કે, (સમાજશરીરની) સામાન્ય શક્તિ સારી પેઠે વધ્યા વગર, ખરેખર મહત્ત્વની કોઈ પણ બાબતમાં અસરકારક કશીય એકવાક્યતા આવી નહિ શકે. દુનિયાના સુધારા માટે એને વક્તૃત્વશક્તિનો બહુ ઓછો ખપ છે. એને વધારે જરૂર છે કુશળતાની, વિજ્ઞાનની, ઉચ્ચ ચારિત્ર્યની અને શાંત વીરતાની. એના પ્રયત્નો દેખાડા-ભરેલા નથી હોતા, અને એની આશાઓ હદ પારની નથી. મનુષ્યજાત બહુમાં બહુ તો અમુક મર્યાદિત પ્રમાણનું જ સુખ મેળવી શકે તેમ છે, એવું તે ખુશીથી સ્વીકારી લે છે, અને માને છે કે, અપાર સુખ ન મળવાનું હોય, છતાં, આ ગ્રહ ઉપર માનવ જીવનરૂપી સાહસ ખેડવા જેવું છે. સમાજ ધરમૂળથી સડી ગયો છે કે કેમ, એ પ્રશ્નનો જવાબ આપવા તે નથી બેસતો; પરંતુ આશ્વાસક એવી એક સત્ય બીના પ્રત્યે તે આંગળી ચીંધે છે કે, તકલીફ-ભર્યાં હજારો વર્ષોના જીવન પછી પણ સમાજ જીવતો રહી શક્યો છે.

# ૫

# સામાજિક વીરતા

આપણા જમાનાની સામાજિક વિચારણાઓમાં સમાજના રોગીલાપણાની કલ્પનાને પ્રાધાન્ય આપવાના વલણ તરફ મેં ગયાં વ્યાખ્યાનોમાં તમારું ધ્યાન ખેંચ્યું હતું. કેટલાક સર્વોત્તમ લેખકો તેને ઉત્તેજે છે અને હલકા લેખકો એનો અચૂક ગેરલાભ ઉઠાવે છે. હું એમ જણાવવા ચાહું છું કે, એ વસ્તુ વધારેપડતી કરવામાં આવી છે. ને તેની ખરાબ અસર એ થાય છે કે, તેનાથી સામાજિક વાતાવરણમાંનાં જોમ અને જુસ્સો મંદ પડી જાય છે, તથા આખું વાતાવરણ બીમાર માણસના ઓરડા જેવું થઈ જાય છે. રાષ્ટ્રસંઘ જેવાં મોટાં તથા અગત્યનાં સાહસો આપણી સામે પડચાં હોય, ત્યારે એ જાતની મનોદશા સારી નથી.

એ જાતના નિરૂપણની જે ભૂલ હું બતાવવા ચાહું છું તે એ નથી કે નાગરિકની જવાબદારીઓ વિષે તે અતિશયોક્તિ કરે છે. તેનાથી તો એ જવાબદારીઓના સ્વરૂપ વિષે જ ખોટા ખ્યાલ બંધાય છે, તથા તેમના વિસ્તાર અને ઊંડાણનું વાસ્તવિક મૂલ્ય અંકાતું નથી. સમાજશાસ્ત્રના કાર્યપ્રદેશને રોગચિકિત્સામાત્રમાં જ મર્યાદિત કરી મૂકીને સમાજશાસ્ત્રના આખા સ્વરૂપને તે વિપરીત બનાવી દે છે. એ નિરૂપણ સ્વીકારીએ, તો તો નાગરિકધર્મનું કર્તવ્ય માત્ર 'સુધારવામાં'

કે 'સમારવામાં' જ આવી રહે; અને તેની સૌથી વધારે અગત્યની જે રચનાત્મક બાજુ છે, તે તો ભુલાઈ જ જાય. એ તો, કોઈ શિલ્પશાસ્ત્રીને, તેનું કામ ખંડિત થયેલાં મકાનોને સમારવાનું જ છે એમ માની, તેટલા પૂરતી જ કેળવણી આપવા જેવું થયું.

વળી તે જાતના નિરૂપણથી, આપણે બીજા લોકોમાં શો બગાડ પેઠો છે, તે ઉપર વધારેપડતું ધ્યાન આપતા થઈ જઈએ છીએ; અને આપણામાં શો બગાડ પેઠો છે, તેના ઉપર નહીં જેવું જ ધ્યાન આપીએ છીએ. નાગરિક કંઈ મુખ્યતઃ પોતાના પડોશીઓની બીમારીઓનો દાક્તર નથી. પોતાનાં કર્તવ્યો, પોતાના હકો, અને પોતાની ફરજો વિષેની જે કલ્પનાથી તે એવું માનવાને પ્રેરાય, તેના જેવી બીજી કોઈ વધુ નિર્માલ્ય કલ્પના ન હોઈ શકે. અને છતાં, આજકાલના સમાજશાસ્ત્રીઓમાં આ જાતની કલ્પના જ વધુ પ્રચલિત છે, એ વાતની કોણ ના પાડી શકશે ? અને તેને પરિણામે, એક બાજુ તેવા દાક્તર થવા ઇચ્છનારાઓ, અને બીજી બાજુ દાક્તરના વેશમાં ફરતા તે જાલીમોને હાથે દરદી તરીકે સારવાર પામવા કરતાં જેઓ છેક છેવટ સુધી લડી લેવાના મતના છે તે લોકો, — આ બે વચ્ચે ખુવારીભર્યો કલહ અચૂક જન્મે, એ જોયા વગર પણ કોણ રહી શકે ?

એ પ્રકારે દાક્તર થવા ઇચ્છનારાઓ અને બીજી બાજુ તેમના દરદી નહિ થવા માગનારાઓ વચ્ચેના ઝઘડામાં જે અગત્યનો મુદ્દો છે, તે જ ભુલાઈ જાય છે. અગત્યનો મુદ્દા એ છે કે, આપણી સંસ્કૃતિ પ્રગતિ કરતી કરતી અત્યારે એવી હદે આવી પહોંચી છે કે, તેનાં જોખમોની માત્રા પણ તેટલી જ

ગંભીર બની ગઈ છે. અત્યારે તો બધી પ્રજાઓના નાગરિક સમુદાયે એક મહાન સાહસના સાથીદારો તરીકે વફાદારીથી એકત્રિત ઊભા રહેવાની તત્પરતા બતાવવાની જરૂર છે. આપણી સંસ્કૃતિના ટકી-ન-ટકી રહેવાનો આધાર એના ઉપર છે. જગદ્‌વ્યાપી અને જગદ્-ઘેરો સહકાર જ આજના જમાનાની મુખ્ય આવશ્યકતા છે; અને એ નહિ તો પછી, સંસ્કૃતિના સર્વતોમુખી અધઃપાત સિવાય તેનો બીજો કોઈ જ વિકલ્પ નથી. ગમે તેવો મજબૂત 'પક્ષ' ભલે હો, કે ગમે તેવો ડાહ્યો 'વાદ' ભલે હો; પરંતુ, તેમાંનો કોઈ આજની દુનિયાનો કે તેમાંની કોઈ પણ મોટી પ્રજાનો ભાર ઉપાડી શકે કે તેનું ભવિષ્ય દોરી શકે તેમ નથી. આ વસ્તુસ્થિતિનો મુકાબલો કરવા માટે કોઈ અમુકતમુક સમાજ-વિજ્ઞાન કે સમાજશરીરના રોગો પારખવાની અને તેમનો ઉપચાર કરવાની શક્તિ કરતાં કંઈક વધારેની જરૂર છે. તેને માટે તો વીરતાની જરૂર છે, અને તે પણ અતિશય મોટા પ્રમાણમાં. વળી તે વીરતા અરસપરસ વફાદારીની ગાંઠે બંધાઈ સંગઠિત સામનો કરવાને માટે સજ્જ થયેલી હોવી જોઈએ. એટલે કે, તે જગદ્-વ્યાપી તેમ જ જગદ્-ઘેરી હોવી જોઈએ. સંસ્કૃતિની 'પ્રગતિ'નો અર્થ, કેટલાક ઇચ્છે છે તેમ, સુરક્ષિતતા તરફ ધીરે ધીરે આગળ વધવું, એ નથી. તેનો અર્થ તો, જે સામાન્ય જોખમ બધા ઉઠાવી રહ્યા છીએ, તેની વધતી જતી સમજ, અને बधाए मेगा ज તેનો સામનો કરવાની વધતી જતી તૈયારી છે. સંસ્કૃતિની એકતા એટલે તે મહાન નિશ્ચયની એકતા છે.

જે સામાજિક સિદ્ધાંતો અને ધાર્મિક સિદ્ધાંતો — કારણ કે તેવા ધાર્મિક સિદ્ધાંતો પણ છે — વૈયક્તિક કે સામુદાયિક

હિંમતની જરૂરને ઉતારી પાડતા હોય, તેમનાથી ચેતતા રહેવાની હું તમને સલાહ આપું છું. સામાજિક કે વૈયક્તિક, દરેક પ્રકારના શુભ જીવન સાથે જોખમનું મોટું પ્રમાણ અચૂક સંકળાયેલું હોય છે જ. એરિસ્ટોટલ ભારપૂર્વક કહેતો કે શુભ જીવન સખત જ હોય. આ સખતાઈ એટલે ભારે પરિશ્રમ પૂરતી જ નહિ, પરંતુ તેથી ઊંડા અર્થમાં, એટલે કે, ભીષણ સંગ્રામના અર્થમાં પણ. એટલે તેમાં નિષ્ફળતા કે હારનો સંભવ હંમેશાં મોજૂદ હોય છે. જેમને પોતાનું સુખ અથવા સહીસલામતી જ વહાલાં છે, તેમની દૃષ્ટિએ શુભ જીવન વ્યક્તિ માટે કે સમાજ માટે 'સહીસલામત' તો ન જ કહી શકાય. સ્વભાવથી જ તે જોખમભરેલું છે. અને એનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, જોખમ અને હિંમતનું મિલનસ્થાન એ સામાજિક તેમ જ વૈયક્તિક ગુણોનું પણ ઊગમ-સ્થાન છે. આગળ વધેલી સંસ્કૃતિની દશા હમેશ કટોકટીભરી હોય છે. અને એવી દશાને આપણે વિનાશ નાહ પણ પડકાર માનતાં શીખવું જોઈએ; એટલે કે, તે ખરાબ નથી પણ સારા માટે છે, એમ લેખવું જોઈએ. કટોકટીનો દિવસ આપણા ગુણોનો જન્મદિવસ છે.

આ વસ્તુ કંઈ અકસ્માતરૂપ નથી. જગત જેટલાં જ ઊંડાં કારણોથી સંસ્કૃતિને હંમેશાં કટોકટીનો સામનો કરવો પડે છે; હંમેશાં તેણે તેમ કર્યું છે, અને હંમેશાં તેમ જ કરશે. એ બાબતમાં સંસ્કૃતિ ધર્મને મળતી આવે છે. ધર્મની પેઠે સંસ્કૃતિ પણ પોતાની કિંમત ત્યાં સુધી જ કાયમ રાખી શકે કે જ્યાં સુધી વિકસતી જતી દુનિયામાં નીપજતી જતી ખેંચાતાણોનો વીરતાપૂર્વક સામનો કરવામાં આવે; કારણ કે,

જગતનાં ઘડતરમાં રહેલાં કીમતી શ્રેયો અને મનુષ્યહૃદયમાં રહેલી વીરતા વચ્ચે ઊંડો સંબંધ છે. સુધરેલો સમાજ સંપૂર્ણ સુરક્ષિતતાપૂર્વક નિરાંતે સોડો તાણી સૂઈ શકે, એવી દશા પ્રાપ્ત કરવા માટે કોઈ પણ જાતનો માર્ગ કલ્પી શકાતો નથી. ગમે તેવી સારી સ્થિતિમાં પણ બંધિયારપણે પડી રહેવામાં આવે, તો મનુષ્યજાતિનું ખમીર અચૂક ગંધાવા લાગશે, અને તે બંધિયાર દશા જેટલી વધુ સુખદ હોય, તેટલી જલદીથી સમય તેને સડામાં ફેરવી નાખે છે. જેમને 'પૂર્વની બંધિયાર પડેલી સંસ્કૃતિઓ' કહેવામાં આવે છે,— અને જે વસ્તુતાએ ઉપરથી દેખાય છે તેવી 'બંધિયાર' પણ નથી,—તે પરથી પણ આથી વિરુદ્ધ કશું સિદ્ધ નથી થતું.

સહીસલામતી અને પ્રગતિ એ બે વચ્ચે મેળ જ બેસી શકે તેમ નથી. પ્રગતિમાન સમાજ પોતાની 'સુખશાંતિ' અથવા તો યોગક્ષેમનો વિરોધ કરનારાં બળોનો ધીમે ધીમે એવો ઘટાડો થતો જવાની આશા ન જ રાખી શકે, કે જેને પરિણામે જોખમકારક એવું કંઈ બાકી જ ન રહે. ઊલટું, સમાજ જે જે 'સુખશાંતિ' કે 'યોગક્ષેમ' પ્રાપ્ત કરે, તેની કિંમતના પ્રમાણમાં તેનાં વિરોધક બળોમાં પણ વધારો જ થતો જાય છે. વિકાસક્રમનો જે 'નિયમ' સર્વોત્તમને વધારે ઉચ્ચ ભૂમિકાઓએ લઈ આવ્યો હોય છે, તે જ નિયમ તેની પછીના બીજા નંબરના ઉત્તમ ઉપર પણ એ જ રીતે અમલ કરી રહ્યો હોય છે. અને એ બીજા નંબરનું ઉત્તમ જ હંમેશાં સર્વોત્તમનું સૌથી વધુ સક્રિય વિરોધી હોય છે. તેની સરખામણીમાં 'સૌથી ખરાબ'નો વિરોધ તો નજીવો જ કહી શકાય. તે ઉપરાંત, પ્રગતિમાન સમાજનું જીવન પ્રગતિને દરેક

પગલે એવાં નવાં નવાં બળો સાથે અથડામણમાં આવતું જાય છે કે જે બળો મનુષ્યના કાબૂનાં નથી. તેમનું મૂળ જગતનાં અગમ્ય ઊંડાણોમાં હોય છે. એ બળો ભલે તેના કાબૂનાં ન હોય, પણ પોતાની વીરતાથી તે બળોને પોતાના પક્ષમાં કામ કરતી શક્તિમાં તે ફેરવી નાખી શકે છે.

અને, આ બધા ઉપરાંત, પોતાના પક્ષમાં જ દ્રોહીઓ ઊભા થવાનો ભય તો આ બધામાં ઓતપ્રોત રહેલો સદાનો સાથે કાયમ જ હોય છે. મનુષ્ય કશું કરવા – ન – કરવાને સ્વભાવથી જ સ્વતંત્ર હોય, તથા ઇતિહાસરૂપી નાટક મનુષ્ય-રૂપી સ્વતંત્ર નટ-નટીઓ દ્વારા જ ભજવાવાનું હોય, તો એમ બનવું અનિવાર્ય છે. સમાજ જેમ જેમ ભૌતિક કે આધ્યાત્મિક બાબતોમાં સમૃદ્ધિમાન બનતો જાય, તેમ તેમ તેમની ‘ન્યાય્ય વહેંચણી’ જાળવવી એ વધારે ને વધારે મુશ્કેલ બનતું જાય છે; તથા ચોરને પણ, ‘એક વાર એ બધું મારા હાથમાં આવશે, એટલે પછી બધાને હું ન્યાયી રીતે વહેંચી આપીશ,’ એ બહાના હેઠળ તેમના ઉપર હાથ મારવાનું વધારે સહેલું બનતું જાય છે. આ રીતે મનુષ્યની ધાડપાડુપણાની વૃત્તિઓને પ્રલોભન વધતું જાય છે, તેની સાથે સાથે દલીલબાજીની કળાનો પણ વિકાસ થતો જાય છે. એટલે પેલા ધાડપાડુનો અંતરાત્મા કે તેના અન્ય મનુષ્યબંધુઓ જ્યારે તેને રોકે-ટોકે, ત્યારે તે પોતાના હીન હેતુઓને નૈતિક પરિભાષાના ઝભ્ભા હેઠળ પોતાની કે બીજાની આગળ ઢાંકી શકે છે. આગળ વધેલી સંસ્કૃતિને સામનો કરવાં પડતાં જોખમોમાં આ જોખમને હું સૌથી વધુ સૂક્ષ્મ તથા સાથી વધુ કાતીલ ગણું છું. તેનો ઐતિહાસિક દાખલો ગત યુરોપીય મહાયુદ્ધ છે. તે યુદ્ધના ધાડપાડુઓની

લૂંટનો વિસ્તાર, અને પોતાના હેતુઓને નૈતિક ઓપ આપવાની તેમની ચતુરાઈભરી વાગ્જાળ, એ બંને એકબીજાને અનુરૂપ જ હતાં. એ જોઈ, મને સેતાને આપેલો પેલો જવાબ યાદ આવે છે: કોઈ કે — મને લાગે છે કે હર્બર્ટ સ્પેન્સરના શિષ્યે — જ્યારે તેને સમજ પાડી કે, વિકાસવાદના કલ્યાણકારી અમલ હેઠળ થોડા વખતમાં જ સમાજમાં સામ્યાવસ્થા સ્થપાવાની છે, એટલે તેના પાપી અમલનો હવે અંત આવવાનો થયો છે; ત્યારે સેતાને કહ્યું, 'હું પણ વિકાસ પામ્યા કરું છું, એ વાત તું ભૂલતો લાગે છે.'

સેતાન જેવા વાંધાભરેલા સ્થળેથી કશો ધડો લેવામાં આપણામાંના ઘણા આનાકાની કરશે; પણ એ જવાબ એક એવા અગત્યના સત્યનું સૂચન કરે છે, કે જેને કેટલીક વાર, તેના કરતાં ઘણાય સંમાનિત એવા ફિલસૂફો પણ ભૂલી જાય છે. જેને આપણે 'નૈતિક આદર્શની પ્રગતિ' કહીએ છીએ, તેની સાથે સાથે જ તે આદર્શની સિદ્ધિનો વિરોધ કરનારાં અને તે સિદ્ધિ માટે ઝૂઝનારાઓની વીરતાને પડકાર કરનારાં બળોની પણ પ્રગતિ જ થતી જાય છે. આ બળો અનિષ્ટ જ હોય છે એવું નથી. જે આદર્શોને આપણે પ્રસ્થાપિત કરવા ઇચ્છીએ છીએ, તેમની સામે થતાં જોઈને જો એમને આપણે અનિષ્ટ કહીએ, તો તો કહેવું જોઈએ કે, જે સંગ્રામ આપણે લડવાનો છે તેનું સ્વરૂપ જ, ખરું જોતાં, આપણે નથી સમજતા. ઘણી વાર એવું હોય છે કે, સર્વોત્તમ આદર્શનો સામનો કરનારાં બળોની પાછળ દર્શન અને નીતિની જે માત્રા હોય છે, તે પેલા સર્વોત્તમ આદર્શ કરતાં પ્રમાણમાં બહુ ઊતરતી નથી હોતી. મેં ઉપર જેને 'બીજા નંબરનું ઉત્તમ' કહ્યું હતું, એ જાતનાં તે

બળો હોય છે. પણ જેમ તેઓ 'સર્વોત્તમ'નો સામનો કરતાં હોય છે, તેમ 'સર્વોત્તમ'ને તેમનો પણ સામનો કરવો પડે છે. અને આ રીતે લગભગ એક જ કક્ષાનાં શ્રેયો વચ્ચેના ઝઘડાને કારણે જે ખેંચાતાણો ઊભી થાય છે, તે આપણી સંસ્કૃતિએ વેઠવી પડતી સૌથી વધુ તીવ્ર ખેંચાતાણો હોય છે. નૈતિક સીડીમાં શ્રેષ્ઠથી માંડીને હીન સુધીના દરેક પગથિયે આ ખેંચાતાણો રહેલી છે: આખી સમાજગૂંથણીમાં એ જાતની ખેંચાતાણો ઓતપ્રોત બધે પહોંચેલી હોય છે. અને એ બધીની ઝીંક ઝીલવામાં દાખવવી પડતી વીરતામાંથી જ સમાજનું નૈતિક જીવન પોતાની જીવન-શક્તિ મેળવે છે અને પોતાનું પોતાપણું દાખવે છે.

આ રીતે વિચારતાં, એવું તો ન જ માની શકાય કે, એક વાર સંસ્કૃતિની એકતા સાધી લીધી એટલે પછીથી માનવ-જાતિની બાકીની યાત્રા સહેલી બની જશે, તથા ત્યાર પછીનો તેનો ઇતિહાસ શ્રમ અને સંગ્રામ તથા દુઃખ અને આફતમાંથી મુક્તિના એક સુખી તથા જગદ્વ્યાપી રજાના દિવસની નોંધ જેવો જ બની જશે. વસ્તુતાએ તો એકરૂપ બનેલી સંસ્કૃતિમાં આરામ તથા તેની સાથે આવતા મનાતા 'સુખ' માટેની શોધનો ત્યાગ કરી દેવામાં આવ્યો હશે. કારણ કે, આરામ અને સુખની બીજી ગમે તે કિંમત હોય, પણ તેઓ મનુષ્ય-જીવનમાં એકરાગ સ્થાપનારી વસ્તુઓ તો નથી જ. કામનાના વિષય તરીકે તેઓ વિખવાદ ઊભો કરનારાં સતેજ કારણો છે. અને એમ માની શકાય કે, કોઈ નિર્બળ, હતવીર્ય સમાજ પોતાની રહીસહી શક્તિ એ બે સુખદ વસ્તુઓનું 'ઉત્પન્ન' કરવામાં જ ખરચે; પરંતુ તેમની 'વહેંચણી'નો પ્રશ્ન આવતાં જ તેમાં

અચૂક વિખવાદ જાગવાનો. આપણી પાસે આપણા પોતાના કે આપણા પડોશીના સુખનું ચોક્કસ મૂલ્ય આંકવાનાં કાંઈ સાધનો નથી; અને તેથી તેનો અને આપણો હિસ્સો પ્રમાણમાં 'બરાબર' છે કે નહીં, તે નક્કી કરવાનું કાંઈ સાધન નથી.

ખરું જોતાં, આખી સંસ્કૃતિને એકરાગ કરનાર વસ્તુ જોઈતી હોય, તો તો સમાનપણે સુખ ભોગવવા કરતાં સમાનપણે દુઃખ ભોગવવું, એ આપણા હેતુને વધુ સિદ્ધ કરનાર નીવડે. કારણ કે, સુખ તો મનુષ્યસ્વભાવમાં જે કાંઈ નિર્બળ અને અસ્થિર અંશો છે, તેમને ઉત્તેજનાર વસ્તુ છે; જ્યારે દુઃખ તેના જે કાંઈ સબળ અને અચળ અંશો છે, તેને ઉત્તેજે છે. વળી આપણે ખાતરીથી માનીએ કે, જ્યાં સુધી આ જગતનો અંત નહીં આવે, કે તે દરમ્યાન તેમાંથી દુઃખ અને મૃત્યુ દૂર નહીં થાય ત્યાં સુધી, સમાનપણે દુઃખ વેઠવું — અર્થાત્ એકબીજાનો બોજો ઉપાડી લેવો, એ વસ્તુ સામાજિક આદર્શમાં અગત્યનો અંશ રહેશે. માનવ પ્રગતિની ઊંચી કે નીચી — દરેક ભૂમિકાએ, જેઓને સૌએ સાથે મળીને સફળ નીવડવું છે તેમને સારુ, સાથે મળીને દુઃખ વેઠી લેવાની તૈયારી એ તો અનિવાર્ય શરત હોવાની જ.

મૂર્ખતા-ભરેલો સુખવાદ, કે જે સામાન્ય માનસ પર પ્રભાવ ભોગવે છે — જેને ફિલસૂફી પણ ત્યાંથી ચળાવી શકતી નથી — તથા જે સુખવાદ એને વરનારાને નિર્વીર્ય કે દખલરૂપ બનાવી મૂકે છે, એ સુખવાદ આ બધી બાબતો પ્રત્યે દુર્લક્ષ કરાવે છે. "મનુષ્યસમાજનું સામાજિક તંત્ર એવી રીતે ગોઠવી શકાવાનું છે કે જેથી પરિણામે ભવિષ્યમાં માણસને માટે સર્વત્ર 'હળવું કામકાજ', અને આપોઆપ સમાન રીતે

વહેંચાતું આનુષંગિક સુખ નિર્માણ થવાનું છે," — આવી કલ્પના રોગી આદર્શવાદની તમામ કલ્પનાઓમાં સૌથી વધુ ધૃણાસ્પદ છે. જે 'કામકાજ' માણસજાત સામે તૈયાર ઊભું છે, તે તો બહુ કપરું છે; અને જેમ જેમ જમાના આગળ વધતા જાય છે તેમ તેમ ઉત્તરોત્તર તે વધુ વસમું બનતું જવાનું છે. સંસ્કૃતિ જો કયારેય પણ એકરાગ કે એકતા પામી શકવાની હોય, તો તે સૌના સમાન કાર્યમાં આવતી મુશ્કેલીઓ અને આફતોના સ્પષ્ટ દર્શનમાંથી, અને તે બધીને પોતાની સમગ્ર ઉત્તમતા વડે પહોંચી વળવાના સર્વસામાન્ય નિશ્ચયમાંથી આવવાની છે.

આપણી પેઢીએ જે સત્યો શીખવાનાં છે, તેમાં આના જેવું જરૂરી બીજું કોઈ નથી. હું તો નાગરિકની કેળવણીમાં તેને પાયારૂપ વસ્તુ બનાવું. દરેક નાગરિકના દિલમાં પૂરેપૂરું વસવું જોઈએ કે, સમાજના સહિયારા દુઃખ-કષ્ટમાં ભાગ લેવાની જેટલી તત્પરતા તે બતાવે, તેટલો જ તેને સમાજના સહિયારા સુખમાં ભાગ મેળવવાનો હક પ્રાપ્ત થાય છે. આપણી કુશિક્ષિત લોકશાહીઓના દિલમાં આ હજી નથી વસ્યું. પરંતુ બીજી કોઈ રીતે માનવ સહકાર શક્ય નથી. સુખ અને દુઃખના પ્રશ્નો ત્યારે જ પોતાની મર્યાદામાં ગોઠવાશે. જે વ્યવસ્થામાં દરેક જણને પોતાના પડોશીઓના નફામાંથી હિસ્સો મેળવવાનો હક છે, પણ પડોશીનાં નુકસાનો તો પડોશીએ પોતાની અંગત શિક્ષા કે શિક્ષણ રૂપે વેઠી લેવાનાં હોય છે; એટલે કે, જે વ્યવસ્થામાં સુખો સહિયારાં છે, પણ દુઃખો પોતીકાં છે, એ વ્યવસ્થા તો સહકારમૂલક માનવ-કુટુંબની જરા એકપક્ષી જ કલ્પના લાગે છે. છતાં દેખાય

છે તો તે જ લોકમાન્ય. ભાષણિયો કહે છે: 'મારી યોજના એવી છે કે, તેમાં તમને લાભ જ લાભ થશે, અને હાનિ થશે તો તે માત્ર તમારાં દુઃખોની જ. તમારા મતપત્રો મારી મતપેટીમાં નાખો, અને એ બધું થઈ જશે!' બહુ આકર્ષક પ્રસ્તાવ છે, પણ નરી વાગ્જાળ છે. આ દાખલો મેં કંઈ કલ્પનામાંથી નથી ઉપજાવી કાઢ્યો; તેને એક તાજા રાજકીય ભાષણમાંથી જ ઉતાર્યો છે. તેની સાથે નીચેનું સરખાવો: —

'એક શહેર સપાટ પ્રદેશમાં બાંધવામાં આવ્યું છે અને તે સૌ સારાં વાનાંથી ભરપૂર છે.

'પરંતુ તેમાં પેસવાનો દરવાજો બહુ સાંકડો છે, તથા પડી જવાય તેવી ભયભરેલી જગામાં મૂકવામાં આવ્યો છે; તેની જમણી બાજુએ અગ્નિ છે અને ડાબીએ ઊંડું પાણી છે.

'અને તે પાણી તથા અગ્નિની વચ્ચે એક માર્ગ છે; તે એટલો સાંકડો છે કે, એકીસાથે એક જ માણસ તેના ઉપર ચાલી શકે.

'હવે, આ શહેર કોઈ માણસને વારસામાં મળે, પણ તે વારસ એ જોખમ ખેડવા તૈયાર ન થાય, તો તેને તેનો વારસો કેવી રીતે મળે?

'મેં કહ્યું, પ્રભુ! તમારું કહેવું સાચું છે.'

'ત્યારે તેમણે કહ્યું: ઇઝરાયેલનો વારસો* પણ તેવો જ છે.'

એ કહેવાની જરૂર નથી કે, આ ભાગ કોઈ તાજા રાજદ્વારી ભાષણમાંથી કરેલો ઉતારો નથી; પરંતુ એસ્દ્રસના* બીજા ખંડના સાતમા પ્રકરણમાંથી છે.

## ૬

# શબ્દોના સાચા અર્થ

સામાજિક ચર્ચાઓમાં આજે કેટલાક શબ્દો ચલણી નાણા જેવા બની ગયા છે. તે બધા શબ્દો, અને તેમાંય ખાસ કરીને સુધારકો જેમનો બહુ ઉપયોગ કરે છે, તેવા શબ્દોનું પૂરેપૂરું વિવેચન, આપણે જે વિચારો અત્યારે કરીએ છીએ, તેને માટે અતિ આવશ્યક છે. કારણ કે, જ્યાં માણસનું મન માત્ર શબ્દોની અસર હેઠળ જ બહેર મારી જાય, ત્યાં વિચાર માટે કાંઈ અવકાશ જ રહેતો નથી.

પ્રથમ તો, સમાજશાસ્ત્ર એ શબ્દ વાપરવામાં જ કેટલાંક ગંભીર જોખમો છે. તે શબ્દના ચાલુ વપરાશને કારણે, ઘણાની એવી માન્યતા થઈ ગઈ છે કે, સમાજને લગતી આવશ્યક બાબતો વિષે નિશ્ચિત જ્ઞાન તથા પ્રયોગસિદ્ધ સિદ્ધાંતોનો સંગ્રહ ક્યાંક પડેલો છે; તેના ઉપર પૂરતો કાબૂ મેળવી દઈએ, એટલે એ અમોઘ સિદ્ધાંતો અનુસાર મનુષ્ય-જાતિને દોરવાની શક્તિ અને અધિકાર આપણને મળી જાય. આ ભ્રમ એમ તો ખાસ હાનિકારક નથી; પરંતુ, તેનાથી ઊંટવૈદોને તથા અનેક પ્રકારના બદમાશોને 'શાસ્ત્રીય' હોવાના બહાના હેઠળ 'તારણહાર' તરીકે રજૂ થઈને, જનસમુદાયની અંધશ્રદ્ધા વટાવી ખાવાનું અને સામાજિક વારસાનો યથેચ્છ દુરુપયોગ કરવાનું બારણું ખુલ્લું થઈ જાય છે. 'સમાજશાસ્ત્ર'

એ નામથી જે કાંઈ જ્ઞાનસમૂહ ઓળખાય છે, તેમાં કોઈ પણ ખાતરીબંધ શાસ્ત્રની ચોકસાઈ કે એકસૂત્રતા નથી. છતાં, તેનામાં તે બધું છે· એમ માની લઈને, મનુષ્યોને લગતી બાબતોમાં તેને લાગુ કરવામાં આવે, તો સમાજશરીરને ગંભીર પરિણામો વેઠવાં પડે.

કદાચ આ વસ્તુનું ભાન કરાવવાનો યશ આપણે આપણા સામાજિક રોગમીમાંસકોને આપવો જોઈએ. સમાજશાસ્ત્ર એટલે રોગનિદાનશાસ્ત્ર એવો અર્થ તેઓએ કર્યો; પરંતુ એક શાસ્ત્ર તરીકે રોગનિદાનની અચોકસતા તો જાહેર છે, એટલે કાંઈ નહિ તો આટલું તો તેમણે દેખાડયું કે, રોગનિદાનશાસ્ત્રની પેઠે સમાજશાસ્ત્ર પણ તેમને કેવું અચોકસ લાગે છે. એ રીતે તેઓએ આપણને ચેતવ્યા છે કે, એ રોગમીમાંસકો રાજા બને, ત્યારે આપણે તેમની પાસેથી વધારેપડતી આશા રાખવી ન જોઈએ. અને એ ચેતવણી આપણે ધ્યાનમાં રાખવી જરૂરી છે. કારણ કે, સમાજશાસ્ત્રને 'આરોગ્ય અને સુખ' પ્રાપ્ત કરવાના ટૂંકામાં ટૂંકા માર્ગ તરીકે રજૂ કરવામાં આવે, અથવા તો જ્યાં 'લાભ બધી વસ્તુઓનો છે, અને હાનિ દુઃખોની જ માત્ર છે' એવી દુનિયામાં પ્રવેશવાના સહીસલામત માર્ગ તરીકે સ્વીકારવામાં આવે, ત્યારે તે નિરર્થક છે એટલું જ નહીં, પણ અતિ ભારે હાનિકારક પણ છે. જે સમાજશાસ્ત્રની પાછળ, તેને ટકાવી રાખવા માટે જોઈતી સામાજિક વીરતા નથી, કે ત્યાગ આચરવાને તથા સંયમની શિસ્ત અનુસરવાને જોઈતી સર્વસાધારણ ઇચ્છાશક્તિ નથી, તે સમાજશાસ્ત્ર, ઈડનના બગીચાના જ્ઞાનવૃક્ષની* પેઠે, મનુષ્ય-જાતિના સત્યાનાશનું પણ કારણ થઈ પડે. 'જે દિવસે તેનું

ફળ ચાખશો, તે દિવસે તમે અચૂક મરશો.' જે સંસ્કૃતિએ સામાજિક વીરતાને ભોગે સમાજશાસ્ત્રને વિકસાવ્યું છે, તથા પહેલાનું કામ બીજા વડે લેવા માંડયું છે; તેની 'અધોગતિ' અચૂક ભાખી શકાય. એ પાયા ઉપર રચેલું 'શાસ્ત્રશુદ્ધ રાજ્યતંત્ર' કે 'સુખાવતીની યોજના' તરત વિનાશ પામશે.

આ દૃષ્ટિબિંદુથી જ બીજા એક સામાન્ય વપરાશના શબ્દનું પણ નિરૂપણ કરવાની ખાસ જરૂર છે. તે શબ્દ 'સ્વરાજ' છે. લોક-શાસનવાદનો તે મુદ્રાલેખ છે. વસ્તુતાએ તેમાં પોતામાં કશી જ જાદુઈ કરામત નથી, કે મનુષ્યની કામનાઓ સહેલાઈથી પાર પાડવાનો તે કોઈ ટૂંકો માર્ગ નથી. તેની શાસ્ત્રીય વ્યાખ્યાની સરળતા સામે તેને આચારમાં ઉતારવાનું મુશ્કેલપણું હંમેશ ખડું છે. તેને અમલમાં મૂકવામાં જે ભયો રહેલા છે, તેમનું કશું જ સૂચન તેની શાસ્ત્રીય વ્યાખ્યામાંથી મળતું નથી. ઊલટું, તેનાથી તે કદાચ ઢંકાઈ જાય છે. કોઈ પણ નાગરિક પોતાની જાત ઉપર જ્યાં સુધી સ્વરાજ પ્રાપ્ત ન કરે, ત્યાં સુધી તે પોતાના દેશના સ્વરાજમાં સક્રિય ભાગ ન લઈ શકે. મોટાં મોટાં વ્યાપક મતદાર-મંડળો અને સાર્વત્રિક મતાધિકારના આ દિવસોમાં, ઉપરનો મુદ્દો ભારપૂર્વક ઠસાવવાની જરૂર છે. જ્યાં એ વસ્તુની ઉપેક્ષા કરવામાં આવે છે, ત્યાં સ્વરાજ એ માત્ર બહુમતીની બરજોરી બની જાય છે. અને એ વસ્તુ તો સ્વ-રાજથી ઊલટી જ થઈ. તે પછી 'આમવર્ગની સરમુખત્યારી' તરફ લઈ જાય છે; અને તે સ્વ-રાજની પદ્ધતિ નથી, પરંતુ બીજાઓ ઉપર રાજ્ય કરવાની પદ્ધતિ છે. તેમાં લઘુમતી ઉપર બરજોરી હોય છે; તેને લીધે અચૂક ત્યાં બળવાખોરોનો એક

કાયમનો વર્ગ ઊભો થાય છે, જે પોતાના જાલીમોની સત્તા ઉથલાવી નાખવાની તક જ જોઈ રહ્યો હોય છે.

બીજાઓ ઉપર રાજ્ય ચલાવવાની ઇચ્છા, ચોક્કસ, મનુષ્ય-સ્વભાવમાં રહેલી એક પ્રબળ વૃત્તિ છે; અને જ્યારે તે 'બીજાઓનો' વ્યવહાર આપણા સ્વાર્થોની આડે આવતો હોય, ત્યારે તો તે વૃત્તિ ખાસ પ્રબળ બને છે. પરંતુ, એ વૃત્તિને સંતોષવા ખાતર મતાધિકારમાં કરેલો વધારો, એ કંઈ સ્વરાજની દિશામાં પગલું નથી. કારણ કે, ખરું સ્વરાજ સૌથી પ્રથમ એ માગે છે કે, કોઈ સ્ત્રી કે પુરુષ, જ્યાં સુધી પોતે પોતાની ઉપર રાજ ચલાવવાની શક્તિ કે વૃત્તિ વિનાનાં હોય, ત્યાં સુધી તેમને મતાધિકાર મળવો જ ન જોઈએ. સ્વરાજ ભોગવતા સમાજના ભાગીદાર થવા ઇચ્છનારની એ જ સાચી પરીક્ષા છે; નહિ કે, માણસે સમાજવિદ્યામાં પ્રવીણતા મેળવી છે, અને તેથી તે સમાજના રોગ પારખી તેના ઉપચાર કરી શકે છે, એ એની કસોટી છે. આ પ્રકારની આવડતો મૂળભૂત જે લાયકાત કહી તેની સાથે સાથે હોય તો કીમતી છે, એ જુદી વાત છે. વૈયક્તિક રીતે સમાજશાસ્ત્રોમાં કુશળ, તથા પોતાનું એ જ્ઞાન પોતાના પડોશીઓ ઉપર રાજ્ય ચલાવવામાં વાપરવા માટે અધીરા, પરંતુ પોતાની જાત ઉપર રાજ્ય ચલાવવાને અસમર્થ, એવા નાગરિકોના બનેલા સ્વરાજ-સમાજની કલ્પનાને તો પાગલોના મગજમાંથી નીકળેલી કલ્પના ગણી કાઢવી જોઈએ. છતાં, આજકાલ એ જ કલ્પના લોક-માન્ય હોય એમ લાગે છે; તથા આપણા કેટલાક ફિલસૂફો તેને પોતાનો ટેકો આપવા સુધી લગભગ પહોંચી જાય છે, તે એ રીતે કે, તેઓ નાગરિકની કેળવણીમાં સમાજશાસ્ત્રનું જ્ઞાન

જ સારરૂપ છે, એવો ખાસ ભાર મૂકે છે, અને આ જે બીજી બાબત છે તેની ઉપર નહીં જેવો જ ભાર મૂકે છે (અથવા ક્યાંક ક્યાંક તો સંપૂર્ણ દુર્લક્ષ જ કરે છે).

પ્રજાસત્તાક કહેવાતું રાજ્યતંત્ર ઘણી વાર વિકૃત થઈને ભાષણિયાઓનું રાજ્ય કેમ બની જાય છે, તેનો કદાચ એ જ ખુલાસો છે. કારણ કે ભાષણિયાની ખૂબી જ એમાં રહેલી હોય છે કે, તે લોકોને એવું મનાવ્યા કરે છે કે, તેઓ પોતે જ પોતા ઉપર રાજ્ય કરે છે. પરંતુ ખરી રીતે તો, ‘અહીં બધું મળતર જ મળતર છે, ને ખોવાનું હોય તો માત્ર દુઃખ જ છે’ એમ ભરમાવીને ભાષણિયો જ પોતાની મરજી મુજબ તેમને હાંકતો હોય છે. પોતા ઉપર પોતે રાજ્ય કરવું એ બહુ મુશ્કેલ વસ્તુ છે. જે સમાજમાં બહુ ઉચ્ચ કોટીની વીરતા હોય, તે સમાજને માટે જ તે શક્ય પણ છે. સ્વરાજનો એવો અર્થ કરીએ કે, તે સિદ્ધ થતાં આપણાં બધાં સ્વપ્નો સાચાં થઈ જશે, તો તેના જેવો વિપરીત અને ઘાતક અર્થ બીજો હોઈ શકે નહીં. એની વધારે સાચી વ્યાખ્યા તો, ‘વીર લોકોનું, વીર લોકો ઉપર, વીર લોકો માટે ચાલતું રાજ્ય’ છે. ‘તેની જમણી બાજુ ભડભડાટ બળતો અગ્નિ છે, અને ડાબી બાજુ કાળું અંધાર પાણી છે.’ તે રાજ્ય શક્તિશાળી, વફાદાર, અને મહેનતુ લોકો માટે સારામાં સારું છે; પરંતુ નિર્બળ, બંડખોર, ધાડપાડુ, એશઆરામી અને શિથિલ લોકો માટે ખરાબમાં ખરાબ છે. અબ્રહામ લિંકને* સ્વરાજની આપેલી સુપ્રસિદ્ધ વ્યાખ્યામાં[1] એ રીતનો સુધારો કરી લેવો એ મને અતિ આવશ્યક લાગે છે.

---

૧. ‘લોકોનું, લોકો ઉપર, લોકો માટે ચાલતું રાજ્ય.’

આ સંબંધમાં, આપણા જમાનામાં નેતાગીરી વિષેની કલ્પનામાં જે ફેરફાર થઈ ગયો છે, તે જોતા જઈએ તો રસિક થઈ પડશે. કાર્લાઈલે તેની સામે બહુ પોકાર ઉઠાવ્યો હતો; પણ હવે તો તે અટળ થઈ ગયો છે. આપણે જૂની દુનિયાની મહાકથાનું સાહિત્ય તપાસીશું તો સૌથી પ્રથમ એ બીના આપણી નજરે ચડશે કે, નેતામાં જરૂરી ગણાતા ગુણોમાં હિંમતને મોખરાની જગા આપવામાં આવી હોય છે. નેતામાં બીજા ગુણો ગમે તેટલા પ્રખર તથા આંજી નાખે તેવા હોય, પણ જ્યાં સુધી તે બધાના પાયામાં હિંમતનો ગુણ ન હોય, ત્યાં સુધી તે પૂરતા ગણાતા નહીં. દાખલા તરીકે, તે જમાનામાં વક્તૃત્વની કુશળતાનો જરાય ધડો ગણવામાં આવતો નહીં. સિવાય કે, તે વક્તા કોઈ પણ ક્ષણે પોતાનું જીવન પોતાની મૂઠીમાં લેવા તત્પર હોય, અને પોતાના શ્રોતાઓને પોતાના દાખલાથી — અને નહીં કે વક્તૃત્વથી — તેમ કરવાને પ્રેરવાને સમર્થ હોય. એ મહાકથા–સાહિત્યમાં વર્ણવાયેલા જૂની દુનિયાના નેતાઓમાં કોઈ કોઈ પ્રખર વક્તાઓ પણ હતા; પરંતુ તેઓ હંમેશાં ટૂંકું, પ્રયોજનસર, અને ભારપૂર્વક બોલનારા હતા; તથા કરવાનું કાંઈ બાકી ન રહે, ત્યારે તરત બોલવાનું પણ બંધ કરનારા હતા. આપણે જેને વૈજ્ઞાનિક તૈયારી કહીએ છીએ, તે બાબતમાં તો તે નહીં જેવા જ સંપન્ન હતા; તેમ જ તેમની પાસે તે જાતની અપેક્ષા પણ રાખવામાં આવતી નહોતી. તેમની ખાસ લાયકાત તો એ હતી કે, જ્યારે કામ કરવાનું હોય, કે મોતનો સામનો કરવાનો હોય, ત્યારે તેઓ તેમના અનુસરનારાઓ કરતાં તે કામ વધારે સારી રીતે કરી શકે તેવા હતા, તથા તેનાં જોખમો ખેડવાની

બાબતમાં તે બધા કરતાં થોડીક પણ પહેલ કરનારા તથા અંત સુધી મક્કમપણે વળગી રહેનારા હતા. તેવા નેતાઓનું દર્શન આપણને માત્ર મહાકથા–સાહિત્યના વીરોમાં જ નહીં, પરંતુ આપણા સ્વાતંત્ર્યના અને આપણી સંસ્કૃતિના પાયા નાખનાર ઐતિહાસિક પુરુષોમાં પણ થાય છે. જાહેરખબર, પ્રસિદ્ધિ, જાહેરસભાઓની તાળીઓના ગડગડાટ, તથા છાપખાનાની કે રોશનીની મદદ વિના જ અને તે પણ સમાજ-શાસ્ત્રનો જન્મેય નહોતો થયો ત્યારે — મેગ્ના-ચાર્ટા*, કે આમનીસભા* જેવી ઘટનાઓ શકય બનાવવી, કે ધર્મબુદ્ધિનું પૃથક્કરણ કરી આપતા માનસશાસ્ત્રના એક પણ પાઠયપુસ્તકની મદદ વિના પ્રોટેસ્ટંટ સુધારો* શરૂ કરવો, કે પોતાની તરત જ પહેલાં 'અંધારયુગ'* વ્યાપ્યો હોય તે વેળા જ્ઞાનના પુનરુદયનો યુગ* પ્રવર્તાવવો — આ બધી જેવી તેવી સિદ્ધિઓ ન કહેવાય; તથા જેમણે તે કામમાં આગેવાની લીધી હશે, અને જેમણે તેમનું અનુસરણ કર્યું હશે, તે બધામાં સાહસિક પ્રયોગો કરવાની હિંમત કઈ કક્ષાએ હતી, તે એનાથી જણાઈ આવે છે. સમાજશાસ્ત્રનું મારે અપમાન નથી કરવું; તોપણ હું જરૂર એટલું તો કહેવા ઇચ્છું કે, તે વખતના લોકો સમાજ-શાસ્ત્ર જાણતા જ નહોતા તેથી, તેમણે આપણને આપેલા વારસાની કિંમત જરાય ઓછી થતી નથી, કે મનુષ્યજાતિના નેતાઓ ગણાવાનો તેમનો દાવો પણ ખોટો ઠરતો નથી.

પરંતુ આજકાલ વકતૃત્વમાં કુશળતા એ તો રાજકારણ તેમ જ ધર્મની બાબતમાં જાહેર નેતાગીરી પ્રાપ્ત કરવાના ખાતરીબંધ પરવાનારૂપ થઈ ગઈ છે, તથા આપણી આધુનિક ગણતરીમાં, નેતાગીરીની વૈજ્ઞાનિક તૈયારી અને હિંમત એ બેની કિંમત

આપણા ધરખમ વડવાઓ આંકતા તેથી ઊલટી થઈ ગઈ છે. ધર્મ કે રાજકારણમાં આજના નેતાની વ્યાખ્યા એ નથી કે, તે આપણને કોઈ જોખમકારક સાહસમાં થઈને—'જેની જમણી બાજુ ભડભડતો અગ્નિ હોય, અને ડાબી બાજુ કાળું અંધાર પાણી હોય'—પોતાનું તેમ જ આપણું જીવન મૂઠીમાં પકડીને પાર લઈ જાય. આપણો આજનો નેતા તો એ છે કે જે તેના સમાજશાસ્ત્રના જ્ઞાનને કારણે આપણે માટે એવો 'સહીસલામત રસ્તો' શોધી આપે કે જ્યાં 'આપણને લાભ બધી જ બાબતોનો થાય અને હાનિ માત્ર દુઃખોની જ થાય.'

નેતા વિષેની કલ્પનામાં થયેલા આ ફેરફારની સાથે જ તેને અનુસરનારાઓની ફરજોની કલ્પનામાં પણ ફેરફાર થઈ ગયો છે. હવે આપણે આપણને આપણા નેતાના રણભૂમિ ઉપરના સાથીદારો ગણતા નથી; પરંતુ ધર્મની બાબતમાં તેના 'અનુયાયી' અને રાજકારણમાં ચૂંટણી વખતે તેને 'ટેકો આપનાર' મતદારો જ ગણીએ છીએ. તેણે ખાસ સૂચવેલ 'પ્રશ્નનો ઉકેલ' અપનાવી આપણે તેના અનુયાયી બનીએ છીએ અને તે અનુસાર મતપેટીમાં મત નાખી આપીને આ યાંત્રિક કારખાનાને બીજે છેડેથી આપણું કલ્યાણ બહાર પડે તેની રાહ જોઈએ છીએ.

સમાજને લગતી ચર્ચામાં—અને આજકાલ તો કોઈ પણ ચર્ચામાં—મેં હમણાં ઉલ્લેખેલા 'કોયડો' અને 'ઉકેલ' એ બે શબ્દોનું પ્રાધાન્ય પણ લોકોની બદલાયેલી મનોવૃત્તિન સાક્ષાત્ ઉદાહરણરૂપ છે. ભાષાશાસ્ત્રીઓને પૂછતાં જણાય છે કે, જાહેર ચર્ચામાં આ બે શબ્દોની 'ચડતી' ગયા બે સૈકાથી, અને ખાસ કરીને ૧૯મા સૈકાથી થઈ છે. તેમનું એમ પણ

કહેવું છે કે, તે બે શબ્દોની સાથે સાથે જ 'સુખ' શબ્દની પણ 'ચડતી' થતી આવી છે. આ શબ્દોનો વપરાશ અચાનક વધવાનાં કારણ જરૂર હોવાં જોઈએ; અને તેમની શોધ કરવાનું કામ ઘણું રસિક થઈ પડે. એક વસ્તુ ધ્યાન ખેંચે તેવી છે કે, 'સુખ' (happiness) શબ્દની પેઠે 'કોયડો' (problem) અને 'ઉકેલ' (solution) એ બે શબ્દો પણ બાઈબલમાં નથી. એને કારણે જ કદાચ એ અદ્ભુત ગ્રંથ આટલો બધો મનોરમ અને મનોવેધક થઈ શક્યો છે. એક મહાન ધર્મને જગતમાં પ્રવર્તાવવા માટે એ શબ્દોમાંથી કોઈની જરૂર નથી પડી એ બીના આજકાલના ધર્મપ્રચારકોને ભેટ કરવા જેવી છે. પરંતુ, આજકાલ તો 'કોયડો' અને 'ઉકેલ' એ બે શબ્દો, ગણિતશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રોમાંનું તેમનું મૂળ રહેઠાણ છોડી, બહાર ધસી આવ્યા છે, અને દરેક માણસના શબ્દસંગ્રહમાં મુખ્ય શબ્દો બની ગયા છે. ઘડિયાળના ટકટક અવાજની પેઠે તે શબ્દો એટલા બધા ઘરગથુ બની ગયા છે કે, વર્તમાનપત્રનું પાન ઉઘાડતાં એક ફકરામાં "સ્ત્રીઓના વાળ 'બૉબ' કરાવવાનો કોયડો" અને બીજા ફકરામાં "આધુનિક સંસ્કૃતિનો કોયડો" એવાં મથાળાં નજરે પડે તોપણ લોકોને કશું વિચિત્ર લાગતું નથી.

આ પ્રમાણે વગર વિચાર્યે, જ્યાં ને ત્યાં, તથા દરેક દાખલામાં જુદા જુદા અર્થમાં એ શબ્દો વપરાવાથી, અંતે તે શબ્દોનો કશો અર્થ જ ન રહે અને તેઓ ખાલી ઉચ્ચારણમાત્ર બની જાય એવો ભારે ભય છે. સોમાંથી નવાણું દાખલાઓમાં તેમની પાછળનું રૂપક માત્ર નામનું જ હોય છે. તેમનો વાપર આપણી ભાષાને વિજ્ઞાનની નિશ્ચિતતા અર્પતો લાગે છે, પરંતુ

તેમાં એની નિશ્ચિતતાનું નિશાન સરખું હોતું નથી. કોઈ વાર આપણે કોઈ વસ્તુની વિચિત્રતાથી નવાઈ પામી તેને 'કોયડો' કહીએ છીએ, તો કોઈ વાર એ શબ્દ આપણા મનનું ખાલીપણું જ વ્યક્ત કરતો હોય છે. સરવાળે એ શબ્દોની અસર ભૂંડી જ થઈ છે, અને એનું ભૂંડાપણું રોજ વધતું જ જાય છે.

પહેલાંના જમાનામાં લોકો પોતાનાં દુઃખોના ઉકેલ માટે પેગંબરના આગમનની આશા રાખતા, તેવી આશાઓ આ શબ્દોએ ગરીબ લોકોમાં ઊભી કરી છે. જુદા જુદા વાદોના બડાઈખોર પેગંબરો પોતપોતાનાં યંત્રોની ચાંપો દબાવવા-માત્રથી જ તેમની બધી આશાઓ પૂરી પાડવાનું માથે લેતા હોય છે. પરિણામે લોકોમાં કાળજીપૂર્વક કુશળતાથી કામ કરવામાં મચ્યા રહેવાની તથા કોઈ પણ સારું કામ કરવાની વૃત્તિ નાશ પામતી જાય છે. આપણા સામાજિક શબ્દકોશમાંથી આ શબ્દો દેશનિકાલ થઈ જાય એવો તો સંભવ છે નહીં; પરંતુ અત્યારે તેમનો જે અવિચારીપણે ઉપયોગ થાય છે, તેના કરતાં તો તે દેશનિકાલ થઈ જાય, એ વધુ પસંદ કરવા જેવું છે. તે શબ્દોનો ઉપયોગ કરકસરથી કરવાનું સૂચવવાની હું ધૃષ્ટતા કરું છું. બહાદુર નાગરિકે એવું કબૂલ કરતાં કદી શરમાવું ન જોઈએ કે, મારી પાસે મારા માનવબંધુઓને અર્પણ કરવા માટે 'સામાજિક કોયડાનો કોઈ ઉકેલ' નથી. તેના કરતાં તો તેણે પોતાની કુશળતા, પોતાની કાળજી, પોતાનું ધૈર્ય, અને પોતાની પ્રમાણિકતા તેમને અર્પણ કરવાં જોઈએ.

અને હવે કદાચ આ બધા 'કોયડાઓ'ના પંથ અને તેની જ સમાંતર ચાલતા 'સુખની શોધ'ના પંથ વચ્ચે જે સંબંધ છે, તે આપણી સમજમાં આવતો જશે. એ બંને

એવા જમાનાની પેદાશો છે કે જેમાં સ્થળભાવનાથી વિચાર કરવાની ઇંદ્રિય વધારેપડતી વિકસેલી છે, અને કાળભાવનાથી કરવાની ઇંદ્રિય ઠીંગળાઈ ગઈ છે. યંત્રશાસ્ત્રને ઉચિત એવી સ્થળભાવનાની પદ્ધતિથી નિયંત્રિત થયેલી વિચારસરણીનાં બંને ઉદાહરણો છે.

બહુ મનુષ્યોને સંતોષકારક એવી સમાજવ્યવસ્થાનું ચિત્ર તમે ઊભું કરવા ઇચ્છો — કે જે મુખ્યત્વે સ્થળ-ભાવનાનું કામ છે — તો તેને તમારે સુખના રંગોથી રંગ્યા વિના છૂટકો જ નથી. તમારે માનવજાતિને એક એવી સુખી ક્ષણે ઝડપી લેવી જોઈએ કે જ્યારે બેરોમિટરનો પારો સમશીતોષ્ણતાના બિંદુ ઉપર આવ્યો હોય, આખા ભૂતળ ઉપર વસંતઋતુ છવાઈ હોય, સૂર્ય ઝળહળી રહ્યો હોય, ફૂલો ખીલી ઊઠ્યાં હોય, સર્વત્ર યૌવનનું સામ્રાજ્ય ચાલતું હોય, મહેનત-મજૂરી કે ભય-જોખમ હોય નહિ, મરણ સંતાઈ ગયું હોય, પ્રેમીઓ કલ્લોલ કરતાં હોય, અને વેરીઓ ક્યાંય દેખાતા ન હોય. માનવ જીવન જો કોઈ સ્થિતિએ જઈને અટકવાનું હોય, તથા તે બિન્દુએ જ હંમેશને માટે કાયમ રહેવાનું હોય, તો કોઈ ગાંડો માણસ જ તે બીજે કોઈ સ્થળે જઈને અટકે એવું ઇચ્છે. તમારે જો ચિત્ર જ ચીતરવાનું હોય, તો તે 'અંત' તમારે બને તેટલો સુખી જ ચીતરવો રહ્યો. કોઈ યુદ્ધ આખો દિવસ ચાલ્યું હોય, તથા અનેક હારજીતના પ્રસંગોમાં થઈને પસાર થયું હોય, તોપણ તેનું ચિત્ર ચીતરવા ઇચ્છનાર ચિત્રકાર તો તે આખા પ્રવાહમાંથી જે ક્ષણને ખાસ અર્થસૂચક માનતો હોય, તે ક્ષણને જ પસંદ કરે છે, અને આખા યુદ્ધને ત્યાં આગળ જ થોભાવી દે છે. અરે, શરૂ પણ ત્યાંથી જ કરે છે.

પરંતુ માનવ જીવન — વૈયક્તિક કે સામાજિક - ક્યાંય અટકતું નથી; પણ કારમા દુ:ખમાં થઈ નેયે અદમ્ય જુસ્સાથી તે પસાર થઈને આવ્યું હોય તે જ જુસ્સાથી તે ગાઢ આનંદમાં થઈને પણ પસા થઈ જાય છે; અને પછીની અવસ્થા તરફ — પછીના અનુભ તરફ આગળ ધપે છે. તેથી જ અંત વિષેનાં આ બધ શબ્દચિત્રો અંતે આપણામાં કંઈક ઊણપની ભારે લાગણ પેદા કરે છે. જ્યાં જઈ પહોંચીને આપણે થોભી જઈએ સ્થિર થઈએ કે બંધાઈ જઈએ તો આપણને સંતોષ થાય તેવી સ્થિતિ આ લોકમાં કે પરલોકમાં કોઈ નથી. તે બધ ચિત્રો વધારેપડતાં રમ્ય કે ગળ્યાં હોવાથી આપણામાં અભાવ ઊભો કરે છે, એમ નથી. એમ પણ નથી કે, એ ચિત્રમ રજૂ કરેલા 'સુખ' કરતાં આપણે જુદી જાતનું સુખ ઇચ્છત હોઈએ છીએ. આપણને અણગમો થવાનું કારણ તો એ હોય છે કે, 'અંત' વિષેનાં આ બધાં ચિત્રોમાં એ ખ્યાલ ગર્ભિત રહ્યો હોય છે કે, આપણે આ દુનિયામાં પ્રેક્ષકો માટે એક સુખી ચિત્ર રજૂ કરવા જ જન્મ્યા છીએ. તે જ પ્રમાણે, આદર્શ પરિસ્થિતિઓના નર્યા 'દૃશ્ય' રૂપ સમાજની કલ્પના પણ આપણને આકર્ષી શકતી નથી, કારણ કે આપણું જીવન વસ્તુતાએ એક દૃશ્ય નથી, પરંતુ એક પ્રક્રિયા છે. ચેતનપણે જીવવું એનો અર્થ જ એ છે કે, કોઈ પણ સ્થિતિમાં સ્થિર ન રહેવું; અર્થાત્ જે કોઈ સ્થિતિમાં આપણે જઈ પહોંચીએ, તેમાંથી સતત આગળ ચાલવું. તેથી, બિલકુલ ન ચાલવું તેના કરતાં સુખમાંથી આગળ ચાલી દુ:ખમાં જવું, એ આપણને વધારે સારું લાગે છે.

એમ પૂછવામાં આવે કે, આપણા 'જીવનના અંત અને લક્ષ્ય' તરીકે 'સુખ'ને ન સ્વીકારીએ, તો તેને બદલે બીજું શું સ્વીકારીએ; તેમ જ આપણા વિચારોને યોગ્ય દિશા આપવા માટે 'કાયદો' અને 'ઉકેલ' એ શબ્દો ન વાપરીએ, તો બીજા કયા શબ્દો વાપરીએ? તો, પહેલા પ્રશ્નના જવાબમાં હું એમ કહીશ કે, જીવનના 'અંત' વિષેની તપાસ પડતી મૂકી, જીવનના 'આરંભ' વિષેની તપાસ જ હાથ ધરી 'અંત' વિષેની માથાકૂટમાંથી છૂટવું. કારણ કે, માણસનું મન કોઈ પણ 'અંત' સહન સરખો કરી શકે તેમ હોય તો તે એવો 'અંત' કે જે પહેલાં કરતાં વધારે સારી સ્થિતિની શરૂઆતરૂપે જ હોય. તે સિવાય, ગમે તેટલી દાર્શનિક કુશળતા દાખવી આપણે જે કોઈ 'અંત' કલ્પીશું, તે પરિણામે તપાસી જોતાં 'મોત'ના બીજા નામ રૂપ જ હશે; અને એ મોત તો જીવન જેવું દેખાય તે સારુ ખુશનુમા રંગોથી ચીતરાયેલું હશે, એટલે વળી વધારે ભયંકર લાગતું હશે.

અને 'કાયદો' તથા 'ઉકેલ' એ બે શબ્દોની બાબતમાં તો આજે પરિસ્થિતિ એવી છે કે, તે શબ્દો વિષુવવૃત્તની કાલ્પનિક લીટી જેટલા જ આવશ્યક બની ગયા છે. પરંતુ તે શબ્દો ચોક્કસ આપણને અવળે માર્ગે જ ચડાવી દે છે; તો સમાજ-શાસ્ત્રની પરિભાષામાં 'કાયદો' એ શબ્દને બદલે 'પડકાર' અને 'ઉકેલ' શબ્દને બદલે 'પ્રયોગ' શબ્દ દાખલ કરવાની હું સૂચના કરું છું. 'કાયદો' અને 'ઉકેલ' એ શબ્દોને બદલે 'પડકાર' અને 'પ્રયોગ' શબ્દો વાપરવાથી, આ વિરાટ અને ગૂઢ વિશ્વના પ્રયત્નો, અગ્નિપરીક્ષાઓ, ભીષણ ગજગ્રાહો, કરુણ અંતરાયો, અને ભભકભરી સફળતાઓમાં

થઈને નાગરિકને જે યાત્રા કરવાની છે, તેનું સાચું સ્વરૂપ આપણે વધુ સમજી શકીશું. કારણ કે આ લૌકિક શહેરોથી મર્યાદિત થતી આપણી નાગરિકતાને જ્યાં સુધી આપણે એ વિશાળ ભૂમિકાના પડદા પર સમજવાનો પ્રયત્ન નહીં કરીએ, ત્યાં સુધી આપણે તેને સમજી જ શકવાના નથી. વિશ્વની આપણી એ નાગરિકતાને સમજવાની કૂંચી તરીકે તમને હું 'પડકાર' શબ્દ આપું છું; અને સૂચવું છું કે, તમે જો ધ્યાન-પૂર્વક સાંભળશો, તો તેને તમે દરેક શહેર કે કારખાનામાં, દરેક મંદિર કે રાજસભામાં, દરેક વિશ્વવિદ્યાલય કે પ્રાથમિક શાળામાં, અર્થાત્ તમને સામા મળતા દરેક 'સામાજિક કોયડા'માં પ્રતિધ્વનિત થતો સાંભળી શકશો.

પછી તો 'પ્રયોગ' શબ્દ સ્વાભાવિક રીતે જ 'ઉકેલ' શબ્દનો અવેજી બની જશે. ખરું કહીએ તો, કોઈ પણ માનવસંસ્થા પ્રયોગની અવસ્થાથી કદી પર થઈ શકી જ નથી. તેમાં જે કાંઈ મૂલ્યો હોય છે, તે ટકવાની ખાતરી ત્યાં સુધી જ રહે છે, જ્યાં સુધી તે સંસ્થા માટે નીમેલા તેના સંરક્ષકો અને વ્યવસ્થાપકોનાં ડહાપણ, કુશળતા, વફાદારી, અને હિંમતનો ચાલુ ટેકો તેમને મળતો રહે છે. તેઓમાંની કોઈ જ સંસ્થા 'ઘર બેઠાં સામાન પહોંચતો' કરી આપી શકે તેમ નથી. તેઓ માનવહૃદયની પરાક્રમી શક્તિઓને સતત પડકાર આપ્યાં જ કરે છે; અને જેની સાથે સામો જવાબ મળતો બંધ થાય છે, તેની સાથે જ તેઓ વેગથી નાશ પામવા માંડે છે.

આ બધું કહેતી વેળા, મેં આપણા 'હકો' અને 'ફરજો'ને કાંઇક રણભૂમિની પરિભાષામાં રજૂ કર્યાં છે. અને

તેમાં મને કશું ખોટું નથી લાગતું. માનવજાતિનાં યુદ્ધો આમ પણ ધિક્કારપાત્ર છે; અને તે ધંધામાં જેમ જેમ યંત્રશાસ્ત્ર વધારે ને વધારે કામમાં લેવાતું જાય છે, તેમ તેમ તેમની ધિક્કારપાત્રતા વધતી જ જાય છે. બાકી યુદ્ધો તો, આપણા ઘણાખરા દુર્ગુણોની જેમ, માણસની સાચી પ્રવૃત્તિ, અને વિશ્વ સાથેના તેના સાચા સંબંધના વિપરીત આવિષ્કારરૂપ જ છે. ખાલી થૂંક ઉરાડવાના અર્થમાં જ નહીં, પણ ઊંડી ધાર્મિક અને તાત્ત્વિક દૃષ્ટિએ પણ મનુષ્ય 'જન્મથી જ યોદ્ધો' છે; અને તેની સંસ્કૃતિનાં સર્વોચ્ચ રૂપો જુઓ તો સંસ્કૃતિ એ તેના આત્માના સંગઠિત યુદ્ધનું જ બીજું નામ છે.

પરંતુ એનો સામાવાળિયો કોણ છે? એ માનવ–યોદ્ધો શાની સામે ઝૂઝે છે? 'જડ પદાર્થ અને પશુબળ' સામે નહીં, તેમ જ તેવી બધી વસ્તુઓના સમુદાય તરીકે વિચારાતી 'કુદરત' સામે પણ નહીં, પરંતુ એક એવા સામાવાળિયા જોડે, કે જે માણસ કરતાં વધુ ડાહ્યો છે. તેના ઉમદા ડહાપણને લઈને તથા ચડિયાતી કુનેહને કારણે, આપણાથી બને તેટલી ઉત્તમતા દાખવવાને તે સતત આપણને પ્રેરે એવો છે; એટલે તે આપણો ઉમદા શત્રુ છે, અને તેથી આપણો સન્મિત્ર છે. આની સંગાતે જે કહેવા જેવી એક વાત છે,— જે કદાચ આજના લાગણિયાળી ધાર્મિકતાના દહાડામાં બહુ સ્વીકારવા જેવી નહિ લાગે એવી મને ભીતિ છે,— તે વાત છે માનવ માનવ વચ્ચેના પ્રેમની. તેને જગતની સર્વોત્તમ વસ્તુ ગણવામાં આવે છે તે બરાબર છે. પરંતુ તે કંઈ બીજાને 'સુખી' બનાવવા માટેની પરોપકારી વૃત્તિ જ માત્ર નથી, અથવા તો પોતા તથા બીજા વચ્ચે કોઈ અમુક પ્રકારનો આવેગયુક્ત સંબંધ

નથી; પરંતુ માનવ માનવ વચ્ચેનો પ્રેમ તો વફાદાર યોદ્ધાની પોતાના વફાદાર સાથી પ્રત્યેની શાંત ભક્તિ છે; અને તેનું મૂળ તે બંનેને સરખા વસેલા એક ધ્યેયરૂપી ધ્વજ પ્રત્યેની સમાન વફાદારીમાં છે. અને એ વસ્તુ બે જણ વચ્ચેના સંબંધ કે લાગણી કરતાં ક્યાંય ઉચ્ચ કોટીની છે.

મહત્ત્વાકાંક્ષી વિજેતાઓ તેમ જ સેના-સત્તાક રાજ્યો લશ્કરો અને નૌકાસૈન્યોનો જે ઘૃણાસ્પદ ઉપયોગ કરે છે, તેનો મને જેટલો તિરસ્કાર છે, તેટલો બીજા કોઈને નહીં હોય; તેમ છતાં એ જ લશ્કરો અને નૌકાસૈન્યો પાસેથી, આપણામાંના જેઓ યુદ્ધ-માનસ-વાળા નથી તેઓને પણ, બહુ મહત્ત્વના પાઠો શીખવાના છે. એવું જરૂર પૂછી શકાય કે, સારા કેળવાયેલા સૈન્યમાં આપણને પોતાના જૂથ પ્રત્યે જે ભાઈચારાની લાગણી, તથા પોતાના 'ધંધાની ચાલી આવેલી ઉમદા પરંપરાઓ' જાળવી રાખવાની જે વૃત્તિ જોવા મળે છે, તે આપણા નાગરિક જીવનમાં ઊભી કરવાને અત્યાર સુધી આપણે શાથી નિષ્ફળ નીવડ્યા છીએ? રોજના નાગરિક જીવનમાં જે ગુણો દાખવવા માટે, કે જે મુશ્કેલીઓ સહન કરવા માટે, તેમ જ જીવ-સટોસટ જે પ્રયત્નો કરવાને આપણે ગમે તેટલો મોટો પગાર કે રોજી આપવા છતાં માણસોને ન લોભાવી શકીએ, તે બધું અન્ન-વસ્ત્ર અને દિવસના થોડા શિલિંગોના પગારમાત્રથી લશ્કરનાં માણસો દ્વારા શી રીતે કરાવી શકાય છે? એકદિલી, એકસંપી, બિરાદરી, તત્પરતા, કાર્યકુશળતા, શિસ્ત, અને પોતાના કર્તવ્ય પ્રત્યે વફાદારી — આ બધી વસ્તુઓ શું લશ્કરો અને નૌકાસૈન્યોમાં જ જરૂરી છે? નાગરિક જીવનમાં તેમને માટે સ્થાન નથી?

કે તેમની જરૂર નથી ? લશ્કરી અને નૌકાસૈન્યની તાલીમ આપવાની કૉલેજો જ પોતાના ‘ધંધાની ઉમદા પરંપરાઓ’નાં મૂળ નાખી શકે ? સામાન્ય વિશ્વવિદ્યાલયો અને પ્રાથમિક શાળાઓમાં તે વસ્તુ અસ્થાને છે શું ? કોઈ માણસ કોઈ ધંધામાં કે કોઈ ઉદ્યોગમાં, લશ્કરમાં ભરતી થતા માણસની પેઠે એવા ખ્યાલથી જોડાય કે મારા માથા ઉપર જે વાવટો ફરકી રહ્યો છે તેને મારે બટ્ટો લગાડવાનો નથી, કે ઉત્તમતાના અમુક ધોરણથી નીચે મારે કોઈ પણ કારણે ઊતરવાનું નથી, તો તે શું અક્કલ વગરની વાત થઈ ગણાશે ? જુવાન સ્ત્રી-પુરુષો પોતાના ધંધામાં જોડાય ત્યારે પોતાને एक झंडा तळे भरती થયેલાં માને, તો તે શું હાસ્યાસ્પદ કહેવાય ? દરેક ધંધાને પોતાનો અણનમ ઝંડો ન હોવો જોઈએ ? લશ્કરી જીવનમાં જે ‘આકર્ષક પગારોની’ લાલચ બિલકુલ આવશ્યક નથી, તે નાગરિક જીવનમાં શા માટે મનાવી જોઈએ ? કાર્લાઈલે આ પ્રશ્નો ઘણા વખત પહેલાં પૂછ્યા હતા, પણ હજુ તે અનુત્તર પડેલા છે.

## ૭

# કુશળતા

આગળના પ્રકરણમાં આપણે જોઈ આવ્યા કે, વીરતા એ સમાજનો મૂળભૂત ગુણ હોવો જોઈએ. જે આદર્શ સમાજની કલ્પના મારે તમને આપવી છે, તેમાં એ ગુણ અમુક વર્ગ પૂરતો જ — રાજકર્તાઓ અથવા સૈનિકોની જ ખાસ માલકીનો — ન હોવો જોઈએ. મને લાગે છે કે, આ બાબતમાં પ્લેટો તેમ જ એરિસ્ટોટલ* બંનેનું વલણ એવી ભૂલ કરવાનું હતું. વીરતા એ તો એક લોક-ગુણ છે; આખા જન-સમુદાયનું આગળપડતું લક્ષણ છે; પ્રજાતંત્રનું તે સતેજ બળ છે. સમાજવ્યવસ્થાને તત્ત્વશુદ્ધ સંપૂર્ણ બનાવવાથી વીરતાની આવશ્યકતા દૂર થવાનું તો ક્યાં રહ્યું, ઊલટું તે તો એ ગુણને વધારેમાં વધારે માગે છે; અને જો તે માગણી પૂરી પડતી નથી, તો તે સમાજવ્યવસ્થા એકલી કશું પરિણામ નિપજાવી શકતી નથી; અથવા કહો કે, તેથી પણ ભૂંડું પરિણામ નિપજાવે છે. સમાજવ્યવસ્થા લોકોની વીરતાને સંગઠિત કરી શિસ્ત હેઠળ ન આણે, તો તેની પાસે કાંઈ ચાલક બળ જ ન રહે. કામમાંથી છટકવાની વૃત્તિ, કે જે કાયરતાનું હીનમાં હીન લક્ષણ છે, તેથી ઊલટી વૃત્તિ તે કામ કરવાની વૃત્તિ છે, કે જે વીરતાનું ઉત્તમમાં ઉત્તમ લક્ષણ છે. સંગઠન અને શિસ્ત દ્વારા, એ વૃત્તિ ઉત્તમતાની સાધના બને, ત્યાં સુધી ઊંચે

ત્રાની છે; અને તેમ થવાને લીધે જ તે સમાજવ્યવસ્થા
ંપૂર્ણ બનશે. તેની સંપૂર્ણતાનું માપ તેણે તે બાબતમાં
લી સિદ્ધિ મેળવી છે તે છે. સંગઠિત ને શિસ્તબદ્ધ
ાતાવાળી હોય ત્યારે જે લોકશાહી સર્વોત્તમ રાજ્યપદ્ધતિ
ે છે, તે જ લોકશાહી જ્યારે શિથિલતા, બેવફાઈ, ગેરશિસ્ત,
ને કાયરતાવાળી બને છે, ત્યારે હીનમાં હીન કોટીની બને
પછી તે તંત્ર જલદી અને અચૂક, ભાષણિયાઓની
ગેવાની હેઠળ, ટોળાશાહી કે લૂટેરુ સામ્યવાદ બની જાય છે.
આગેવાનો એવો ધંધો જ લઈ બેસે છે કે, કાચા કાનનાં
ળાંને 'સુખ'નાં એવાં વચનો આપીને મંત્રમુગ્ધ કર્યાં કરવાં,
જે કદી પાર પડી શકે તેવાં ન હોય. તે દશામાં પછી
મુક લોકમત પ્રયત્નપૂર્વક ખડો કરવામાં આવે છે; તેને સારુ
વિધ કુનેહકળાઓ યોજવામાં આવે છે; અને પેલી કુનેહબાજ
હિંસક લઘુમતીઓ બહુમતીને એવું મનાવીને રીઝવ્યાં કરે
કે, રાજ્ય બહુમતીનું જ ચાલે છે.

નબળી સંકલ્પશક્તિવાળાં બધાં પ્રજાતંત્રોની અચૂક એ
ે થાય છે કે, રાજદ્વારી કાવાબાજો અને લેભાગુઓ તેમાંથી
ભ ખાંડી લે છે; અને પ્રજાતંત્રની યોજના શાસ્ત્રદૃષ્ટિએ જેમ
ુ સંપૂર્ણ, તેમ તે લોકોને વધારે ફાવે છે; તથા મતાધિકાર
મ વધુ વિસ્તૃત, તેમ શિકાર થનારાઓની સંખ્યા પણ મોટી
ને છે. એટલે, મતાધિકાર મળવાથી બધા નાગરિકો સમાન
ાાના બની જાય છે, એવું જે સામાન્ય રીતે મનાય છે,
ના જેવી સત્યથી વેગળી બીજી વસ્તુ નથી. બલ્કે, વધારે
ચ્યું કહું તો, તે નવા જ પ્રકારની અસમાનતાઓ ઊભી
ે છે; કારણ કે, ઓછા બુદ્ધિશાળી મતદારો તેમના કરતાં

વધારે ચાલાક મતદારોની વિવિધ ચાલાકીઓ અને છટાદાર વક્તૃત્વનો ભોગ થઈ પડે છે. વળી જે જમાનો 'સુખ' શબ્દના કાળા જાદુ હેઠળ મૂઢ બની ગયો હોય છે, તે જમાનામાં તો એ વસ્તુ ઘણી સહેલી બની જાય છે. કારણ કે, 'સુખ' એ એક જ એવી વસ્તુ છે કે જેની બાબતમાં મનુષ્યો સામાન્ય રીતે સાચો નિર્ણય નથી બાંધી શકતા, અને જલદીમાં જલદી ભોળવાઈ જાય છે. જે ક્ષણથી કોઈ માનવ-સમુદાય સામુદાયિક જીવનના 'ધ્યેય' તરીકે 'સુખ'ને સ્વીકારે છે,— અને વીરતા ઓછી થતી જવાની તે અચૂક નિશાની છે,— તે ક્ષણથી જ ફોસલાવનારાઓ માટે રસ્તો ખુલ્લો થઈ જાય છે, સડો શરૂ થાય છે, અને ભાષણિયાને ધાર્યું કરતાં ફાવે છે.

આ વ્યાખ્યાનમાં હું, નાગરિકમાં હોવા જોઈતા એક બીજા ગુણની વાત કરવા માગું છું. તે ગુણ વીરતાની સાથે ગાઢ રીતે સંકળાયેલો છે; એટલે સુધી કે, અમુક વખતે તો તે એક જ વસ્તુના બીજા નામ જેવો જ દેખાય છે. તેનું નામ 'કુશળતા' છે. પરંતુ એ ગુણને કળાકારોની કે કારીગર કહેવાતા ખાસ વર્ગની જ ખાસિયતરૂપ ગણવાનો નથી; પરંતુ નાગરિક ધર્મના અગત્યના અંશરૂપ, કહો કે, નાગરિકતાના જ એક લક્ષણરૂપ ગણવાનો છે.

કોઈ પણ માણસના ધંધામાં રહેલી કુશળતા ઉપરથી તે માણસને અખત્યાર કરવી પડેલી વીરતાનું માપ પણ નીકળી શકે છે. કારણ કે, પોતાની કુશળતા પ્રાપ્ત કરવા સારુ તેને સૌથી પ્રથમ 'મોજશોખ તજીને પરિશ્રમ' સ્વીકારવો પડ્યો હોય છે; અને તે પ્રાપ્ત કર્યા બાદ તેને અમલમાં મૂકતી વખતે

પણ તે આખી ક્રિયા દરમ્યાન તેને પોતાની જાત ઉપર સંયમ દાખવવો પડ્યો હોય છે. તે પોતાના શરીર અને મનનો રાજા હોવો જોઈએ; તેના અવયવો અને તેની ઇંદ્રિયો તેના કાબૂ હેઠળ હોવાં જોઈએ; અને જરૂર પડ્યે તે જૂની પ્રણાલિકાઓનો ત્યાગ કરવાને તત્પર હોવો જોઈએ. અરે, રાજદ્વારી ભાષણિયા અને ચાલાકીખોર લોકોને પણ એ શરતોનું પાલન કરવું પડે છે! એટલા પૂરતી તો સેતાનની પણ કદર કરવી જોઈએ; કેમ કે, એની મુખ્ય કુશળતા લબાડીપણા કે જૂઠમાં રહેલી હોય છે, અને તેની એ કુશળતા, તેનો શિકાર થઈ પડનારાઓના હાથ જ્યારે પોતાની ચાતુરી ખોઈ બેઠા હોય છે, અને તેમની બીજી આવડતો ક્ષીણ થઈ ગઈ હોય છે, ત્યારે જ સૌથી વધારે સફળ નીવડે છે. સદાનો નિયમ છે કે શ્રેષ્ઠ સડે તો તેનું પરિણામ ખરાબમાં ખરાબ જ આવે. સૂક્ષ્મદૃષ્ટિવાળા આપણા પૂર્વજો લખી જ ગયા છે કે, સેતાન* એક વખત તો સ્વર્ગનો ફિરસ્તો જ હતો, પોતાની કેળવણી સ્વર્ગમાં જ પામ્યો હતો, તથા ત્યાંના વિશ્વવિદ્યાલયના અભ્યાસક્રમમાં સંમાન સહિત ઉત્તીર્ણ થયો હતો. નહિ તો તે આવો ભયંકર પ્રતિપક્ષી શી રીતે બની શકે?

શ્રેષ્ઠ કળાકૃતિમાં બીજું ગમે તે હોય, પરંતુ તેની કલ્પનામાં હંમેશાં હિંમત રહેલી હોય છે, તથા તેને મૂર્ત રૂપ આપવામાં તપસ્યા રહી હોય છે. તે જ પ્રમાણે માનવ ઉદ્યોગની તેથી ઊતરતી બધી કૃતિઓમાં પણ આપણે જોઈ શકીશું કે, તેમાં જેટલે દરજ્જે કુશળતા દાખવવામાં આવી હશે, તેટલે દરજ્જે તે કારીગરના સત્ત્વની કસોટી થઈ હશે, તથા તેને મનુષ્ય

બનાવનાર નૈતિક ગુણોનો ઉપયોગ કરવો પડ્યો હશે. 'જો તારે મનુષ્ય થવું હોય, તો એવો ધંધો પસંદ કર, કે જે તારી કુશળતાને પડકાર કરી, તારા સત્ત્વની કસોટી કરે.'—એ વાક્ય, કોઈ પણ જુવાન નાગરિક પ્રાથમિક શાળામાં દાખલ થાય ત્યારથી માંડીને વિશ્વવિદ્યાલયમાંથી તે યશસ્વી રીતે ઉત્તીર્ણ થાય, ત્યાં સુધી તેની નજર સામે રાખવા જેવું છે. અને 'સહેલા ધંધાથી સાવચેત રહેજે, અને લુસીફરના[1] પતનનો દાખલો યાદ રાખજે'—એ વાક્ય તેને અનુરૂપ પુરવણી બને.

વિશ્વમાં મનુષ્યનું સાચું કર્તવ્ય, કુશળતાના અસંખ્ય પ્રકારોમાંથી એક યા બીજો પ્રકાર દાખવવાનું છે,—અર્થાત્ માત્ર 'કર્મ' કરવાનું નથી, પરંતુ કુશળતાપૂર્વક એટલે કે વીરતાપૂર્વક કર્મ કરવાનું છે. પરંતુ આ બાબતની ફિલસૂફીનો જે નિચોડ છે તે કહેવો જોઈએ તે કહેવો જ જોઈએ. ભલે આ કથન કેટલાક ધર્માચાર્યોની નજરે નરી નાસ્તિકતા જેવું લાગે. પરંતુ કાંઈ પણ કુશળતા દાખવવાની ન હોય, અથવા કુશળતા દાખવવી પડે તેવા કોઈ પણ કાર્યમાં લાગવું પડે તેમ ન હોય, તો માણસ એક અધકચરો, ઠીંગળાઈ ગયેલો, અને ખરેખરં દુઃખી–દયામણો પદાર્થ બની જાય. ભલે પછી તે મહેલમાં રહેતો હોય કે મજૂરોની કંગાળ ચાલીમાં રહેતો હોય. તેવા માણસને પછી તમે ગમે તેવી,—આર્થિક ધોરણની કે રાજકીય ધોરણની,—'સામાજિક પુનર્ઘટનાઓ' વડે નહીં સુધારી શકો. પરંતુ તેનામાં કુશળતા દાખલ કરો—તેને કુશળતા દાખવવી પડે તેવા કોઈ પણ ધંધામાં નાખો, એટલે

૧. આગળ પા. ૯૦ ઉપર આવેલ સેતાન.

તમે તેને મનુષ્ય બનવાની સર્વોત્તમ તક આપશો; અર્થાત્, આ જગતના વિસંવાદો બનવા દે તેટલો તે પોતાના નસીબનો માલિક તથા અંતરાત્માનો નિયંતા બનશે. કોઈ પણ 'સારી સમાજવ્યવસ્થા' નાગરિક માટે સૌથી પ્રથમ તે વસ્તુ જ કરે; અને એ જો ન કરે, તો બીજું ગમે તે કરવા છતાં તેમાં કશો માલ નહિ હોય.

એ કુશળતા શી ચીજ છે? તથા તેનું લક્ષણ શું? મારી સમજ મુજબ, - કુશળતા એટલે કાર્યમાં દાખવાતું ડહાપણ, જાણ્યા પ્રમાણે કરી દેખાડી પરિપૂર્ણ બનતું જ્ઞાન, ઇચ્છાશક્તિ રૂપે કેળવાતી બુદ્ધિ. તે કાંઈ કેવળ-બુદ્ધિ કે શુદ્ધ તર્કની પૂરક ચીજ નથી, પણ અંદરથી વિકાસ પામીને શુદ્ધ તર્ક વ્યવહારક્ષમ બની ઉન્નત થાય તે એ કુશળતા છે. કેવળ-બુદ્ધિ, જ્ઞાન ખાતર જ્ઞાન, કે ઋષિઓએ ગાયેલી પ્રજ્ઞા કે ડહાપણ - એમનો ભલે છાજે તેવો આદર કરવામાં આવે; પરંતુ જ્યાં સુધી બુદ્ધિશક્તિ વહેવારુ ન બને, કે જ્ઞાન આચારમાં ન ઊતરે, તથા ડહાપણ કે પ્રજ્ઞા ડાહ્યાં કૃત્યમાં ન પરિણામે, ત્યાં સુધી તે, માણસના આદરને પાત્ર થાય એવા પરિપૂર્ણ રૂપે હયાત જ નથી. બુદ્ધિ, જ્ઞાન કે પ્રજ્ઞા તેટલી કક્ષાએ પહોંચે નહિ ત્યાં સુધી, તે ભૂગર્ભમાં દટાઈને પડી રહેલી કોઈ વિચિત્ર આકાર-વાળી કલ્પિત ચીજ છે, પણ દુનિયાનો પ્રકાશ તેણે નથી જોયો; તેની તે ઘડી તો આવવાની બાકી છે; તે ઘડી આવશે ત્યારે જ ગૌરવ અને સત્તાભેર તે જગતમાં વિચરી શકશે.

ડહાપણ, બુદ્ધિ, જ્ઞાન — સારરૂપે એક એવી આ ત્રણ વસ્તુઓ માત્ર મુખે બોલ્યા, પુસ્તકમાં લખી, ઘરને છાપરેથી પોકારી, મુદ્રણાલયમાં છાપી, વ્યાસપીઠ ઉપરથી ઉચ્ચારી, કે

શીખનારાઓએ ગોખી પાડી, એટલે અસ્તિત્વમાં આવી ગઈ, એવું માનવાની ભૂલ કોઈ ન કરે. મનુષ્યની કેળવણીને ધૂળમાં મેળવનાર, કે તેની આધ્યાત્મિક પ્રગતિને અટકાવનાર તમામ ભૂલોમાં એના જેવી ગંભીર ભૂલ એકે હું જોતો નથી. કાને સાંભળેલા કે પુસ્તકમાં વાંચેલા જ્ઞાનને હું ભવિષ્યમાં આવનાર વસ્તુના અગાઉથી પડેલા પડછાયા તરીકે જરૂર સત્કારીશ; પરંતુ જ્યાં સુધી ‘રાજકુમારી અંતઃપુરના ઓરડામાંથી બહાર નીકળી, નજર સામે આવીને પ્રગટ ન ઊભી રહે, ત્યાં સુધી તેની સાથે પ્રેમસંબંધ શી રીતે થાય?’

સીધી ભાષામાં કહીએ તો, આ બધાનો અર્થ એટલો જ થયો કે, જ્યાં સુધી કોઈ પણ કેળવણી કેળવાયેલાઓની કુશળતારૂપે પરિણમતી નથી, ત્યાં સુધી તે અધૂરી જ રહે છે. તેણે આપેલું જ્ઞાન અધકચરું છે; અને તેને પ્રાપ્ત કરનારને તે ઊલટું નુકસાનકારક નીવડવાનો સંભવ છે. ભલે પછી તે જ્ઞાનનો વિષય વિજ્ઞાનવિદ્યા કે પ્રાચીનવિદ્યા હોય, સાહિત્ય હોય, દર્શનશાસ્ત્ર હોય, ઈશ્વર હોય, ધર્મ હોય, કે ગમે તે હોય. જે માથામાં એવું જ્ઞાન ઠાંસ્યું હોય કે જેને કોઈ પણ જાતના કળાકૌશલ્યમાં પરિણત કરવાનું પોતે કદી શીખ્યું નથી, તે માથું વસ્તુતાએ કોઈ પણ બાબતને પૂરી જાણતું નથી; પરંતુ, જે વસ્તુઓ કદી હયાત જ નથી તેમની પ્રારંભિક દશા જ તે જાણે છે; અથવા તો એક વાર હયાત ચીજોનાં ભૂત જ તે ઓળખે છે. અફસોસ છે કે, એવાં ઘણાં માથાં આપણા વૃદ્ધ તેમ જ જુવાન વર્ગમાં આજે જોવા મળશે. અને મારા માનવા મુજબ, આપણી કેળવણીની પદ્ધતિનો મુખ્ય દોષ એ છે કે, તે એવાં માથાં વધાર્યાં કરે છે.

અને ઉપરનું કથન જ્ઞાનને બદલે આપણે વિજ્ઞાનને લાગુ કરીએ તોપણ વસ્તુસ્થિતિમાં કશો ફેર પડતો નથી. વિજ્ઞાન તો પોતાનો 'ઉપયોગ' શોધી કાઢીને જ કૃતાર્થ થાય છે, એ વાતની કોઈ ના નહીં પાડે. પરંતુ વિજ્ઞાનના સાચા ઉપયોગો શા છે? એ બાબતની ચર્ચા કરતી એક ચોપડીમાં ગંભીરતાપૂર્વક જણાવવામાં આવ્યું છે કે, વિજ્ઞાન એ તો 'એક એવું મહાન હથિયાર છે કે, તેના વડે માણસ કુદરતને જીતીને તેની સાધનસંપત્તિને પોતાના લાભ માટે ખીલવી શકે છે.' વિજ્ઞાન વિષેની આ જ કલ્પના આજે બહુમાન્ય થઈ પડી છે, એમાં શંકા નથી. એના કરતાં બીજી કોઈ કલ્પના જો લોકોમાં વધુ પ્રચારમાં હોય, તો તે ઉપરની જ કલ્પનાને મળતી કુદરત વિષેની કલ્પના, કે – 'તેનું અસ્તિત્વ એટલા માટે છે કે, માણસ તેની સાધનસામગ્રીને પોતાના લાભ માટે ખીલવી શકે.' — અર્થાત્ તેને નિચોવીને તેમાંથી માનવસુખરૂપી અર્ક કાઢી શકે. જ્યાં સુધી તે બેમાંથી એક પણ માન્યતા પ્રચારમાં રહે, ત્યાં સુધી વિજ્ઞાન અને ધર્મનો મેળ બેસાડવામાં મુશ્કેલી જ પડવાની. કારણ કે, એ બંને કલ્પનાઓ હીન, છીછરી, અને છેક જ નાસ્તિક કલ્પનાઓ છે. તેમને આપણે લાંબો વખત વળગી રહીશું, તો પરિણામે આપણે અચૂક વૈજ્ઞાનિક કાળમુખાઓની જાતિ બની રહીશું, અને એ આપણા જુલમથી ત્રાસેલી કુદરતને આપણા ઉપર પોતાનું વેર લેતાં આવડશે, એ વાતની ખાતરી રાખજો; અને વસ્તુસ્થિતિને ધ્યાનપૂર્વક તપાસશો, તો લાંબા વખતથી તેણે તેમ કરવાનું શરૂ પણ કરી દીધું છે.

ગમે તેમ તોયે એ નાસ્તિક બહુવદંતીઓમાં સત્યનો

એક કણ છુપાયેલો તો છે જ. કારણ કે, ખિલવણીની રાહ જોઈ રહેલી કુદરતની શક્તિઓમાં સૌથી વધારે ઉપયોગી નીવડે તેવી કોઈ હોય, તો તે, દરેક માનવ પ્રાણીમાં કુદરતે મૂકેલી કુશળતાની ગુપ્ત શક્તિઓ છે. વિશ્વમાં મનુષ્ય પોતાને માટે મેળવી શકે તેવા 'લાભો'માં, તે શક્તિઓની ખિલવણીથી પ્રાપ્ત થનારા લાભની તોલે આવે, તેવો કોઈ જ લાભ નથી. કુદરતને પોતાનાથી જુદી માની, અર્થાત્ તેને પોતાને ચૂંથવાનું અને લૂંટવાનું સાધન માની, તેની સાધનસામગ્રીને ખિલવવા માટે મનુષ્યને વિજ્ઞાનશક્તિ નથી આપવામાં આવી; પરંતુ પોતે જે કાંઈ જાણે છે, તેનો કુશળતાપૂર્વક અમલ કરીને પોતાની જાતની ખિલવણી કરવા માટે જ આપવામાં આવી છે. એ જ રીતે તે પોતાનાં કાર્યોને ઉત્તમતા અને સૌંદર્ય તથા કાયમી મૂલ્યો વડે શણગારી, જીવંત આત્મા બની શકે તથા ઈશ્વરની પ્રતિકૃતિરૂપ એવું કુદરતનું મનભાવતું પ્રિય સંતાન થઈ શકે.

વિજ્ઞાનના આ અંતિમ 'ઉપયોગ' સિવાયના, તેના બીજા ઉપયોગો વિષેના આપણા બધા ખ્યાલો અધૂરા જ કહેવા જોઈએ. જો વિજ્ઞાનનો અર્થ, આપણી કામનાઓ પૂરી કરવાનો સુગમ માર્ગ, મહેનત બચાવવાની યુક્તિ, કે ઓછામાં ઓછા પ્રયત્નથી અને ઓછામાં ઓછી વૈયક્તિક કુશળતાથી 'સુખ' માટેની તૃષ્ણા તૃપ્ત કરવાનું સાધન જ બની રહે, જેથી અંતે માણસનું કારીગર તરીકેનું કામ એટલું જ બાકી રહે કે, બટન દબાવવાં અને ચાવીઓ મરડવી,– તો હું તો એમ જ કહું કે, 'જગતમાં જે દિવસે વિજ્ઞાન જન્મ્યું, તે દિવસ ઉપર ઈશ્વરના શાપ ઊતરજો.' પરંતુ એ એની છતિ

નથી. શરૂઆતમાં વિજ્ઞાન કળા-ઘાતક નીવડયું છે, પણ પછીની ભૂમિકાએ તે કળાનું સંસ્થાપક અને પ્રચારક બનશે; મનુષ્યોની વ્યાવહારિક કુશળતામાં જ તેની પૂર્ણાહુતિ થશે; અને એ રીતે તેમના જે જન્મસિદ્ધ હકથી તેમને આજે વંચિત કરવામાં આવ્યા છે, તે તેમને પુનઃ પ્રાપ્ત થશે. ત્યારે વિજ્ઞાન-વિદ્યાઓ અને પ્રાચીનવિદ્યાઓ કે વિજ્ઞાન અને ધર્મ વચ્ચે છેવટની સમાધાની થશે. આપણી પાસે અણખીલવી પડી રહેલી બધી સાધનસંપત્તિમાં લોકોની કુશળતારૂપી સંપત્તિ સૌથી મોટી છે. (વેઠ ઢસડતો) વૈતરો, (પારકાની મતા લૂંટીને જીવતો) ગુંડો, (બીજાની હીન પાશવિક વૃત્તિઓ ઉપર ગુજારો કરતી) વેશ્યા, અને (વગર મહેનતે માલ ખાઈને સડતો) શ્રીમંત મૂર્ખ — એ બધાં કોણ છે? તેઓ સમાજના કુશળ કાર્યકર્તાઓ બની શક્યાં હોત; પણ આજે તેઓ પોતાની જાતનાં તથા દુનિયાનાં નથી રહ્યાં. કેળવણી-જગતે તે બાબત ઉપર લક્ષ આપવાનું ક્યારનું શરૂ કર્યું છે; મજૂર-'જગત' એ ક્યારે હાથ ઉપર લેશે?

# ૮

# વધારેમાં વધારે લોકોની વધારેમાં વધારે કુશળતા

જ્યારે થોડાં વર્ષ અગાઉ રાજકીયપક્ષ તરીકે મજૂરપક્ષ અસ્તિત્વમાં આવ્યો, ત્યારે અમારામાંના કેટલાક જુવાનીના આશાપૂર્ણ ઉત્સાહમાં તેને માટે એવું માનવા લાગ્યા હતા કે, તે ગયા વ્યાખ્યાનમાં સૂચવેલો માર્ગ અખત્યાર કરશે. પરંતુ, તેણે તો જુદો જ માર્ગ સ્વીકાર્યો છે. તે મજૂરોના 'રાજકીય અને આર્થિક હકો' નો પક્ષકાર બન્યો છે. પરંતુ નવાઈની વાત છે કે, મજૂરોના બધા હકોમાં સૌથી પ્રથમ એવો જે 'કુશળતાનો હક,' તેને વિષે તો તે બેપરવા જ રહ્યો છે. ઔદ્યોગિક સંપત્તિના પાયા તરીકે વૈયક્તિક કુશળતાને બદલે યંત્રની પરિપૂર્ણતાને સ્વીકારવામાં આવી, ત્યારથી મજૂરવર્ગને જે અન્યાય થયો છે, તેના જેવો મોટો અન્યાય હજુ સુધી મજૂરોને કદી પણ કરવામાં આવ્યો નથી. અરે, સમગ્ર માનવજાતિ ઉપર, તેનાથી મોટી આફત, અત્યાર સુધીમાં, કદી ઊતરી નથી; અને તેને અન્યાય કરતાં આફત કહેવી, એ જ વધારે ડહાપણભરેલું છે.

યાંત્રિક ઉદ્યોગોએ મોટા પ્રમાણમાં તથા અનેક દિશાઓમાં નવા જ પ્રકારની કુશળતાને પ્રગટાવી છે, એ વસ્તુ સાચી છે; તથા તેના તરફ કદી દુર્લક્ષ ન થવું જોઈએ.

યંત્રોની શોધ અને રચના એ કદાચ એમાં સૌથી મુખ્ય છે. પરંતુ બીજી દિશાઓમાં, અને તેથી પણ ક્યાંય મોટા પ્રમાણમાં, તેના વડે કુશળતાનો જડમૂળથી ઉચ્છેદ થયો છે; અથવા વધુ ચોક્કસ શબ્દોમાં કહીએ તો, તેનાથી એવાં કરોડો માનવપ્રાણીઓ અસ્તિત્વમાં આવ્યાં છે, કે જેમને પોતાના મનુષ્યત્વનો વિકાસ થાય તેટલા પ્રમાણમાં કુશળતા દાખવવાનું અત્યારના સંજોગોમાં અશક્ય બની ગયું છે. પહેલી જ વાર યુરોપની મુસાફરીએ આવેલા એક હિંદી અધ્યાપકને મેં થોડા વખત ઉપર પૂછ્યું હતું કે, 'પશ્ચિમના દેશોની સામાજિક સ્થિતિમાં સૌથી આગળ તરી આવતી વસ્તુ તરીકે કઈ બીના તમારું ધ્યાન ખેંચે છે?' તેમણે તરત જ જવાબ આપ્યો, 'વૈયક્તિક કુશળતાનો નાશ થવાથી મજૂરવર્ગમાં આવેલી નિઃસત્ત્વતા.'

આપણા ઘણા મજૂરોને એ વાતની ખબર નથી. પરંતુ, તેમનો જે જન્મસિદ્ધ હક ઝૂંટવી લેવામાં આવ્યો છે, તેનું એ તદ્દન સાચું વર્ણન છે, એમ મને વધારે ને વધારે ખાતરી થતી જાય છે. અને અહીં એ પણ જણાવતા જવું જોઈએ કે, સામાન્ય રીતે જેને બુદ્ધિહીન જડ મજૂરી કહેવામાં આવે છે, તેવી મજૂરી કરનાર વર્ગને જ આ વસ્તુ લાગુ પડે છે એમ નથી. સમાજના બધા વર્ગોમાં એ વસ્તુ નજરે પડે છે. મધ્યમવર્ગમાં તો કદાચ તે સૌથી વધુ પ્રમાણમાં દેખાઈ આવે છે, અને ધનિકોના મહેલોમાં પણ મજૂરોની ચાલીઓ જેટલો જ તેનો પ્રવેશ છે. અહીં તેમ જ ત્યાં સર્વત્ર એ માન્યતા વ્યાપવા માંડી છે કે, જીવનનો આનંદ રોજિંદા કામકાજમાં રહેલો નથી, પણ તેની બહાર છે — જોકે, તે કામકાજ

કરવામાં કુશળતા દાખવવાની હોય છે, ત્યારે આનંદ અવશ્ય નીપજે છે. અત્યારે તો આનંદને કામકાજથી બહારની વસ્તુઓમાં રહેલો માનવામાં આવે છે: કામકાજથી આપણને જે 'મહેનતાણું' મળે છે, એટલે કે, આપણું ચાલત તો જે કામકાજ કરવા આપણે હરગિજ કબૂલ ન થાત, તે કરવા બદલ આપણને જે બદલો મળે છે, તે પૈસા વડે ખરીદી શકાતા મોજશોખમાં આનંદ રહેલો માનવામાં આવે છે.

જથાબંધ માલ ઉત્પન્ન કરવામાં પણ ઘણા કીમતી સામાજિક પાઠો શીખવા મળે છે. તે પાઠો બીજી કોઈ રીતે શીખી શકાયા ન હોત, અને આગળનું પગલું ભરતા પહેલાં તે પાઠો માનવજાતિને શીખી લેવાની જરૂર પણ હતી, એ વાતની હું ના નથી પાડતો. પરંતુ દરમ્યાન એ વાત પણ ભૂલવી ન જોઈએ કે, કુશળતાનો આદર્શ આપણા કામકાજની કલ્પનામાંથી વિસારે જ પડયો છે. કામકાજને હવે પૈસા ઉત્પન્ન કરવાનું સાધન ગણવામાં આવે છે. એટલે તેનું અચૂક પરિણામ એ આવ્યું છે કે, એ રીતે મેળવેલા ધનની વહેંચણીની તકરારોથી સમાજ છિન્નભિન્ન થઈ ગયો છે. એ તકરારોથી પણ આપણને આવશ્યક પાઠો શીખવા મળે છે, એમાં શંકા નથી. કારણ કે, કુદરતે એવો ધારો કર્યો લાગે છે કે, શાંતિનો માર્ગ વિખવાદમાં થઈને પસાર થવો જોઈએ.

મજૂરીને બજારમાં ખરીદવા-વેચવાની વેપારી ચીજ ગણવી, અને પૈસાથી તેની કિંમત આંકવી, એ વસ્તુ આપણા જમાનાની જ નવીનતા નથી, એ સાચું છે. એ જાતની વિચારસરણી ધરાવનારા અને આચરનારા લોકો આપણને દરેક જમાનામાં જોવા મળે છે, તથા તેની છાપ સામાજિક

ઇતિહાસને પાને પાને દેખાઈ આવે તેવી રીતે પડેલી છે. પરંતુ તેથી તે વિચારસરણી સાચી ઠરતી નથી. અને કદાચ એમ પણ બને કે, આ વિચારસરણીનું મિથ્યાત્વ જ્યાં સુધી સાર્વત્રિક રૂપે સ્વીકારાશે નહીં, ત્યાં સુધી માનવપ્રગતિની એક ભૂમિકા તરીકે આવેલો યંત્રોદ્યોગવાદ પણ ચરિતાર્થ થશે નહિ. માણસ પોતાની મજૂરી શેઠ બનેલી સરકારને વેચે કે ખાનગી વ્યક્તિને વેચે, પણ તેમાં માનવ દૃષ્ટિએ કશો જ ફરક પડતો નથી. જ્યાં સુધી મજૂર પોતે કે તેની મજૂરી ખરીદનારો — ભલે પછી તે કોઈ પણ હોય — તે મજૂરીની કિંમત બજારમાં તેનું શું ઊપજશે એ ખ્યાલથી જ આંકે છે, ત્યાં સુધી મજૂરી પાછળનો માનવાર્થ ખોવાયેલો જ રહે છે; અને તે મજૂરી મનુષ્યની કેળવણીનું મુખ્ય સાધન બની શકતી નથી. અલબત્ત, મજૂરીને ન્યાયસર મૂલવાય નહિ કે તેનું યોગ્ય વળતર ન આપવામાં આવે, તેના કરતાં તેમ બને એ વસ્તુ જરૂર સારી છે; તેમ જ તે મજૂરી કોઈ ખાનગી માણસને વેચાય કે જાહેર તંત્રને વેચાય તેમાં અવસ્ય કાંઇક ફરક પડે છે. પરંતુ મજૂરી કે ઉદ્યોગની સામાજિક દૃષ્ટિએ ખરી કિંમત એમાંના કશામાં રહેલી નથી. માનવદૃષ્ટિએ તેની ખરી કિંમત તો, ઉદ્યોગ કરનારને જે પ્રમાણમાં કુશળતા દાખવવી પડે છે, અને તેને કારણે કુશળતાની જે વહેંચણી સિદ્ધ થાય છે, તેમાં રહેલી છે.

નૈતિક દૃષ્ટિએ, હું તો 'માલની વહેંચણી' કરતાં 'કુશળતાની વહેંચણી' પર ખાસ ભાર મૂકું. નૈતિક દૃષ્ટિએ વિચારતાં યંત્રોદ્યોગવાદના દોષોમાં, ધનસંપત્તિ થોડાક જ માણસોના હાથમાં જઈ પડે એ દોષ તો નાનો છે; પરંતુ થોડા માણસોના હાથમાં કુશળતા જાય છે એ તેનાથી મોટો દોષ છે.

ધનસંપત્તિની પેઠે કુશળતા પણ અમુક સ્થળે એકત્રિત થઈ જાય, એ અમુક અંશે અનિવાર્ય છે. દરેક ઉદ્યોગમાં કુશળતાની છેક ઉપરની હદ અને છેક નીચેની એવી બે હદ હોવાની જ; અને તે બે છેડાઓ વચ્ચે અનેક પગથિયાં પણ હોવાનાં. પરંતુ આદર્શ ઉદ્યોગ તો તેને કહેવાય કે જે છેક નીચલી કક્ષા સુધીના દરેક કામદારને, પોતાની વૈયક્તિક કુશળતા દાખવીને પોતાના રોજિંદા કામકાજને કીમતી કેળવણીરૂપ બનાવવા સારુ પૂરતો અવકાશ આપે.

એટલે, 'મજૂર ઠીક ઠીક જીવનનિર્વાહ કરી શકે તેટલું મહેનતાણું તો તેને મળવું જ જોઈએ,' એવો આગ્રહ રાખવાની સાથે સાથે, અને કદાચ તેથી પણ પહેલાં, આપણે એવો આગ્રહ રાખવો જોઈએ કે, 'તેને પોતાનું કામ કરતાં કરતાં ઠીક ઠીક રસ પડે તેટલી કુશળતા દાખવવાની તક મળવી જ જોઈએ.' કારણ કે, તત્ત્વની દૃષ્ટિએ વિચારીએ તો, મહેનતમજૂરી પહેલપ્રથમ અને ખાસ તો એક માનવધર્મ છે; અને ત્યાર પછી બીજે નંબરે તે એક વેચાઉ વેપારી ચીજ છે, અને એ પણ જમાનાની કરામતને લીધે. માનવ કર્મ તરીકે તેની ખરી કિંમત તેને સારામાં સારી રીતે કરવામાં રહેલી છે; બહારથી તેનું જે વળતર મળે છે તેમાં નહિ. વળતરની રકમ ગમે તેટલી મોટી આપવામાં આવે છતાં, વેચાઉ ચીજ તરીકે મહેનતમજૂરીની પૂરી કે યોગ્ય મૂલવણી થાય જ નહીં. આ બધાનો અર્થ એ થયો કે, 'કામના કલાકો ઓછા કરાવ્યે ને પગારમાં વધારો કરાવ્યે' 'મજૂરોના કાયદાનો' કલ્પી શકાય તેવો કોઈ ઉકેલ મેળવી શકાય તેમ નથી; તેમ જ ખાનગી શેઠની જગા રાષ્ટ્રની સરકાર લે, તોપણ મુદ્દાની બાબતમાં કશો તફાવત પડતો નથી.

કેટલીક વાર એવી દલીલ કરવામાં આવે છે કે, ઉત્પન્ન થયેલી સંપત્તિમાં ન્યાયી હિસ્સો મેળવવાનો મજૂરોનો હક એક વાર સ્થાપિત થઈ જાય, ત્યાર બાદ 'કુશળતામાં ન્યાયી હિસ્સો મેળવવાનો' તેમનો હક વિચારવાને પૂરતો સમય રહેશે. તેનો જવાબ તો ઉઘાડો છે: સંપત્તિમાં ન્યાયી હિસ્સો મેળવવાના હક ઉપર જ સુધારણાનું લક્ષ લાંબા વખતથી કેન્દ્રિત કરવાથી, કુશળતામાં ન્યાયી હિસ્સો મેળવવાની વાત ઉપર તરી આવવાને બદલે એવી તો ખોચરે પડી ગઈ છે કે, સામાન્ય રીતે મજૂરોની ચળવળમાં તેને કશું સ્થાન જ રહ્યું નથી. બીજી બાજુ, મજૂરોની આર્થિક સ્થિતિમાં જેમ જેમ સુધારણા થતી જાય છે, તેમ તેમ તેમની અંગત કુશળતાનું ક્ષેત્ર સતત ઓછું જ થતું જાય છે. મજૂરના કામ કરવાના કલાકો ઘટ્યા છે, તેનો પગાર વધ્યો છે, પરંતુ તે પોતે તો 'જથાબંધ ઉત્પત્તિ'ના દાંતા-ચક્રનો એક દાંતો જ બનતો જાય છે. નફામાં હિસ્સો મેળવવો એ સારી વાત છે; પરંતુ કુશળતામાં હિસ્સો મેળવવો એ તેનાથી પણ સારી વાત છે. એ વસ્તુને ધ્યેય તરીકે સ્વીકારવામાં આવે તો મજૂરોની ચળવળ રાજકીય હિલચાલ મટી કેળવણીની હિલચાલ બની જાય, કે જે બનવાનું તેને માટે નિર્માણ થયું છે.

અત્યારે તો આપણા જેવા જે લોકો મજૂરીને માનવજાતની કેળવણીનું મુખ્ય સાધન માનનારા છે, તથા શારીરિક કે આધ્યાત્મિક 'સુખ'નું મુખ્ય કારણ માનનારા છે, તેઓ મજૂરચળવળના આજના સ્વરૂપથી તો ભારે નિરાશા જ અનુભવવાના. જે ચળવળ મજૂરને આર્થિક બાબતમાં ધીરે ધીરે આઝાદ કરવાનું ધ્યેય રાખે છે, પરંતુ દરમ્યાન

તેની વૈયક્તિક કુશળતાના સતત થઈ રહેલા વિનાશ તરફ બિલકુલ બેદરકાર રહે છે, તે ચળવળ માનવ-સ્વાતંત્ર્યની ચળવળ કહી શકાય નહિ. એક બાજુ તે 'આર્થિક ગુલામીની સાંકળો' તોડતી જાય છે, પરંતુ બીજી બાજુ તે, 'યંત્રની' ગુલામીની વધુ કારમી જંજીરો મજૂરો ઉપર જડાવા દે છે.

આના જવાબમાં એવી દલીલ કરવામાં આવે કે, મજૂરી દરમ્યાન મજૂરને ગમે તેટલી 'યાંત્રિક' ગુલામી સહન કરવી પડતી હોય, પરંતુ મજૂરીના કલાકો ઘટાડવાથી તે ગુલામી નહિ જેવી જ કરી શકશે, અને એ રીતે તેને 'સ્વતંત્ર મનુષ્ય તરીકે પોતાનો આધ્યાત્મિક વિકાસ સાધવા માટે પુષ્કળ અવકાશ રહેશે.' એ દલીલનો હું આગળ ઉપર વિસ્તારથી જવાબ આપીશ. અત્યારે તો એક જ વાત તમારા લક્ષ ઉપર લાવું કે, યાંત્રિક મજૂરીમાંથી છૂટેલા મજૂરને ગમે તેટલો સારો પગાર મળ્યો હોય, કે તેની મજૂરીના કલાક ગમે તેટલા ઓછા હોય, પરંતુ તે પોતાની ફુરસદનો વખત 'પોતાનો આત્મા ખિલવવામાં ગાળવાનું' સહેજ પણ વલણ દેખાડશે નહિ; કારણ કે, તેના જીવનની મુખ્ય ક્રિયા દરમ્યાન સધાયેલા તેની કુશળતાના નાશને કારણે, તે મોટે ભાગે ભૂલી જ જાય છે કે, તેને ખિલવવા માટે કોઈ 'આત્મા' છે. એટલું જ નહિ, પણ તે કામ ઉપરથી છૂટો થાય એટલે તરત જ, તેને 'મોજમજા'ના વિવિધ રસ્તા બતાવીને તેનો પગાર અને તેની ફુરસદ બેઉ ઝૂંટવી લેવાની રાહ જોઈને બેઠેલા વેપારીઓના હાથમાં જ તે પોતાના પૈસા તેમ જ ફુરસદ સોંપી દેશે.

આ જાતના વેપારીઓ દ્વારા થતું શોષણ મૂડીદારોને હાથે થતા શોષણ કરતાં (ભલે પછી તે મૂડીદાર કોઈ વ્યક્તિ હોય કે સરકાર પોતે હોય) તેની સ્વતંત્રતાને વધુ જોખમકારક છે. પરંતુ તેના ઉપર મજૂરોના આગેવાનો લક્ષ જ આપતા નથી. જે જમાનામાં આમ-જનસમુદાયની કુશળતા ઓછી થતી ચાલે છે, તે જમાનામાં એવા વેપારીઓનો વર્ગ ખાસ તથા અચૂક ઊભો થાય છે. અને તેમની દુષ્ટ અસર સમાજના નીચલા બધા વર્ગો પર થાય છે. ખાધેપીધે સુખી ગણાતા અને કામકાજ વિનાના વર્ગોમાં પણ તેનું જોર ઓછું હોતું નથી. ઉપરાંત, એ વેપારીઓની ખાસ ખૂબી તો એ હોય છે કે, તેઓમાંના ઘણા એ રીતે પોતાની 'સૌંદર્યવર્ધક બનાવટો' વાપરનારને કાયમની ખૂબસૂરતીની 'ગેરંટી' આપવાની, તથા તેમનો શરાબ કે સિગરેટો ખરીદનારને 'સ્વર્ગીય આનંદ' (કે જેનો સ્ત્રી સાથેનો સંબંધ યોગ્ય ચિત્ર દ્વારા સૂચવાયેલો જ હોય છે) મળવાની 'ગેરંટી'ની જાહેરાતો દ્વારા જ પૈસાદાર તથા કામકાજ વિનાના થયા હોય છે!

એ બધાનો સામટો વિચાર કરીએ તો આપણે કહેવું ઘટે કે, લોકોમાંથી ખોવાઈ ગયેલી કુશળતાને તેમના બધા ધંધાઓ કે તેમની બધી પાયરીઓમાં પાછી દાખલ કરવી, એ વસ્તુ જ આપણા સમાજ ઉપર ઝઝૂમી રહેલી અધોગતિમાંથી બચવાનો ખાતરીબંધ અને ખરેખરો એકમાત્ર ઉપાય છે; અને બધા રાજકીય આગેવાનોને, કેળવણીકારોને, માનવ-પ્રેમીઓને, અને તેવા જ બીજા પરોપકારી લોકોને (ભલે પછી તે કાર્યકર્તા-વર્ગના હોય કે વ્યાખ્યાનકર્તા-વર્ગના હોય) આજનો જમાનો એ જ કામ ખાતે નોતરે છે. અને એ

બરોબર છે એટલું જ નહિ પણ પોતાના નામનો અર્થ સમજનારી કોઈ પણ મજૂર-હિલચાલે પણ એ જ કામ લાગલું હાથમાં લેવું જોઈએ.

આમ, આજે યંત્રોદ્યોગી કહેવાતા જમાનામાં એક બાજુ તવંગર કે ગરીબ તમામ કોટીના કારીગર-વર્ગમાં (ઉપર નોંધેલા કેટલાક અપવાદો સિવાય) કુશળતાનો ખેદજનક વિનાશ દેખાય છે; અને જેમને કશી કુશળતા હવે ખોવાની બાકી નથી તથા કાંઈ પણ કુશળતા કદી મેળવવાની આશા નથી, એવા લોકોનાં ટોળેટોળાં જગતમાં ઊભરાવા લાગ્યાં છે: આ પ્રમાણે જ્યારે કામકાજની દુનિયામાં આવી અફસોસકારક પરિસ્થિતિ ઊભી થઈ છે, ત્યારે બીજી બાજુ રમતગમતના મેદાનમાં કુશળતાની પડતી નથી થઈ; ઊલટો તેનો વધારો તેમ જ ફેલાવો થતો ચાલ્યો છે. કારખાનાંમાંથી હાંકી કાઢેલી કુશળતાને રમતગમતનાં મેદાનોમાં કંઈક આશરો મળ્યો છે. આમ તેને માટે આશરો હયાત રહેવો, અને તે અનેકને માટે પૂરતો હોવો, એ વસ્તુ નૈતિક દૃષ્ટિએ આશાપ્રદ છે. કારણ કે, કોઈ પણ બાબતમાં કુશળતાને જેટલા પ્રમાણમાં ખીલવવામાં આવે, તેટલા પ્રમાણમાં સાથે સાથે મન કે શરીરનું સંયમન પણ સધાય જ છે. અને એ વસ્તુ સદ્‌ગુણોના પાયારૂપ છે, અને એ આપણે માટે ઈશ્વરનો પાડ છે.

'તમે નીતિ-વચનનો કે ખ્રિસ્તી વિધિનિષેધોનો અનાદર કે ભંગ કરો છો', એમ કહીને આજે ભાગ્યે જ કોઈને પાપભીરુ બનાવી પશ્ચાત્તાપ કરાવી શકાય છે. પણ, 'તેં ખેલદિલી ન બતાવી' એમ કહેવાથી તો તમે તેના સ્વમાનને સોંસરું વીંધી નાંખી શકો. અને મેં જોયું છે કે, નાગરિક સદ્‌ગુણોનો વ્યવહારુ

નમૂનો બતાવવો હોય છે, ત્યારે હોડીઓની હરીફાઈમાં કે ફૂટબોલના મેદાનમાં પોતાના પક્ષના માણસો સાથે એકદિલીથી પ્રેરાઈને પોતાનું સર્વસ્વ કરી છૂટવાની વસ્તુનો દાખલો પસંદ કરવા તરફ ભલભલા ફિલસૂફો પણ વળે છે. જોકે તેઓએ પોતે તો લાંબા વખતથી વ્યાયામનું ક્ષેત્ર છોડીને, ઓછી અંગમહેનતવાળું બીજું ક્ષેત્ર સ્વીકાર્યું હોય છે. સામુદાયિક હિત માટે પોતાની જાતને ભૂંસી નાખવાના, એકબીજાને પરસ્પર મદદ કરવાના, વગેરે દૈવી સિદ્ધાન્તોનું સૌથી નજીકનું ઉદાહરણ આપણને રમતગમતના મેદાન ઉપર જ મળે છે. આજે કયો નીતિશાસ્ત્રી કબૂલ નહિ કરે કે, અંચઈ ન કરવાની બાબતમાં રમતગમતની દુનિયા જ, 'વેપારી દુનિયા', કામદારમંડળોનું રાજકારણ, ધારાસભાઓના કાવાદાવા, અને લાલ વાવટાઓના દેખાવો કરતાં ચડી જાય છે; તથા સદ્‌ગૃહસ્થ તરીકેનો વર્તાવ પણ (કે જે ધર્મમાત્રનું મૂળ તત્ત્વ છે,) તે બધાં કરતાં રમતગમતના મેદાન ઉપર જ એકધારો દાખવવામાં આવે છે? અહીં જ જરા આડા ફંટાઈને કહેતા જઈએ કે, મૂડીદારો અને મજૂરો વચ્ચેના વર્ગવિગ્રહમાં જે રીતિનીતિ સ્વીકારવામાં આવે છે, જે જૂઠાણાં ફેલાવવામાં આવે છે, જે અધઃપાતી લાગણીઓ ઉશ્કેરવામાં આવે છે, જે ઝેરી ઊંટવૈદાં કરવામાં આવે છે, અને ધર્મશાસ્ત્રોનો ઢોંગીપણે જે આધાર ટાંકવામાં આવે છે, તેની આગળ રણભૂમિ ઉપરની અમાનુષિતાઓ તો કાંઈ વિસાતમાં નથી. પાસેના મેદાનમાં કે જ્યાં તકલાદી બાંધકામ કરનારો કંટ્રાકટર જાહેર પૈસાથી કળા-કૌશલ્યનું ખૂન કરી પોતાનું સડેલું સામ્રાજ્ય ઊભું કરતો હોય છે, તેના કરતાં આપણાં કેટલાંક રમતગમતનાં મેદાનમાં ઈશ્વરને તેની વિભૂતિ-

રૂપ માણસ ઓછો બગડતો માલૂમ પડતો હશે,— રમત ઉપર જુગાર ખેલવાને કારણે, રમતગમતના મેદાનમાં કાંઈક કલુષિતતા આવી છે તે છતાં પણ. આનું કારણ એ છે કે, બીજી બધી રીતે તે મેદાનમાં કુશળતાની ઉચિત કદર અંકાય છે, અને રમનારાઓ તેને પોતાના મુખ્ય ધંધા તરીકે— એક ગૌરવની વસ્તુ તરીકે ખીલવે છે; પરંતુ તકલાદી બાંધકામ કરનાર કંટ્રાક્ટરોમાં કુશળતાનું તે ગૌરવ નષ્ટ થયું છે. હજારોની સંખ્યામાં લોકો રમનારાઓએ દાખવેલી ઉત્કૃષ્ટ કુશળતા જોવાનો જે આનંદ માણવા હોડીઓની હરીફાઈમાં, ક્રિકેટ મૅચમાં, કે ઘોડદોડ ઉપર જાય છે, તે આનંદ જ્યાં સુધી જગતના રોજિંદા કામકાજમાં દાખલ નહિ થાય, ત્યાં સુધી આ યંત્રોદ્યોગી સંસ્કૃતિના ભાવી તરફ હું પોતે તો આશાની નજરે જોઈ શકતો નથી.

એટલે આજે તો દરેક ધર્મપ્રેમી માણસે રમતગમતના ખેલાડીને ચરણે, અને તેના જ વધુ પાવરધા ભાઈ કળાકારને ચરણે જ અંજલિ અર્પવા જેવી છે. કળાકારને પણ હું ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચેલો ખેલાડી જ ગણું છું; અને તેથી જ તે ઉત્તમમાં ઉત્તમ કારીગર પણ બની શકે છે. તકલાદી બાંધકામ કરનારાઓ અને તેમની જાતના લોકો આજે જે તાત્ત્વિક મૂલ્યો હણી રહ્યા છે, તેમને એ બે જણાઓ જ આજે તો સંભાળી રહ્યા છે. ફરી પાછા એ બધા બાંધકામ કરનારાઓ જ્યારે એવું 'સ્વર્ગ' સરજે કે જેમાં બધાં માણસો રહેતાં હોય, તથા જ્યાં સર્વવ્યાપી બનેલો કુશળતાનો કાયદો જગતના તમામ કામકાજને આવરી લેતો હોય, ત્યારે વાત જુદી.

હવે એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે બધા સારા માણસોએ 'વધારેમાં વધારે માણસોના વધારેમાં વધારે

સુખની' તુચ્છ કલ્પના તરફ ચોક્કસ રીતે પીઠ ફેરવી દેવી જોઈએ. જુદા જુદા ફિલસૂફો તેની તુચ્છતા ઢાંકવા માટે તેની જે કોઈ 'સુધારેલી કે સંશોધિત આવૃત્તિ'ઓ પ્રગટ કરે — અર્થાત્ તેને તર્કની દૃષ્ટિએ બંધબેસતી કરે, તેમાં શાબ્દિક ઉમેરાઓ કરે, દાર્શનિક રીતે તેનો મેળ બેસાડે, કે તેના સાત્ત્વિક અવેજો ઊભા કરે — તે બધા પ્રત્યે પણ તે જ રીતે પીઠ ફેરવવાની જરૂર છે. માણસ જે માર્ગે પ્રયાણ કરવા માટે સરજાયો છે, તેની દિશા તે તરફ નથી. આપણી કલ્પનાઓમાં 'વધારેમાં વધારે માણસો' એ પદ દાખલ કરવાનું જ હોય, — જોકે કાલભાવનાથી વિચાર કરનારો પોતાના ચિંતનમાં સંખ્યાને પ્રથમ સ્થાન આપતો જ નથી — તો રચનાત્મક નાગરિકધર્મના પક્ષકારોએ 'વધારેમાં વધારે કુશળતા'ના મુદ્રાલેખ હેઠળ જ કૂચકદમ કરવી જોઈએ; કારણ કે, 'વધારેમાં વધારે કુશળતા' દાખવવા જતાં 'વધારેમાં વધારે વીરતા' દાખવવાનું આવી જ જાય છે, એ વાત આગળ જોઈ આવ્યા છીએ.

યંત્રોદ્યોગવાદ અને લશ્કરશાહી-રૂપ સામાજિક ઇતિહાસના બે મુખ્ય પ્રવાહો એકત્રિત બની એક પ્રવાહરૂપે વહે એવો શુભ વખત આવવાની સૂચના આપણને આની અંદર મળી રહે છે. એ દશા એવી છે કે તેની આશા સૌ સારા માણસોએ રાખવી જોઈએ અને તેને માટે મથવું ઘટે, જોકે આજે તો એ બે પ્રવાહો ઘણી વાર સામસામે જ વહે છે. તે દશા આવશે ત્યારે મજૂર સૈનિકને કહેશે, 'તારી વીરતા મને પ્રાપ્ત થાઓ, તથા તું જે કુશળતાથી તારી તરવાર ફેરવે છે, તે કુશળતા હું મારો હથોડો ચલાવવામાં દાખવું.'

તથા સૈનિક મજૂરને કહેશે, "હવે હું તારા ક્ષેત્રને જ મારી રણભૂમિ સમજીશ. મારું શિસ્તપાલન, મારી વફાદારી, મારી વ્યૂહરચના, ફરજ બજાવતાં મરવાની મારી તત્પરતા, તથા લડવૈયા તરીકે મારી ઈશ્વરની ઉપાસના—એ બધું હું ત્યાં લઈ આવીશ, હું તારો ગણવેશ પહેરીશ, અને હું તથા તું મળીને હૃદયમાં વીરતા અને આંગળીઓમાં કુશળતા સાથે એકઠા કૂચકદમ કરીશું. બનાવટ, તકલાદીપણું, અને બધા જૂઠા વ્યવહારો સામે ઉપાડેલા જંગમાં આપણે 'રણભૂમિનાં સુખદુઃખ' સાથે જ સહન કરીશું. આપણે એવાં કપડાં વણીશું કે જે ફાટે નહીં, તથા એવાં મકાન બાંધીશું કે જે કયામતના દિવસનું દુંદુભી ગડગડે ત્યાં સુધી ખડાં રહે." આમ લડાયક વૃત્તિનો નાશ કરીને નહીં, પણ સંસ્કૃતિની કીમતી થાપણ તરીકે તેને સ્વીકારી લઈને તથા તેને રોજિંદા કામકાજના પ્રેરકબળ તરીકે સાર્વત્રિક બનાવી લઈને, ઉદ્યોગવાદને પૈસાના ઢગલા કરનાર ગધ્ધાવૈતરાને બદલે કૌશલ્યયુક્ત કર્મયોગમાં પલટાવી નાખવો, એના કરતાં બીજા કોઈ રચનાત્મક કાર્યક્રમને હું લક્ષમાં લેવા જેવો ગણતો નથી.

અહીં આગળ પણ કાળભાવનાવાળાની જ બોલબાલા આપણને દેખાશે. સ્થળભાવનાવાળો કહે છે કે, 'ચાલો આપણે ઘર બાંધીએ'; ત્યારે કાળભાવનાવાળો કહે છે, 'આપણે એવું ઘર બાંધીએ કે જે કાયમ રહે.' સ્થળભાવનાવાળો કહે છે કે, 'આ મારી તંત્રવ્યવસ્થા છે.' કાળભાવનાવાળો તેને પૂછે છે કે, 'તેને ટકાવી રાખવા માટે જોઈતી વીરતા કે કુશળતા ક્યાં છે?' નેપોલિયને કહ્યું હતું કે, 'દરેક યુદ્ધમાં કાળ એ નિર્ણાયક તત્ત્વ છે.' અલબત્ત, એ સ્થળમાં લડાતાં

યુદ્ધોની વાત કરતો હતો. અને પ્રજાઓના જીવનને જગતના નકશા ઉપર થતા એક સ્થળના સોદા તરીકે વિચારવામાં આવે, ત્યારે એવાં યુદ્ધો ઊભાં થાય છે; તથા તે નકશાને મરજી મુજબ બદલવા માટે તે લડવામાં આવ્યાં હોય છે; અને તેમાં જીતેલા પ્રદેશોને કારણે વિજેતાઓને સૂર્યપ્રકાશમાં ધનધાન્યથી ભરપૂર બનેલાં એવાં નવાં સ્થળો પ્રાપ્ત થાય છે, અને એ રીતે જગતનો નકશો તેઓ પોતાની મરજી મુજબ કરી શકે છે. તે પ્રકારનાં યુદ્ધોમાં પણ જો કાળ એ નિર્ણાયક તત્ત્વ હોય, તો જ્યારે એ યુદ્ધ પ્રદેશના વિસ્તાર માટે નહિ, પણ જીવનના ઊંડાણ માટે લડાતું હોય, અર્થાત કાયમી મૂલ્યો માટે માનવ આત્મા દ્વારા લડાતું ઐહિક યુદ્ધ હોય, ત્યારે તો કાળ એ કેટલું મોટું નિર્ણાયક તત્ત્વ બની જાય? કારણ કે, માનવજીવન એક વહેતી વસ્તુ છે, તેથી નકશા જેવી સ્થિર વસ્તુઓના બંધનમાં તે રહેતું નથી. તેથી જ અલેકઝાંડરના જમાનાથી વરસાઈની* સંધિ સુધીના જમાનાઓ દરમ્યાન મોટમોટા વિજેતાઓ અને તેમના નકશા દોરનારાઓએ જગતનો નકશો હમેશ માટે દોરી લેવાના કરેલા બધા પ્રયત્નોથી પણ (અને તંત્રવ્યવસ્થા રચનારાઓ પણ એને જ માટે પ્રયત્ન નથી કરતા હોતા?) જગતનો એવો નકશો નથી તૈયાર થઈ શકયો, કે જેને માટે 'એક દિવસથી વધારે' સમયની ખાતરી આપી શકાય. 'શ્રેયોની સૃષ્ટિ' એ કંઈ ભૌગોલિક હદની દૃષ્ટિએ કે સામાજિક સંબંધોની દૃષ્ટિએ સ્થળમાં યોગ્ય રીતે દોરેલા જગતના નકશારૂપ નથી. એટલું જ નહિ, પરંતુ ए तो कालमां योग्य रीते वाळेली जीवन–भावना छे.

૯

# મજૂરીનો અણગમો

હું આશા રાખું છું કે, અત્યાર સુધી મેં રજૂ કરેલા વિચારો ઉપરથી, નાગરિકના 'હક્કો અને ફરજો' વિષે મારે આ વ્યાખ્યાનોમાં જે કંઈ કહેવાનું છે, તેના પાયામાં રહેલી નાગરિક વિષેની મારી કલ્પના સ્પષ્ટ થઈ ગઈ હશે. મેં નાગરિકની કલ્પના જે રીતે દોરી છે, તે અનુસાર નાગરિક મુખ્યત્વે એક 'कामदार' છે. તેની પોતાની દૃષ્ટિએ જોઈએ, તો તે પોતાને માટે, અર્થાત્ પોતાના શરીર અને આત્માના હિત માટે કામ કરતો હોય છે; અને તેના સામાજિક સંબંધોની દૃષ્ટિએ વિચાર કરીએ, તો તે બીજાઓને માટે કામ કરતો હોય છે, અને બીજાઓ તેને માટે કામ કરતા હોય છે.

નાગરિક મુખ્યત્વે 'કામદાર' હોવાની કલ્પના મહેનત-મજૂરી કે કામકાજના ક્ષેત્રમાં તો સ્પષ્ટ રીતે લાગુ પડતી દેખાય છે. પરંતુ હવે હું એ કલ્પનાને ફુરસદના ક્ષેત્રમાં પણ લઈ જવા માગું છું. ઘણાય તરત બોલી બેસશે કે, તે કલ્પના ત્યાં કેવી રીતે લાગુ પડે? પરંતુ કોઈ પણ માણસ પોતાના કામકાજ ઉપરથી ઊતર્યો, તેની સાથે તે પોતાના 'હક્કો અને ફરજો'માંથી એવો મુક્ત થઈ જતો નથી, કે જેથી બાકીના વખતમાં તે બેજવાબદાર મોજમજા કરનારો જ બની જાય. ફુરસદના સમય

દરમ્યાન પણ તેને નવી જાતનાં ‘હક્કો અને ફરજો’ પ્રાપ્ત થાય છે. તે હક્કો અને ફરજો કામકાજના સમય દરમ્યાનનાં તેનાં ‘હક્કો અને ફરજો’ કરતાં વિશેષ આનંદપૂર્ણ ભલે હો, પરંતુ તત્ત્વની દૃષ્ટિએ તેઓ જરાય જુદાં નથી. કામકાજના સમય દરમ્યાન તે ‘મહેનતાણા’ માટે કામ કરતો હોય છે, ત્યારે ફુરસદના સમયમાં તે મહેનતાણા સિવાયની, અને તેથી જ કદાચ તેના કરતાં વધુ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ માટે કામ કરતો હોય છે. પરંતુ કામ તો તે કરતો જ હોય છે. તેની ફુરસદની પણ સામાજિક દૃષ્ટિએ ચોખ્ખી કિંમત છે, અને ફુરસદમાં પણ કામકાજ સમાયેલું છે; ભલે પછી તે કામકાજ ઉત્તમતાની એટલી હદે પહોંચાડવામાં આવ્યું હોય, કે જેથી તે બદલાઈને આનંદપૂર્ણ કે સુંદર રમતરૂપ બની ગયું હોય. આ સિદ્ધાંત દેખીતો તો બહુ રસહીન તથા કઠોર લાગે છે; પરંતુ આપણે તેને જરા ઊંડે ઊતરીને સમજીશું, તો તે તેવો નહિ લાગે.

નાગરિક વિષેની આ કલ્પનામાંથી સમાજ વિષેની પણ તેને મળતી એવી કલ્પના નીકળી આવે છે કે, સમાજ એ પરસ્પર સહકારની પદ્ધતિએ કામ કરવા માટેનું એક એવું વ્યવસ્થિત તંત્ર છે, કે જે પોતે કરેલા કામની ઉત્તમતામાં પોતાની બધી તૃપ્તિ અનુભવે છે. તે કામની ઉત્તમતા, એક બાજુ, કામ કરનારા બધા નાગરિકોએ પોતાના તમામ ઉદ્યોગ-ધંધામાં દાખવેલી કુશળતા અને વીરતા ઉપરથી આંકવાની છે, અને બીજી બાજુ, ઉત્પન્ન કરવામાં આવેલા માલની તથા કરવામાં આવેલા કામકાજની સત્ય–સૌંદર્ય–અને–શ્રેય–રૂપી મૂલ્યોની દૃષ્ટિએ થતી કિંમત ઉપરથી આંકવાની છે.

અહીં પણ હું ફરી ભાર મૂકવા માગું છું કે, સમાજના સહકારી કામમાં 'મજૂરી'ના સમયમાં કરાતા કામકાજનો, તેમ જ ફુરસદના સમયમાં કરાતા કામકાજનો પણ સમાવેશ થાય છે. તે બંને પ્રકારોને છૂટા પાડવાની આપણી ચાલુ રીતને લીધે, આપણા અત્યારના સામાજિક જીવનના કેટલાક હીનમાં હીન અંશો અસ્તિત્વમાં આવ્યા છે. સમાજનું કામ એ એવી વસ્તુ નથી કે જે સાંજના પાંચ વાગ્યે અટકી જતું હોય અને પાછું બીજે દિવસે સવારે આઠ વાગ્યે શરૂ થતું હોય. રજા કે તહેવારને દિવસે તે મુલતવાઈ રહેતું નથી. તેનું કામકાજ તો સતત ચાલ્યા કરે છે. ઊલટું, જ્યારે દુકાનોનાં બારણાં બંધ થાય છે, અને કારખાનાંના દરવાજાઓને તાળાં વસાય છે, ત્યારે તેની નાડીઓમાં જે જીવન ધબકતું હોય છે, તથા ભાવીની દૃષ્ટિએ તેમાં જે અગત્યના મુદ્દાઓ સંડોવાયેલા હોય છે, તે તો દિવસના બીજા કોઈ ભાગમાં દેખાતાં નથી. અત્યારે મારી સામે પડેલી એક જાહેરખબરમાં 'સહકારી પદ્ધતિથી રજા કે તહેવારો ભોગવવા માટેના મંડળ'નું નામ છે. એ નામ મને ભારે રહસ્યપૂર્ણ લાગે છે. એમ પણ બને કે, મનુષ્યોના પરસ્પર સહકારનું રહસ્ય દિવસના ફુરસદના ભાગમાં જ અંતે આપણને પ્રાપ્ત થાય. કામકાજના ક્ષેત્રમાં અસામાજિક વર્તણૂકનો પાર હોતો નથી; પરંતુ ફુરસદના ક્ષેત્રમાં તો તે તેને પણ ટપી જાય છે. પોતાનાં 'સુખ' માણતી વખતે જ માણસો એકબીજાને સૌથી કારમું નુકસાન કરે છે, અને જગતને 'દુઃખ'થી ભરી કાઢે છે. એટલે 'સહકારી પદ્ધતિથી રજા કે તહેવારો ભોગવવા માટેનું મંડળ' એ રામરાજ્યનું સારામાં સારું વર્ણન છે. આસુરી

રાજ્યમાં દરેક જણ પોતાની રજા પોતાના પડોશીને ભોગે ભોગવે છે.

આ કલ્પનાને હું નાગરિકતાની ઔદ્યોગિક કલ્પના કહું છું. મૂળે જોતાં શરૂઆતના પ્રાથમિક દશાના સમાજોને વિષે પણ તે લાગુ પડે છે જ. પરંતુ આજના જેવા ભારે યંત્રોદ્યોગી સંગઠનવાળા જમાનાને તો તે અચૂક બંધબેસતી છે.

પરંતુ નાગરિકતાની તાલીમ ઉપર બહાર પડતાં આજનાં થોકબંધ પુસ્તકોમાં તો કંઈ જુદી જ કલ્પના વ્યાપતી લાગે છે. તે પુસ્તકોમાં નાગરિક જાણે મૂલતઃ એક રાજકીય વ્યક્તિ જ હોય, એમ તેને લેખવામાં આવ્યો હોય છે; એટલે તેનાં બધાં કર્તવ્યોની ઇતિ મત આપવામાં અથવા મત મેળવવામાં આવી રહે છે, અને સમાજનું કામકાજ કરનાર કામદાર કે સેવક તરીકેની તથા જેને માટે કામકાજ કરવામાં આવે છે એવા સેવ્ય તરીકેની તેની કલ્પના કાં તો ખોચરે પાડી દેવામાં કે વિસારી દેવામાં આવે છે. આજની કલ્પના પ્રમાણે, નાગરિકતાની તાલીમનો ઉદ્દેશ તેને એવું જ્ઞાન આપવાનો હોય છે કે જેથી વખત આવ્યે તે પોતાનો મત બુદ્ધિપૂર્વક નોંધાવે, અથવા મત મેળવનાર તરીકે પોતાનાં રાજકીય કર્તવ્યો ડહાપણથી અદા કરે. નાગરિકને આપણે કાયદાઓ ઘડવામાં મદદ કરનાર, અને જે કાયદાઓ ઘડવામાં તેણે મદદ કરી છે તે કાયદાનો અમલ કરનાર રાજકીય મનુષ્ય જ ગણીએ, તો તેની તાલીમના પાયામાં રાજનીતિશાસ્ત્ર અને તેનાં આનુષંગિક એવાં અર્થશાસ્ત્ર અને ઇતિહાસશાસ્ત્રનું જ્ઞાન જ આવે. કેળવણીની સીડીએ ઉપર સુધી આવેલા ઘણાખરા 'કામદારો' એ જાતની જ કેળવણી શોધતા હોય છે, અને તેમની

માગણીઓ પૂરી પાડવાનું કામ લઈને બેઠેલાં વિદ્યાલયો અને વિદ્યાપીઠો પણ તેમને એ કેળવણી જ બરાબર પૂરી પાડતાં હોય છે.

નાગરિકની કેળવણીમાં એ જાતની કેળવણીની કિંમત હું હરગિજ ઉતારી પાડવા નથી ઇચ્છતો. કારણ કે મારી જિંદગીનાં ઘણાં વર્ષો એ જાતના વિષયોના અભ્યાસમાં જ મેં ગાળ્યાં છે, તથા મારા નાગરિકબંધુઓમાં તેનો પ્રચાર કરવાનો પણ મેં પ્રયત્ન કર્યો છે. પરંતુ મારે અહીં કહેતા જવું જોઈએ કે, એ વિષયોનું ઉપરચોટિયું જ્ઞાન — અને મોટા ભાગના લોકોને એવું જ્ઞાન મેળવવા જેટલો જ વખત હોય છે — જરાય જ્ઞાન ન હોય તેના કરતાં વધુ ભ્રામક થઈ પડે છે.

પરંતુ ગમે તેટલા વિસ્તારથી તથા પૂરેપૂરી આપેલી રાજકીય કેળવણી સારા નાગરિકના અભ્યાસક્રમ માટે પૂરતી છે, એવો નિર્ણય આપણે તારવીએ, ત્યાર પહેલાં એક બે મુદ્દાઓ લક્ષમાં લેવા જેવા છે.

પ્રથમ તો, નાગરિક પોતાનો મત બુદ્ધિપૂર્વક આપે, એ અને એમાં સમાતું બધું સાધવાથી પણ અંતે આપણે ભાગ્યે જ કાંઈ સાધીએ છીએ; સિવાય કે, વસ્તુતાએ મત આપવાને યોગ્ય એવું કંઈક આપણે તેની આગળ રજૂ કર્યું હોય. બીજા શબ્દોમાં કહીએ તો, દરેક પ્રૌઢ નાગરિક બધાંનું સામાન્ય હિત ઘડવામાં પોતાનો ભાગ ભજવી શકે તે માટે તેને આપણે મતાધિકાર આપીએ•તેની સાથે, તે સામાન્ય હિત પણ એવા ઊંચા પ્રકારનું હોવું જોઈએ કે જેથી તેને ઘડવામાં મદદ કરવાથી તેના મનમાં એવો ખ્યાલ ઉત્પન્ન થાય કે, પોતે એક ખાસ અગત્યનું કામ કરી રહ્યો છે. દાખલા તરીકે, એ

સામાન્ય હિત એવી જાતનું હોય કે જેથી તેને 'મૂર્ખ માણસના સ્વર્ગ'નું જ નામ આપી શકાય, કે તેની કલ્પના એવી જાતની હોય કે જેને ધૂર્તોનું મંડળ જ સ્વીકારી શકે,— તો તેને ઘડવામાં ભાગ લેવો એ વસ્તુને ભાગ્યે-જ કોઈ મોટો અધિકાર પ્રાપ્ત થયો એમ કહી શકાય. તેથી કરીને મતાધિકારનો 'વિસ્તાર' એ પણ બીજા નર્યા 'વિસ્તારો'ની જેમ માત્ર સ્થળને લગતી — ઉપર ઉપરની — ઘટના છે; અને જ્યાં સુધી તેની સાથે સાથે સામાન્ય હિતની કલ્પના પણ ઊંચી ન આવે, ત્યાં સુધી તેને 'પ્રગતિમાં આગળ એક ડગલું' કહી શકાય નહીં. સામાન્ય હિતની કલ્પના ઊંચી લાવવા તરફ જ મતાધિકારનાં મોજાં વળે, તો અલબત્ત, તે એક કેળવણીની જ ક્રિયા થાય.

પરંતુ તેને માટે તો માત્ર રાજનીતિશાસ્ત્ર કે અર્થશાસ્ત્રોના જ્ઞાનની 'પરિપૂર્તિ'રૂપે, અથવા કહો કે 'સુધારણા'રૂપે બીજી જ જાતની કેળવણીની જરૂર છે. તેનો ઉદ્દેશ નાગરિકોને પોતાના મતાધિકારનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાનું શીખવવાનો જ નહીં હોય, પરંતુ સામે કે તરફેણમાં મત આપવાને માટે ખરેખર યોગ્ય એવી દિશાઓમાં ચાલના શી રીતે આપવી, એ શીખવવાનો હશે. જે પ્રજાતંત્ર માત્ર મતાધિકારનો વિસ્તાર કરવામાં જ પ્રગતિ કરતું જાય છે, પરંતુ જે વસ્તુઓ માટે મત આપવાનો છે તે વસ્તુઓની જાત ઊંચી કરવાની બાબતમાં પ્રગતિ કરતું નથી, તેને સાચા અર્થમાં પ્રગતિમાન ન કહી શકાય. ઊલટું, જ્યાં માત્ર મતાધિકારનો જ વિસ્તાર કરવામાં આવે છે, પરંતુ સાથે સાથે મત આપવાની વસ્તુઓની જાત ઊતરતી જાય છે, ત્યાં અધોગતિ તરફ જ પ્રયાણ થઈ રહ્યું છે, એમ ચોક્કસ ભાખી શકાય.

અત્યારની ચાલુ ઢબની લોકશાહીઓ આ જાતના પોતા પરના જોખમ પ્રત્યે જાગ્રત છે કે કેમ, એ કહેવું શંકા ભરેલું છે. નાગરિકને મુખ્યત્વે રાજકીય વ્યક્તિ ગણવાની કલ્પનાએ, તથા તે કલ્પનામાંથી આપોઆપ નિષ્પન્ન થતી તથા રાજકારણ અને અર્થશાસ્ત્ર ઉપર જ કેન્દ્રિત થતી તેની કેળવણીએ એ જોખમને ઢાંકી દીધું છે. પોતાનો મત બુદ્ધિપૂર્વક આપવાની તથા તેમ કરવા બીજાઓને સમજાવવાની નાગરિકની ફરજ છે, એની હું ના નથી પાડતો; તેમ જ તે બધા માટે તેને કેળવવો જોઈએ એ પણ ઉઘાડું છે. પરંતુ આ બધી તેની રાજકીય ફરજોની પાછળ, તેની એક ઔદ્યોગિક ફરજ પણ રહેલી છે. તે ફરજ એટલે–તે પોતે જે કોઈ પાયરીએ હોય, તે પાયરીએ પોતાના કળાકૌશલ્યની ઉત્તમતા દાખવીને, વાસ્તવિક મૂલ્યો ઉત્પન્ન કરવાનાં તેમ જ ઘડવામાં પોતાનો ફાળો આપવો તે. કેમ કે, જે સામાન્ય હિત માટે તેણે મત આપવાનો છે, તેના સાર અને વિષયરૂપ તે મૂલ્યો છે. કામદાર તરીકે, તે કાંતો ઉત્તમ નાગરિકોની હરોળમાં આવે છે કે પછી અધમ નાગરિકોની. જો કામદાર તરીકે તે પાછો પડતો હોય, તો મતદાર તરીકે તેની કશી કિંમત નથી. દરેક નાગરિક મુખ્યત્વે— અને આ આધુનિક જગતમાં તો વિશેષે કરીને— એક ઔદ્યોગિક વ્યક્તિ છે, અર્થાત્ કામદાર છે. કામ કરનાર તરીકે તેને કેટલીક ઔદ્યોગિક ફરજો છે, અને બીજાઓ જેને માટે કામ કરે છે એવી વ્યક્તિ તરીકે તેને કેટલાક ઔદ્યોગિક હકો પણ છે. રાજકીય વ્યક્તિ તરીકેનું તેનું મહત્ત્વ એ બીના ઉપર જ અવલંબેલું છે.

ઉદ્યોગ બાબતમાં દાખવેલા દુર્ગુણોનો બદલો રાજકીય બાબતના ગુણોથી વાળી શકાય નહીં. ઊલટું, રાજકીય ગુણો એકલાને જ બહુ ગા ગા કરવાથી, પેલી ઔદ્યોગિક દુર્ગુણતા ઢંકાતી જાય છે. પ્રજાતંત્રને જગતમાં સુરક્ષિત કરવાના પ્રયત્નને અવરોધનારા બધા ભ્રમોમાં સૌથી વધુ નુકસાનકારક ભ્રમ એ માન્યતામાં રહેલો છે કે, રોજના કામકાજમાં દાખલ થયેલી નિર્મૂલ્યતાથી નાશ પામેલાં મૂલ્યોનો બદલો આપણે મત આપવામાં દાખવેલા ડહાપણથી વાળી શકીશું. જાણે કે એનાથી જ આપણો નાગરિક ઉદ્ધાર થઈ જવાનો હોય તેમ, રાજકારણ અને અર્થશાસ્ત્રને લગતી નાગરિકની કેળવણી ઉપર જ ભાર મૂકવાની આજની પદ્ધતિએ, એ ભ્રમને ઓછો કરવાને બદલે દૃઢ કરવામાં સારી પેઠે મદદ કરી છે.

પરંતુ આપણે જો નાગરિકને મુખ્યત્વે ઔદ્યોગિક વ્યક્તિ ગણીએ, અર્થાત્ કામદાર ગણીએ, અને તેના રાજકીય મહત્ત્વને ગૌણસ્થાન આપીએ, તો પછી પ્રશ્ન એ થાય છે કે, નાગરિક તરીકેના તેના સદ્‌ગુણો વિકસાવવા માટે અને દુર્ગુણો દૂર કરવા માટે કયા પ્રકારની કેળવણી વધુ ઉપયોગી કહી શકાય? ઔદ્યોગિક વ્યક્તિનો અભ્યાસક્રમ આપણે કયા મુદ્દાઓ ઉપર રચવો જોઈએ?

એ પ્રશ્નનો જવાબ હું પોતે આનાકાની વિના એ આપું કે, એ કેળવણીનો પાયો — અર્થાત્ બૌદ્ધિક પાયો — 'મજૂરી'ના રહસ્ય વિષેની સાચી સમજ ઉપર નંખાવો જોઈએ. મજૂરીને બધાં આર્થિક મૂલ્યોના મૂળરૂપ ગણીને જ અટકવું જોઈએ નહીં. એટલાથી જ અટકી જઈને આજનું અર્થશાસ્ત્ર ભયંકર આફતોના કારણરૂપ બની ગયું છે. મજૂરી તો જીવનનાં

બધાં શ્રેયોના મૂળરૂપ છે; મનુષ્યની રાહ જોઈને બેઠેલાં બધાં આધ્યાત્મિક મૂલ્યોના સામ્રાજ્યમાં દાખલ થવાનો તે સાર્વત્રિક પરવાનો છે;—એ જાતનું મજૂરીનું માનવ રહસ્ય તથા કદાચ તેનું દિવ્ય કે ઈશ્વરી રહસ્ય સમજવું, એ કદાચ આજના ઔદ્યોગિક જમાનાની ખાસ આવશ્યકતા છે. અને ઔદ્યોગિક મનુષ્યની કેળવણી પણ તે દિશામાં જ જોરથી વળવી જોઈએ.

પરંતુ મજૂરીની આ જાતની ફિલસૂફીને અનુરૂપ એવી ફુરસદની ફિલસૂફી પણ હોવી જોઈએ. એક વખત મજૂરીનું સાચું સ્વરૂપ સ્પષ્ટતાથી સમજાઈ જાય, તો બીજે જ પગલે એ નિર્ણય ઉપર આવવું પડે કે, ફુરસદ પણ ઉત્તમ રીતે કામકાજ કરવાની બીજી અથવા વધુ સારી તકરૂપ જ છે. જ્યાં સુધી તેનો પ્રધાન સૂર કુશળતાનો રહે, અને તે દરમ્યાન ઉત્તમતા જ સિદ્ધ કરવામાં આવી હોય, ત્યાં સુધી ભલે તેને કામકાજ કહો કે રમત–ગમત કહો. આમ મજૂરી તેમ જ ફુરસદ બંનેને એક સાથે સમાવતા એક જ સિદ્ધાંત દ્વારા તે બંનેની એકતાના મહાદર્શનની પણ ઔદ્યોગિક જમાનો રાહ જોઈ રહ્યો છે.

આ સિદ્ધાંતની અંદર રહીને, નાગરિકની કેળવણીનું ઘડતર થવું જોઈએ. એ સિદ્ધાંત સામાન્ય કેળવણીને પણ લાગુ કરવામાં આવે, તો એક બાજુ તેની નિષેધાત્મક અસર એ થશે કે, જે પદ્ધતિઓથી માત્ર વંધ્ય જ્ઞાન જ નીપજતું હશે, અર્થાત્ એવું જ્ઞાન કે જેને વિદ્યાર્થી સામાજિક દૃષ્ટિએ ઉપયોગી તથા અંગત દૃષ્ટિએ આનંદદાયક એવા કોઈ કામમાં લઈ શકતો ન હોવાથી જલદી ભૂલી જાય છે, અથવા જલદી તુચ્છકારતાં શીખે છે,—તેવું વંધ્ય જ્ઞાન આપતી પદ્ધતિઓનો ધીરે ધીરે

અંત આવતો જશે; અને બીજી બાજુ તેની રચનાત્મક અસર એ થશે કે, માણસમાં રહેલી શક્તિઓને પ્રયત્નપૂર્વક શોધી કાઢીને તેમને શરીર અને મનને લગતી તમામ કળાઓ અને હુન્નરો દ્વારા ખીલવવાનો પ્રયત્ન કરવામાં આવશે. અલબત્ત, તે હુન્નર-કળાઓ એવાં હશે કે જે માનવ જીવનના રહસ્ય અને મૂલ્યમાં વાસ્તવિક વધારો કરતાં હશે; તથા તેમનું અનુશીલન કરનાર દરેકને એવી પ્રતીતિ અર્પતાં હશે કે તે પોતે વૈયક્તિક રીતે જગતને ઉપયોગી છે. એ પ્રકારની પ્રતીતિ ન હોવી એ જીવનનું મોટામાં મોટું દુઃખ છે. આ જાતની કેળવણી માનવ જ્ઞાનની મર્યાદા સંકુચિત કરવાને બદલે તેનો વિસ્તાર કરશે, અને તેને વધુ ઊંડું બનાવશે, તથા સંસ્કૃતિનું ધોરણ નીચું કરવાને બદલે તેને કલ્પનામાં પણ ન હોય તેટલી ઊંચાઈએ પહોંચાડશે; અને દરેક વિજ્ઞાન તથા તેના આનુષંગિક હુન્નરને ભારે પ્રેરણા આપશે.

આજના જથાબંધ યાંત્રિક ઉત્પત્તિના જમાના હેઠળ વસ્તુતાએ ચાલતી મજૂરી સાથે મજૂરીની આ ફિલસૂફીને સરખાવવામાં આવે, તો તેની ક્રૂર ઠેકડી થાય, એ વસ્તુસ્થિતિથી હું પૂરેપૂરો માહિતગાર છું. એમ તો, "માણસ વસ્તુતાએ એક ઉમદા પ્રાણી છે," એ સિદ્ધાંતને જ્યારે કોઈ પણ માણસનાં રોજનાં કાર્યો સાથે સરખાવવામાં આવે, ત્યારે પણ થાય. આજે કારખાનામાં ચાલતી સળંગ ક્રિયામાં અમુક જગાએ ગોઠવાયેલો મજૂર પોતાના યંત્ર ઉપર ઊભો રહીને કે જરૂર પડે ત્યારે પોતાનો હાથ વાપરીને એક જ પ્રકારનું જે કાંઈ કામ કર્યા કરે છે, તે જ જો મજૂરીનો અર્થ થતો હોય, તો હું જ સૌથી પ્રથમ કબૂલ કરીશ કે, બાઈબલના

'ઉત્પત્તિ પ્રકરણ'થી માંડીને 'લેબર-લીડર'ના છેલ્લા અંક સુધી મજૂરી ઉપર જે શાપો વરસાવવામાં આવ્યા છે, તે યથોચિત જ છે.

તે ખુલ્લાબોલા છાપામાં એક લેખક લખે છે: "મોટા ભાગનાં સ્ત્રીપુરુષોને મજૂરી પ્રત્યે નર્યો ધિક્કાર જ હોય છે; અને તેથી જો તક મળે તો અંગમહેનતવાળી મજૂરી પાસેથી પ્લેગની પેઠે તેઓ દૂર ભાગે છે, એ બીના તરફ આપણામાંના કોઈએ દુર્લક્ષ ન કરવું જોઈએ. રાજદ્વારી આગેવાનો, દેવળોના પાદરીઓ કે બીજાઓ હંમેશાં જે કહ્યા કર્યા કરે છે કે, 'મજૂરી એ તો દિવ્ય વસ્તુ છે,' એ નર્યું જૂઠાણું છે. ઈશ્વરે અને કુદરતે માણસને માથું એટલા માટે આપ્યું છે કે, તે પોતાના જીવનને સહેલું બનાવી શકે, અને પોતાની દુનિયાઈ મુસાફરીના સમયને મૂંઝવણ અને અગવડોના સમયને બદલે શાંતિ અને સુખના સમયમાં પલટાવી નાખે.'

મિ. બર્ટ્રેન્ડ રસેલનો પણ એ જ મત છે. માનવતાની દૃષ્ટિએ યાંત્રિક મજૂરી પ્રત્યેના તેમના ધિક્કારને, ઉપલા વર્ગના લોકોના મજૂરી પ્રત્યેના અણગમાથી ભાગ્યે જ જુદો પાડી શકાય તેમ છે. જે મજૂરી આજના યંત્રોદ્યોગી સમાજના જીવનની જરૂરિયાતો પૂરી પાડે છે, તેને માટે તે 'ગધ્ધાવૈતરું' એ સિવાય બીજું કશું જ સારું નામ શોધી શક્યા નથી. તે લખે છે, "આજના યંત્રોદ્યોગી સમાજમાં માણસને ભાગ જે કામ કરવાનું આવે છે, તે કામ કરવાનો ભાગ્યે જ કોઈને ઉમળકો થાય. દરેક જણ પગાર માટે જ કામ કરતો હોય છે; તે કામ તેને ગમતું હોય છે તે માટે હરગિજ નહીં. અને જો યાંત્રિક ઉદ્યોગો જ કાયમ રહેવાના હોય, તો જરૂરી

કામકાજનો મોટો ભાગ આનંદમય કરી શકવાની આપણે આશા રાખવી એ ફોગટ છે. બહુમાં બહુ તો આપણે તેનું પ્રમાણ ઘટાડી શકીએ; અને એ પ્રમાણ ઘણું જ ઘટાડી શકાય તેમ છે, એ વાતમાં કશી જ શંકા નથી. જીવનની જરૂરિયાતો ઉત્પન્ન કરવાને આવશ્યક હોય તેટલી ઓછામાં ઓછી હદે યાંત્રિક મજૂરીના કલાકો ઘટાડી નાખવા, અને બાકીના કલાકોને કોઈ પણ પ્રકારના અંકુશ વિનાના કરી મૂકવા, એ જ આપણું ધ્યેય હોવું જોઈએ. માણસોનો મોટો ભાગ રોજના ચાર કલાક જેટલું ગધ્ધાવૈતરું કાંઈ ખાસ નુકસાન વિના સહન કરી શકે; અને કદાચ ચાર જ કલાકનું કામ કરવાની બધાને જરૂર પણ રહેશે." એટલે કે, મિ. બર્ટ્રેન્ડ રસેલ જે જાતનો 'સમાજવાદ' ઉપદેશે છે, તેની હેઠળ તેટલા કલાકનું ગધ્ધાવૈતરું કરવાની દરેક માણસને 'જરૂર' રહેશે.

અર્થાત્ મિ. રસેલના નુસખામાં રોજનું ચાર કલાકનું ગધ્ધાવૈતરું અને બાકીના વીસ કલાકની નિરંકુશતા છે. ચાર કલાકના ગધ્ધાવૈતરાની બાબતમાં તો હું મિ. રસેલથી પણ આગળ જઈને એમ સૂચવું કે, 'આપણું ધ્યેય' તો ગધ્ધાવૈતરાનો સમય શૂન્ય જેટલો કરી નાખવાનું હોવું જોઈએ. અને કદાચ આપણે ફરજિયાત જ એવું ધ્યેય રાખવું પડશે. કારણ કે, માણસોના મોટા ભાગને ૨૪ કલાકમાંથી ૨૦ કલાક તેમની વૃત્તિઓ અને વાસનાઓને અનુસરવા કોઈ પણ પ્રકારના અંકુશ વિના સોંપી દેવા, એનો અર્થ એ થશે કે, તે સમયને અંતે તેઓ એવા તો સત્ત્વહીન, ભ્રષ્ટ, ગમાર, જંગલી, લોથ જેવા કે મૂઢ બની ગયા હશે, [ અને જો તેઓ જુદી જાતના માણસો હશે તો એવા તો વિચક્ષણ, ઉન્નત, અને સ્વતંત્ર

મનુષ્યને ઇષ્ટ એવા પદાર્થોના ઉપાસક બની ગયા હશે] કે, તેઓ ચાર કલાકનું ગધ્ધાવૈતરું પણ કરવાની હાથ ધસીને ના પાડશે; તથા પોતાની શક્તિ કે પૈસા (જો તેઓની પાસે બાકી રહ્યાં હશે તો) પોતાને બદલે બીજા કોઈને એ તિરસ્કાર ભરેલું કામ કરવા મોકલવામાં ખર્ચશે; કારણ કે, ચાર કલાકનું ગધ્ધાવૈતરું અને ૨૦ કલાકની નિરંકુશતા એ એને સદંતર અલગ રાખી શકાય કે કેમ તે વિષે મને શંકા છે. તે બંને એકબીજા ઉપર અનેક પ્રકારે અસર કરશે. તાલીમબદ્ધ થઈને યંત્ર ઉપર કામ કરવાના ચાર કલાકોમાં દાખવવાની શિસ્ત અને કાર્યકુશળતાને મોજમાં આવે તેમ વર્તવાના વીસ કલાકો ક્યાંય ઉરાડી મૂકશે. અને બીજી બાજુ, ગાળો ભાંડતાં ભાંડતાં, [અને 'લેબર લીડર'ની ભાષામાં કહીએ તો] ધિક્કાર આપતાં આપતાં, કે નજીકમાં નજીક આવેલા પીઠાનું રટણ કરતાં કરતાં, તેમ જ બીજી પણ સ્વાભાવિક વૃત્તિઓ અને વાસનાઓ તૃપ્ત કરવાની કલ્પનાઓ કરતાં કરતાં, યંત્ર ઉપર ગાળેલા ગધ્ધાવૈતરાના ચાર કલાકોને અંતે, ના-મનનું કામ બળાત્કારે કરી છૂટેલા તે લોકોનો મિજાજ એવો તો નહીં જ રહ્યો હોય કે જેથી તેઓ પછીના ફુરસદના સમયનો ફાયદાકારક રીતે ઉપયોગ કરવાને પ્રેરાય. ઉપરાંત એ વીસ કલાકનો સમય બધા કોઈ પણ વસ્તુ ભોગવવામાં કે કોઈ પ્રકારનું કામ બીજા પાસે લેવામાં ન ગાળે એવી વ્યવસ્થા પણ કરવી પડશે. જેમ કે, તેમણે મોટરગાડીઓ કે ઘોડાગાડીઓમાં બેસીને ફરવા નીકળી પડવું ન જોઈએ, કે સિગારેટો પણ પીવી ન જોઈએ. નહીં તો, આ વીસ કલાક નિરંકુશ રીતે મોજ કરવા નીકળી પડેલાઓ પોતાની

મરજી મુજબ મોજ કરી શકે તેવાં સાધનો તેમને પૂરાં પાડવા કોઈકે તો ચાર કલાક કરતાં વધારે કામ કરવું જ પડશે. પોલીસને એ બધો અવર-જવર સંભાળવામાં કે તેમને તોફાને ચડી મારામારી કરતા અટકાવવામાં જે મહેનત પડે, એ વાત તો જવા જ દઈએ. ઉપરાંત, વીસ કલાકના સમયને છેક જ 'નિરંકુશ' છોડવાનો હોય, તો પછી આ બધામાંથી કશાની જ વ્યવસ્થા શી રીતે કરવી, એ સમજવું પણ મુશ્કેલ છે. આ ચકરાવો મિ. રસેલના લક્ષ બહાર રહી ગયો લાગે છે. અને વસ્તુતાએ પણ સામાન્ય રીતે સ્થળ-ભાવનાથી વિચાર કરનારાઓની અપૂર્ણતાઓ મિ. રસેલમાં આ જગાએ ખાસ દેખાઈ આવે છે. દરેક જણ જાણે જ છે કે, તે પહેલા નંબરના સ્થળભાવનાથી વિચાર કરનારા [ગણિતશાસ્ત્રી] છે. સમાજના દિવસના તેમણે, ચાર કલાકનું ગધ્ધાવૈતરું અને વીસ કલાકની ફુરસદ, એવા જે બે ભાગો પાડ્યા છે, તેમને તેમણે તો સ્થળ ઉપર પડેલા ભાગો જ ગણી લીધા છે. પરંતુ વસ્તુતાએ તો એ ભાગો કાળમાં પડે છે, અને ચોક્કસ ભાષા વાપરીએ તો, તે બે ભાગો પડતા જ નથી. કારણ કે, વીસ કલાકવાળો હિસ્સો પણ ચાર કલાકના સમયવાળા હિસ્સા સાથે સળંગ જોડાયેલો જ છે; તેથી એક હિસ્સા દરમ્યાન દાખવેલા સદ્‌ગુણો કે દુર્ગુણો બીજા હિસ્સાના સદ્‌ગુણો કે દુર્ગુણો ઉપર અસર કરે જ છે. ચાર કલાક કામકાજ કરી, બાકીના વીસ કલાક મોજમાં આવે તેમ ગાળનારો સમાજ કેવી વસ્તુ બની રહે, એ વિચારવાનું તો હું તે લોકો ઉપર જ છોડું છું કે જેઓનું મન એ વસ્તુ વિચારી શકે તેમ છે. હું પોતે તો તે વસ્તુ વિચારી શકતો નથી.

કાળ-ભાવનાથી જ વિચાર કરવાની આવશ્યકતાનું જો કોઈ સ્થાન હોય, તો તે આ જ છે. એવો દિવસ કદાપિ આવે કે જ્યારે માલની જથાબંધ ઉત્પત્તિ તથા યાંત્રિક મજૂરી માટેના કલાકો એટલા બધા ઓછા થઈ જાય, કે જેથી બધી કક્ષાના મજૂરોના ફુરસદના કલાકો વધી જાય, તો એની અસર અચૂક એ થશે કે, સમાજવ્યવસ્થાનું મુખ્ય કામ અત્યારે છે તેના કરતાં બદલાઈને જુદી જ જાતનું બની જશે. અર્થાત્, ત્યારે નાગરિકોને મળતી પુષ્કળ ફુરસદની વ્યવસ્થા કરવાનું જ કામ મુખ્ય બની જશે. અત્યારે પણ બધા વર્ગોને મળતો ફુરસદનો સમય વધીને એટલી હદે પહોંચ્યો છે કે, તે સમયનું શું કરવું અને તે કલાકો કેવી રીતે ગાળવા જોઈએ, એ પ્રશ્ન રાજપુરુષો અને કેળવણીકારોને માટે ભારે અગત્યનો બની ગયો છે.

વખત જાય છે તેમ તેમ નાગરિકોનો સમુદાય તેમની ફુરસદનો સમય જે રીતે ગાળે છે, તે સમય દરમ્યાન જે મોજમજાઓ તેમને આકર્ષે છે, કે તે સમય દરમ્યાન તેઓ જે જાતની રમતગમતો માગે છે, અથવા જે કીમતી પદાર્થો ભોગવી નાખે છે, તેના વડે જ આખી સંસ્કૃતિનું સ્વરૂપ વધુ ને વધુ નિયત થતું જાય છે. કેટલાય વેપારોની ચડતી કે પડતી, જે કામકાજ કરવામાં આવે છે તે કામકાજની જાત, જે આર્થિક કે બીજી પરિસ્થિતિ હેઠળ તે બધું કામકાજ કરવામાં આવે છે તે પરિસ્થિતિ, તથા તે કામકાજની કેળવણીની દૃષ્ટિએ સારી નરસી કિંમત, વગેરે બધી વસ્તુઓ પણ તેના વડે જ વધુ ને વધુ નિયત થતી જાય છે. આજે તો મોટા ભાગના ઉદ્યોગો જ ફુરસદના સમયની માગણીઓ

પૂરી કરવાને જોઈતી વસ્તુઓ ઉત્પન્ન કરવાને કામે લાગી ગયા છે. અને વરસે વરસે તેમાં વધારો જ થતો જાય છે. ફુરસદના સમયનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ, તે બાબતમાં બિનકેળવાયેલા લોકોને, તેમના કામકાજની વેઠ ઊતરી કે તરત તેમની વૃત્તિઓ અને વાસનાઓને વશ મૂકી દેવા, એ તો તેઓ જે કાંઈ કામકાજ કરતા હોય, તેની કિંમત ઉપર પણ તેની ભારે નુકસાનકારક અસર નોતરવા બરોબર છે.

## ૧૦

# ફુરસદનો ઉપયોગ

આપણી આજુબાજુ જે કાંઈ સામાજિક પતન દેખાય છે, તેનો ઘણો ભાગ ફુરસદનો યોગ્ય ઉપયોગ કરતાં ન આવડવાનું સીધું કે આડકતરું પરિણામ છે. નિરંકુશ ફુરસદવાળા તથા ખીસામાં પૈસાવાળા લાખો લોકોને તે પૈસાનું કે ફુરસદનું શું કરવું તે વિષે કશો વિચારયુક્ત ખ્યાલ ન હોવાને લીધે, ચાલાક લોકો પોતાનો વેપાર વધારવાના સાધનરૂપે લોકોમાં નવી નવી વસ્તુઓની ઇચ્છા ઊભી કરવાની કળા ખીલવે છે; અને તેમાંથી શારીરિક, બૌદ્ધિક ને નૈતિક અનિષ્ટોની મોટી ફોજ ઊભી થાય છે. કાંઇક નવા સર્જન માટે અવકાશ આપવાના અર્થમાં ફુરસદના કલાકો જરૂર 'નિરંકુશ' હોવા જોઈએ; અને એ અર્થમાં તો કામકાજના કલાકો પણ 'નિરંકુશ' હોવા જોઈએ. પરંતુ 'નિરંકુશ'નો અર્થ જો એ થતો હોય કે, તે સમય દરમ્યાન કોઈ પણ કાયદાનો અમલ જ રહેવાનો ન હોય, કે બુદ્ધિના અંકુશો પણ રદ થવાના હોય, તેમ જ ડહાપણ અને ગાંડપણ વચ્ચેનો ભેદ ભૂંસાઈ જવાનો હોય, તો તો એ જાતની 'નિરંકુશ' ફુરસદથી ભૂતકાળમાં કેટલીય સંસ્કૃતિઓ નાશ પામી છે, અને આપણી સંસ્કૃતિ પણ અંતે એ જ કારણથી નાશ પામશે, એમ જ કહેવું જોઈએ. ફુરસદનો ઉપયોગ કરતાં આવડવાની કેળવણી, આજના જમાનાની સૌથી પ્રધાન આવશ્યકતા છે.

તેથી, બાઇબલમાંના ‘ઉત્પત્તિ-પ્રકરણ’ પ્રત્યે, મિ. રસેલની બુદ્ધિમત્તા પ્રત્યે, અને ‘લેબર-લીડર’માં લખનારા તેમના મળતિયાના શુભેચ્છક ઝનૂન પ્રત્યે યથોચિત સન્માન-વૃત્તિ રાખવા છતાં, હું ભારપૂર્વક કહેવા માગું છું કે, મજૂરી વિષેનો જે કોઈ સિદ્ધાંત મજૂરી અને ફુરસદને એકબીજાની સામે — એકબીજાના વિરોધી તરીકે રજૂ કરે છે, તથા એકને આશીર્વાદ આપીને બીજા ઉપર શાપ વરસાવે છે, તે મૂળે જ ખોટો છે. મજૂરી એ શાપિત કામ છે, અને ફુરસદ એ સ્વર્ગીય બે-કામ છે, એ સિદ્ધાંતની સામે હું એ સિદ્ધાંત રજૂ કરવા માગું છું કે, બંનેની અંદર કામ રહેલું છે, તથા એ રીતે તે બંને તત્ત્વતઃ એક છે, એટલે તેમની દોરવણી અને નિયંત્રણ એકે જ આદર્શથી થવાં જોઈએ. આ આદર્શ તે કૌશલ દાખવી ઉત્તમ કામ કરવાનો, કે જે વસ્તુને એરિસ્ટોટલે કેટલાંય સૈકાં પહેલાં માણસના સાચા કર્તવ્ય તરીકે ગણાવી હતી. ડાહ્યો માણસ મજૂરીને બદલે ફુરસદને પસંદ કરવાનું એક જ કારણ આપી શકે કે, ફુરસદના સમયમાં તેને ઉત્તમ રીતે કામ કરવાની, અર્થાત્ વધારે સારું કામ કરવાની તક વધુ મળે છે. પરંતુ કળાકારોની બાબતમાં તથા સામાન્ય રીતે સાચાં મૂલ્યોનું સર્જન કરનારાઓની બાબતમાં બને છે તેમ, કામકાજના સમયમાં જ તેમને વધારે કુશળતા દાખવવી પડતી હોય, તો તેવા માણસોને ફુરસદના સમય કરતાં કામકાજના સમયમાં જ સૌથી વધુ આનંદ મળે.

મજૂરી એ એક શાપ છે કે વરદાન છે, એ વસ્તુ તો તમે કઈ જાતની મજૂરી કરો છો, તથા તે કરવામાં કયા હેતુઓ અને ભાવનાઓ સેવો છો, તેના ઉપર આધાર રાખે

છે. પરંતુ ધ્યાનમાં લો કે, એ જ નિયમ ફુરસદને પણ લાગુ પડે છે. જડ-મજૂરી, અર્થાત્ અંગત કુશળતા દાખવવી ન પડે તેવી મજૂરી, ખરેખર શાપરૂપ છે. તેના બદલામાં ગમે તેટલું મહેનતાણું મળતું હોય, તોપણ તે મજૂરી કરનારનાં શરીર અને મન તેનાથી તવાઈ જ જાય છે. પરંતુ જડ, અર્થાત્ કુશળતાના ઉપયોગ વિનાની ફુરસદ પણ તેવી જ હોય છે. જડ મજૂરી અને જડ ફુરસદ એ બંને અનિષ્ટો આજે ચારેબાજુ ફેલાયેલાં છે. તેમાંથી બીજાને—જડ ફુરસદને—હું પહેલા કરતાં વધુ વ્યાપક તથા વધુ પાવરધું ગણું છું. એટલું જ નહીં, પણ તેને તો હું તે બેમાંથી મૂળભૂત અનિષ્ટ પણ ગણવા તૈયાર છું. કારણ કે, ઔદ્યોગિક જગતમાં ચાલતા જથાબંધ ઉત્પત્તિવાળા ધંધાઓમાં, ફુરસદના વખતની માણસોની મૂઢતા સંતોષવા માટે, અર્થાત્ ફુરસદવાળા મૂર્ખોને—ભલે પછી તે ગરીબ હોય કે તવંગર—પોતાના જાતિભાઈઓને ત્રાસરૂપ બનવા માટે તથા પોતાની જાતને જોખમરૂપ બનવા માટેની સામગ્રી પૂરી પાડતા ધંધાઓ માણસને માટે સૌથી વધુ અધઃપાતક છે. કઠારા અંદર ઊભી રહો, દારૂના પ્યાલા ભરી આપી આપીને લોથ થઈ ગયેલી, હોટલવાળાની નોકરડીની મજૂરી, અને તે કઠારા બહાર તેણે આપેલા દારૂને ચૂસતા ઘરાકની નવરાશ, એ બંનેનો એકબીજા સાથે કાર્યકારણભાવનો સંબંધ છે. એ બંને ક્રિયાઓની ઉપયોગિતા કે નિરુપયોગિતા વચ્ચે મને કશો તફાવત દેખાતો નથી. ઔદ્યોગિક સમાજતંત્રમાં જડ મજૂરી અને જડ ફુરસદ એકબીજાને કેવાં ઊભાં કરે છે તથા વધારે છે, તેના ઉદાહરણ તરીકે એ ચિત્ર હું રજૂ કરું છું. ફુરસદના વખતમાં લોકો જે

રમતો રમે છે તેમાં, સામાજિક દૃષ્ટિએ વિચાર કરતાં, 'મૂર્ખ બનવા' જેવી ખરચાળ એકે રમત નથી; કારણ કે, ફુરસદવાળે છેડે મૂર્ખ હોવો, એનો અર્થ જ એ છે કે મજૂરીવાળે છેડે ગુલામ હોવો.

જડ મજૂરીની સાથે સાથે જ જોડકી બહેનરૂપે ઉત્પન્ન થતી જડ ફુરસદનો એકબીજા સાથે શો સંબંધ છે, તથા ફુરસદના વખતમાં દાખવવામાં આવતી મૂર્ખતાનો મજૂરી દરમ્યાન કરવા પડતા ગધ્ધાવૈતરા સાથે શો સંબંધ છે, તેનો તલસ્પર્શી અભ્યાસ થવાની ખાસ જરૂર છે. કદાચ એ આપણા સામાજિક ઇતિહાસનું કાળામાં કાળું પ્રકરણ બને. કારણ કે, અર્વાચીન મનુષ્ય પોતાની મોજમજાની બાબતમાં જેવો દુર્ભાગી છે, તેવો બીજી કોઈ બાબતમાં નથી. પરંતુ તે પ્રકરણ જેટલું 'કાળુ" હશે તેટલું જ બોધપ્રદ પણ હશે, કારણ કે મજૂરીના 'કોયડા'ની ઘણી વિશિષ્ટતાઓ સમજવામાં તે આપણને મદદગાર નીવડશે. તેના વિના તે બધી સમજાવી અશક્ય છે અને તે 'કોયડા'નો 'ઉકેલ' લાવવાની જે કૂંચી આપણે લાંબા વખતથી શોધી રહ્યા છીએ, તે પણ આપણને તેમાંથી જ જડશે. અલબત્ત, આ ગ્રંથમાં એટલા મોટા વિષયની આંશિક તપાસ પણ હાથ ધરવી શક્ય નથી; પરંતુ, આજકાલ ફુરસદના વખતનો એક ધંધો બધા વર્ગોમાં એટલો બધો માનીતો થઈ પડ્યો છે, તથા અર્વાચીન સમાજની ખાસિયતરૂપ બની ગયો છે કે, તેનો ઉલ્લેખ અહીં કરતો જાઉં.

એ ધંધો — જો તેને ધંધો કહી શકાય તો — 'દૃશ્યો દેખતા ફરવાનો' છે. આપણો જમાનો ખાસ કરીને 'દૃશ્ય-દેખુ' જમાનો છે. અર્થાત્ તેને વસ્તુઓ દેખ્યા કરવાનો, કે

વસ્તુઓ કેવી દેખાય છે, તે જોતા ફરવાનો બહુ શોખ છે. જેના ખિસ્સામાં પૈસા હોય, તે તરત ચાલતી પકડે છે, અને પોતાનાં ખિસ્સાં કે પોતાની ફુરસદ પહોંચે તેટલે દૂર સુધી રેલવે, મોટર, કે વિમાન દ્વારા સતત મુસાફરી કર્યા કરે છે. ફુરસદના કે રજાના દિવસોમાં આપણો આ દશ્ય-દેખુ વ્યાસંગ, આપણી કામ કરવાની ટેવો ઉપર વ્યાપેલી સ્થળ-ભાવનાથી વિચાર કરવાની રીતને અનુરૂપ પૂર્તિરૂપ જ છે. આપણી રમતગમતની ટેવો ઉપર પણ તેનું જ પ્રાધાન્ય છે; કારણ કે રમતગમતને મેદાને જનારાઓનો મોટો ભાગ 'જોવા જનારા-ઓનો' હોય છે; રમવા જનારાઓનો ભાગ તો બહુ નાનો જ હોય છે.

પહેલાંના જમાનાઓમાં પણ દશ્ય-દેખુના આ વ્યાસંગનો અભાવ તો નહોતો જ; પરંતુ તે ઘણો જ નજીવો હતો. અત્યારની મુસાફરીની સગવડોએ તે વ્યાસંગને અતિશય ઉત્તેજન આપ્યું છે. સિનેમા જોવા જતા બાળકથી માંડીને ફૂટબોલની હરીફાઈ જોવા જતું ટોળું, ઇટાલીના કલાસંગ્રહમાં આવતાં અમેરિકાવાસીઓનાં ધાડાં, ઘોડ-દોડ ઉપર ભેગાં થતાં ટોળાં, સૂર્યનું ગ્રહણ પૂરેપૂરું દેખી શકાય તેવા સ્થળે જવા નીકળતા લાખો લોકો, અને આખા વિશ્વનું 'દર્શન' શોધવા મથતા ફિલસૂફ સુધીના આપણે બધા જ પહેલાંના જમાનામાં કદી ન હોય તેવા 'દશ્ય-દેખુ' રખડુઓની જાત બની ગયા છીએ. પહેલાંના જમાનામાં મુસાફર જુદા જ હેતુઓથી પોતાની વિકટ મુસાફરીએ નીકળતો: તે કાં તો કોઈ હુન્નર શીખવા કે તેના વડે કમાણી કરવા નીકળતો, યા કોઈ ધર્મગુરુનો ઉપદેશ સાંભળવા કે તેવો ઉપદેશ આપવા માટે નીકળતો;

અથવા કોઈ તીર્થસ્થળની યાત્રાએ નીકળતો. આમ, તે જ્યાં જ્યાં જતો, ત્યાં પહોંચીને અર્થપૂર્ણ એવું કાંઈક 'કરતો.' મુસાફરી દરમ્યાન પણ તે જ્ઞાન ભેગું કરતો કે પોતાની પાછળ મૂકતો જતો; અને જ્યારે મૂળ ઠેકાણે પાછો આવતો, ત્યારે પહેલાં કરતાં વધારે ડાહ્યો બનીને આવતો. આ જાતના મુસાફરોએ જ હુન્નરકળાનો પ્રચાર કર્યો છે, જ્ઞાનનો ફેલાવો કર્યો છે, તથા આખા જગતને સુધારનારા ધર્મો ઉપદેશ્યા છે. આજે તો એવા એક જણની જગાએ દશ હજાર જણા મુસાફરીએ નીકળે છે, અને ટિકિટનું તથા હોટલનું બિલ ચૂકવી દીધું અને 'જોવાનું' જોઈ લીધું, એટલે તેમનું કામ પૂરું થાય છે. તેમની મુસાફરી, તેમનો ઉતારો, અને તેમના ખાનપાન પાછળ મોટા પ્રમાણમાં એંજિનનું બળતણ, રસ્તાનો આવરદા, અને માણસોની મજૂરી ખરચાઈ જાય છે; પરંતુ બદલામાં, જે સ્થળોએ તેઓ જાય છે, ત્યાંના જીવનમાં તેઓ થોડું ચલણી નાણું અને ખાલી અજાયબી સિવાય બીજા કશાનો ઉમેરો નથી કરતા; તથા જાતે પણ દૃશ્યો જોવાં, ખાણું ખાવું, હવાફેર કરવો, અને હરફર કરવી — એ સિવાય બીજું કશું નથી લાભતા.

સ્થળ-ભાવનાથી જ વિચાર કરનારા, આંખની જ ઉપાસના કરતા, તથા રખડુ બની ગયેલા આજના જમાનામાં ફુરસદનો જે અર્થ થાય છે, તેનો આ, હજારોમાંથી એક પણ અતિ સૂચક નમૂનો છે. "ફુરસદ એટલે વસ્તુઓ જોયા કરવા વડે થોડા ઘણા આનંદમાં વખત પૂરો કરવો," એ અર્થ આજે, "કાંઈક વસ્તુઓ રચવા દ્વારા કે કરવા દ્વારા વખતને સચેતન કરવો," એ જાતના ફુરસદના બીજા અર્થને દબાવી રહ્યો છે. હું તો

તેમાંના બીજા અર્થને જ વધારે આનંદપ્રદ અને અનુસરવા યોગ્ય કહીને રજૂ કરવાનો છું.

થોડા વખત ઉપર આપણને ચેતવણી મળી હતી, પણ આપણામાંના ઘણા તેને ભૂલી ગયા છીએ કે—

"સાવધાન! રખે તમારો ફુરસદનો સમય તમારા પાડોશીને ત્રાસરૂપ અને તમને પોતાને કંટાળારૂપ થઈ પડે. તમારી પાસે સંપત હોય તેટલે દૂર સુધી ભલે તમે મુસાફરીએ જાઓ, પરંતુ તમારી મુસાફરીનો ઉદ્દેશ દુનિયા કે માણસોને 'જોવાનો' જ ન હોવો જોઈએ. કારણ કે, નરી જોવાની ચીજ તરીકે આ દુનિયા જરાય જોવા લાયક નથી; તેમ જ માણસોને પણ આંખે જ જોવાના હોય, તો તે ભારે અરસિક પદાર્થો છે. તમે તો વસ્તુઓ 'તરફ' નહિ, પણ વસ્તુઓની 'અંદર' જોવા માટે મુસાફરી કરજો. કોઈ પણ દૃશ્ય જ્યાં સુધી માત્ર દૃશ્ય જ રહે છે, ત્યાં સુધી તે કશો જ આનંદ આપી શકતું નથી. અને સ્થળફેર જ્યાં સુધી માત્ર દૃશ્યફેર જ રહે છે, ત્યાં સુધી તેની કશી કિંમત પણ નથી. તમે જ્યારે કોઈ જગાએ જવા માટે મુસાફરીની યોજના ઘડવા બેસો, ત્યારે તમારી જાતને સૌથી પ્રથમ એમ પૂછજો કે, હું ત્યાં જઈને શું 'કરવાનો' છું? . . . જો તમે કોઈ પર્વતની મુસાફરીએ જવાના હો, તો તેના ઉપર ચડતાં શીખજો, અને તેના નિર્જન પ્રદેશમાં તમારો રસ્તો જાતે જ શોધી કાઢજો. જો તમે દરિયાની મુસાફરીએ જવાના હો, તો તેમાં તરવાનું શીખજો, અથવા તોફાને ચડેલા પાણી ઉપર તમારી હોડી હંકારતાં શીખજો. એક નાના પર્વત ઉપર ચડવાથી તમે પર્વતો વિષે જેટલું જાણશો, તેટલું મોટા મોટા દશ હજાર

પર્વત જોવાથી તમે નથી જાણી શકવાના; તેમ જ દરિયામાં વીસ હાથ તરવાથી તમે તેને વિષે જેટલું જાણશો, તેટલું મહાસાગરમાં સફર કરનારી મોટી આગબોટની પ્રથમ વર્ગની કૅબીનમાં બેસીને આખી દુનિયાનું ચક્કર મારશો તેનાથી નથી જાણવાના. કોઈ પણ વિદેશમાં તમે ઓછામાં ઓછા છ જણને તમારા અંગત મિત્રો કહી ન શકો, ત્યાં સુધી તમે તે દેશને જાણો છો, એવો દાવો ન કરતા. જ્યાં તમને કાંઈક રસિક કામકાજ કરવાનું અને માણસો સાથે અંગત સંબંધ પ્રાપ્ત કરવાનું મળે, તે સ્થળોની જ મુસાફરી તમે વધુ પસંદ કરજો. જે સ્થળોએ જઈને તમારે કંઈ કરવાનું ન હોય, તે સ્થળોનું 'દૃશ્ય' ગમે તેવું હોય, તોપણ ત્યાં જવાનું પસંદ ન કરશો. . . . અલબત્ત, આરામ તો તમારે ખૂબ જ લેવો જોઈએ. પરંતુ થાક્યા બાદ જો તમે તમારે પોતાને ઘેર જ શાંતિથી આરામ ન લઈ શકો, કે માંદા પડ્યા બાદ બીજાં સ્થળો કરતાં તે ઠેકાણે જ જલદી સાજા ન થઈ શકો, તો તમારા ઘરમાં કંઈક વાંકું છે એમ જ કહેવું જોઈએ . . . જ્યારે મારો દાક્તર મને કહે છે કે, 'તમારે આરામ લેવાની જરૂર છે, માટે બહારગામ ચાલ્યા જાઓ,' ત્યારે તે માત્ર મારા 'ઘર'ને જ સજા ફરમાવતો નથી, પરંતુ તે ઘરને ઉત્પન્ન કરનાર આખી સંસ્કૃતિને જ સજા ફરમાવે છે. અને તે વખતે ચાલીઓમાં રહેતા લોકો માટે મારું હૃદય ફરી નિસાસા નાખવા લાગે છે."

મારા એક જુવાન તથા મહત્ત્વાકાંક્ષી મિત્રે મારા ઉપર થોડા સમય ઉપર એક લાંબો પત્ર લખ્યો હતો. તેની વિચાર-સરણી ઘડવામાં મારો પણ કાંઈક ફાળો છે, એવો હું દાવો કરી શકું છું. તેની કલ્પના જરા વિચિત્ર લાગે તેવી છે;

પરંતુ તેનો ભાવ ઉપર ટાંકેલા ઉતારાને મળતો જ હોઈ, તેમાંથી હું કેટલોક ભાગ નીચે ઉતારું છું :

"જ્યારે હું પાર્લામેન્ટની બેઠક માટે ઉમેદવાર થઈશ, ત્યારે હું 'ફુરસદ પક્ષ'ના સભ્ય તરીકે ઊભો થઈશ. અત્યારના મજૂર પક્ષના વિરોધી પક્ષ તરીકે તે પક્ષ નવો જ સ્થાપવાનો મારો ઇરાદો છે. પરંતુ તેનો હેતુ, અંતે મજૂર પક્ષને તેમ જ તેના આજના પ્રતિપક્ષી મૂડીદાર પક્ષને પોતામાં સમાવી લેવાનો છે. મૂડીદાર પક્ષ મજૂરીનું રહસ્ય સમજતો નથી, અને મજૂર પક્ષ ફુરસદનું રહસ્ય સમજતો નથી. ખરી રીતે તો તેઓ બંને વિરોધી હોવાને બદલે મિત્રો જ છે. જોકે તેઓ તે વાત નથી જાણતા. મારા પક્ષના વિરોધીઓને હું જણાવીશ કે, મજૂરીને શાપિત ગણી કાઢીને તથા તેના પ્રત્યેનો તમારો અણગમો જાહેર કરીને, તમે સીધા શબ્દોમાં તેમ જ આડકતરી રીતે ફુરસદને આશિષ આપી છે અને તેને માટેનો તમારો પ્રેમ જાહેર કર્યો છે. એટલું થશે પછી હું તેમને કહીશ કે, તમે જે વસ્તુને ચાહો છો તથા જેને વધુ પ્રમાણમાં મેળવવાની ઇચ્છા રાખ્યા કરો છો, એ વસ્તુ (અર્થાત્ ફુરસદ) ઉપરથી જ તમે તમારા પક્ષનું નામ પાડો; અને જે વસ્તુને તમે ધિક્કારો છો અને જે વસ્તુ ઓછી થતી જાય એમ તમે ઇચ્છો છો, તે વસ્તુ (અર્થાત્ મજૂરી) ઉપરથી તમારા પક્ષનું નામ પાડવાનું છોડી દો. મને લાગે છે કે, અહીં સુધીનો મારો કાર્યક્રમ તો સીધો ચાલશે. અને મૂડીદારો તો બધા જ મારું કહેવું મંજૂર રાખશે. અને મજૂરપક્ષવાળાઓ પણ મારો મુખ્ય મુદ્દો તો સ્વીકારશે; પરંતુ હું તેમની સાથે કંઈક દાવપેચ રમું છું એવા વહેમથી, તેઓ કદાચ મારી સાથે ભળવા તત્પર નહિ થાય.

"પરંતુ ત્યાર પછીનું મારું પગલું બંને પક્ષવાળાઓને ચમકાવનારું થઈ પડશે, કારણ કે તે દ્વારા, હું શાની પાછળ મંડયો છું, તે પ્રગટ થઈ જશે. મારે તેમને સમજાવવું પડશે કે, મારો ફુરસદ-પક્ષ એવા લોકો માટે નથી જ, કે જેઓને કાંઈ કામ કરવા મરજી નથી અથવા સરકારી દાન ઉપર જીવવું છે; પરંતુ તે તો એવા લોકો માટે છે કે જેઓને કામ કરવું પસંદ છે, તથા અત્યાર સુધી પોતે જે જાતનું કામ કરતા આવ્યા છે, તેના કરતાં કાંઈક વધારે સારી જાતનું કામ કરવાની ઇચ્છા છે. અર્થાત્ મારો પક્ષ તો સમગ્ર માનવ જાતિ માટે છે, અને ખાસ કરીને પોતાને જે ઇંગ્લંડનો 'કામદાર વર્ગ' કહેવરાવે છે તે ભાગને માટે છે. હું કહીશ કે, મુખ્યત્વે સંચા ઉપર કામ કરનારા આ કામદારોની સાચી માગણી આજનો 'મજૂરપક્ષ' સમજ્યો જ નથી. તેમની માગણી એ નથી કે, 'અમને વધારે પગાર આપો, અને મૂરખ બનવા માટે વધારે ફુરસદ આપો.' તેમની માગણી તો એ છે કે, 'ખુદાને ખાતર અમને કંઈક સારું કામ કરવાનું આપો.' એ માગણી જમાનાઓથી આખી માણસજાત કર્યા કરે છે; એ જ માગણી સારીય ઔદ્યોગિક સંસ્કૃતિની છે. કારખાનાનો મજૂર શું, ગુંડો શું, ગુનેગાર શું, વેશ્યા શું, કે ધની મૂર્ખ શું — બધા જ સાચી રીતે એ વસ્તુ જ માગતા હોય છે — 'અમને કંઈક સારું કામ કરવાનું આપો!'

"એટલાથી મજૂરપક્ષવાળાઓના મનમાંથી દાવપેચનો ભય તો દૂર થઈ ગયો હશે! પછી હું 'ગંભીરતાથી અને પૂરેપૂરી સાનસમજ સાથે' તેમને બતાવવાનો પ્રયત્ન કરીશ કે, યાંત્રિક મજૂરીના કલાકો ઓછા કરવાથી વધતી જતી લોકોની

ફુરસદ (તે વધારવાનો મારો પક્ષ ઉત્તેજારીપૂર્વક પ્રયત્ન કરશે) એ તો લોકોની કુશળતા વિકસાવવા માટેની તકરૂપ છે : ડાહ્યા રાજકીય નેતાઓ અને કેળવણીકારો તેની લાંબા કાળથી રાહ જોતા હતા. ખીલવ્યા વિનાની પડતર પડી રહેલી રાષ્ટ્રીય સાધન-સંપત્તિઓમાં તે સૌથી મોટી છે. હું તો એમ પણ કહું કે, એ તો અત્યાર સુધી ખોવાઈ ગયેલો માનવજાતિના 'સુખનો' માર્ગ છે. આપણી સંસ્કૃતિએ તેને શોધી કાઢ્યે જ છૂટકો; નહીં તો તેનો નાશ જ નિર્માયો છે. એ જ વસ્તુ, 'અંગત રીતે આનંદપૂર્ણ, અને સામાજિક દૃષ્ટિએ ઉપયોગી' જીવન જીવવાનું એકમાત્ર ચોકસ સાધન છે. એ જ વસ્તુ 'યંત્રોદ્યોગી મનુષ્ય'ની મુક્તિ છે, અને ઉમદા કાર્યોના યુગનું પ્રભાત છે.

"એક વાર સ્થિતિચુસ્ત મૂડીપક્ષ અને મજૂરપક્ષ આ સિદ્ધાંતો દૃઢપણે સ્વીકારીને મજૂરી ઉપર શાપ વરસાવવાનું છોડી દેશે, અને એ રીતે મારો 'ફુરસદપક્ષ' બરાબર સ્થપાઈ જશે, એટલે મારું પછીનું પગલું 'એક બિલ' રજૂ કરવાનું હશે. તે બિલનું નામ 'લોકો પોતાની ફુરસદના સમયનો ડાહ્યો ઉપયોગ કરે તે માટે તેમને કેળવણી આપવા બાબતનું બિલ' હશે. અને ભવિષ્યની પ્રજા તેને, 'અંગ્રેજોની મુક્તિના બીજા દસ્તાવેજ'* તરીકે ઓળખશે, એમ હું માનું છું. કારણ કે, તેનો ઉદ્દેશ દેશના ગરીબ તેમ જ તવંગર એમ આખાય સમુદાયને મોજશોખની ચીજોના વેપારીઓના અસહ્ય શોષણ-માંથી બચાવવાનો હશે; તેથી કરીને તે બિલ પસાર થયા બાદ, પોતાની ભૂલ અને નબળાઈના કારણ સિવાય કોઈ માણસને

* પહેલો દસ્તાવેજ તે રાજકીય મુક્તિના કરારરૂપ 'મૅગ્નાચાર્ટા'. જુઓ આગળ પા. ૭૬ ઉપર નોંધ.

લોભાવીને તેના પૈસા તેને ન જોઈતી ચીજ પાછળ ખરચાવી નાખવામાં નહિ આવે; તથા તેની ફુરસદનો સમય તેને પોતાને મરવાનું મન થાય તેટલી કંટાળાભરેલી રીતે, અને તેનો પડોશી ત્રાસીને ' જમને ઘેર જવાનું ' પસંદ કરતો થઈ જાય તે રીતે ગાળવાને તેને કોઈ લોભાવી નહિ શકે. એ માટે મારા 'બિલ'માં એવી જોગવાઈ હશે કે, જ્યાં સુધી કોઈ છોકરો કે છોકરી પોતે મેળવેલું પુસ્તકિયા જ્ઞાન કોઈ પણ બાબતની પ્રત્યક્ષ કુશળતા પ્રાપ્ત કરીને પરિપૂર્ણ નહિ કરે, ત્યાં સુધી તેને ભણતરમાંથી મુક્તિ નહિ મળે. તેની ' શાળાની પરીક્ષા ' એટલું તપાસવા પૂરતી હશે કે, તેણે જે જ્ઞાન મેળવ્યું છે, તેના વડે માનવ દૃષ્ટિએ ઉપયોગી એવું કાંઈ તે કરી શકે તેમ છે કે નહિ. અર્થાત્ તેણે કોઈ પણ એવી બાબતની કુશળતા પ્રાપ્ત કરી છે કે નહીં, કે જે તેને પોતાને આનંદદાયક અને માનવજાતને ઉપયોગી થઈ પડે તેવી હોય;—ભલે પછી તે કુશળતા પોતાની માતૃભાષાને સમજી શકાય તેવી સ્પષ્ટતાથી અને શુદ્ધ ઉચ્ચારણ સાથે બોલી બતાવવા પૂરતી જ હોય. રાજ્યની તિજોરીમાંથી પૈસાની મદદ મેળવતી, કે રાજ્ય તરફથી માન્ય થયાનો પટો મેળવનારી તમામ શાળાઓ, કૉલેજો કે યુનિવર્સિટીઓએ 'કુશળતાનાં વિદ્યાલયો' બનવું પડશે. જે કોઈ તે બાબતમાં પાછું પડશે, તેને મળતી મદદ બંધ કરવામાં આવશે, તથા તેનો પટો પાછો ખેંચી લેવામાં આવશે.

“ આ તો છોકરાંઓ અને જુવાનિયાઓ પૂરતું થયું. પરંતુ કોઈ પણ કુશળતાના ઉપયોગ વિનાની જડ મજૂરી કરતા કમભાગી જન-સમુદાય માટેય મારા બિલમાં પ્રૌઢ-શિક્ષણની યોગ્ય પદ્ધતિઓની જોગવાઈ હશે. તે દ્વારા પ્રૌઢોને

રાજકારણ અને અર્થશાસ્ત્રના ઉપરચોટિયા જ્ઞાનથી ભાષણ કરતાં અને વ્યાખ્યાન આપતાં જ શીખવવામાં નહિ આવતું હોય (જોકે તે વિષયો પણ પૂરતી માત્રામાં શીખવવાના તો હશે જ); પરંતુ જે કારીગરપણું અને તેના આનંદો તે ખોઈ બેઠા છે, તે તેમને, શરીર અને મનને લગતી વિવિધ કળાઓ અને હુન્નરો શીખવીને, પાછાં મેળવી આપવામાં આવશે. તેથી કરીને જ્યારે બેકારીનો વખત આવે ત્યારે પણ દરેક જણ પોતાના કુટુંબની મદદથી પોતાનું ધાન પકવી શકે, કે પોતાનાં કપડાં વણી શકે, કે પોતાનો સરસામાન બનાવી શકે, અને એ રીતે એ કંટાળાભરેલા દિવસોનો કોઈ કલાક પસાર કરવો તેને માટે મુશ્કેલ નહિ રહે."

ત્યાર બાદ, શેખચલ્લીના તરંગો દોડાવતી જુવાનીના જોસમાં, મારો યુવાન મિત્ર પોતાનાં પછીનાં રાજકીય પરાક્રમોની વાત કહેતો જાય છે, જેમાંનું કેટલુંક ગગનવિહાર જેવું જ છે. પરંતુ તેના વિચિત્ર ફુરસદ-પક્ષ વિષે તે ઉત્કટ બનેલો લાગે છે; અને રચનાત્મક નાગરિકધર્મનો સાચો આત્મા તેણે લહ્યો લાગે છે. એક ખાસ અગત્યનો સિદ્ધાંત તેણે પકડી પાડ્યો છે, એમાં શંકા નથી. તે સ્પષ્ટ જોઈ શક્યો છે કે, ઔદ્યોગિક સંસ્કૃતિના મજૂરી-વિભાગમાં કંઈ પણ સુધારણા દાખલ કરવી હોય, તો સાથે સાથે ફુરસદ-વિભાગમાં પણ સુધારણા કરવી જોઈએ. કારણ કે, તે બાબતમાં જ્યાં સુધી 'વધારે સારી સ્થિતિ' પ્રવર્તાવવામાં ન આવે, ત્યાં સુધી પહેલી બાબતમાં પણ તેમ કરવું અશક્ય છે; અને એકમાં પ્રવર્તતી ગુલામી બીજામાં પ્રવર્તતી મૂર્ખતામાં પ્રતિબિંબિત થાય જ. મારા મિત્રમાં

વસ્તુના હાર્દ સુધી પહોંચવાનું જેમ ઊંડાણ છે, તેમ ભવિષ્યમાં દૂર સુધી નજર કરવાની અગમચેતી પણ છે. તેણે જોઈ લીધું છે કે, મજૂરીના કલાકો ઓછા કરવાથી તથા તેના મહેનતાણામાં વધારો કરવાથી ફુરસદના સમયમાં જે વધારો થશે, તેને લીધે એવી પરિસ્થિતિ ઊભી થશે કે સંસ્કૃતિનું ભાવી, લોકો મજૂરીના થોડા કલાકો દરમ્યાન જે કાંઈ કરશે તેના કરતાં ફુરસદના ઘણા કલાકો દરમ્યાન જે કાંઈ કરશે તેના ઉપર વધુ પ્રમાણમાં તોળાઈ રહેશે. લોકોને ફુરસદના વખત દરમ્યાન પણ કામ કરતા રહેવાનું સમજાવવાનો તેણે જે પ્રયત્ન કર્યો છે,—જોકે તે વખત દરમ્યાન તેમણે કુશળતા-પૂર્વક અને સર્જનાત્મક કામ કરવાનું છે — તે વસ્તુ દેખીતી તો કઠોર તપસ્યાના માર્ગ જેવી દેખાય છે; તથા રૂપો દેખતા ફરતા આજના જમાનાને ગળે ઊતરવી પણ મુશ્કેલ છે. પરંતુ જરા ઊંડે ઊતરીને તપાસવામાં આવશે, તો માલૂમ પડશે કે, તે તો માણવા યોગ્ય જીવન જીવવાનો, બીજાઓને મદદગાર નીવડવાનો, સમજપૂર્વક જીવવાનો અને સાચા માનવપ્રેમી બનવાનો માર્ગ ખુલ્લો કરી દે છે. પછીના એક વધારે પડતા ઉપદેશાત્મક તથા કોયડાની ભાષાવાળા લાંબા ફકરામાં તે કહે છે, 'રામ-રાજ્યમાં લોકો કામ પણ કરતા નથી કે રમતગમત પણ કરતા નથી; કારણ કે તેઓ તે बंने वस्तुओ एकसाथे करे છે.' એ વાક્ય ઉપરથી સૂચિત થાય છે કે, કળાનું સ્વરૂપ તથા ભવિષ્યની ઔદ્યોગિક સંસ્કૃતિમાં તેના સ્થાન વિષે તેના વિચારો બહુ ઊંડા છે.

તેણે મજૂરીના 'કોયડા' ઉપર ફુરસદને છેડેથી 'હલ્લો કરવાનો' તથા લોકોની કુશળતા ખીલવવા દ્વારા તેનો 'ઉકેલ'

લાવવાનો જે પ્રસ્તાવ રજૂ કર્યો છે, તે મને પણ મંજૂર છે, અને તેનાં કારણો પણ વાચકો હવે જાણે છે. જોકે, તેણે ‘ઉકેલ’ શબ્દનો જે ઉપયોગ કર્યો છે, તે તરફ હું સખત નાપસંદગી જાહેર કરું છું. નાગરિકોના બધા વર્ગોમાં ઉપયોગી હુન્નરોનો પ્રચાર કરવાથી યાંત્રિક મજૂરીની જરૂર ઓછી કરવાનો પણ ધીરે ધીરે કંઈક ઉપાય થઈ રહેશે; તથા અત્યારે દૃઢમૂળ થયેલી ‘જથાબંધ ઉત્પત્તિ’ ઉપરનો માર પણ કંઈક ઓછો થશે; જોકે એ વસ્તુને સદંતર નાબૂદ થયેલી ઇચ્છવાનું કંઈ કારણ દેખાતું નથી. અલબત્ત આ માર ધીરે ધીરે ઘણો ઓછો જ થતો થશે. દરમ્યાન કુશળતા અને કારીગરીથી ભરેલી એક એવી પેઢી ઊભી થતી જશે કે જેના જીવનનાં ધોરણો ઘણાં બદલાઈ ગયાં હશે. એક બાજુ, તે પેઢી વધારે સારી જાતની કારીગરી અને વસ્તુઓ માગતી થશે, અને એ રીતે વસ્તુઓની ‘જથાબંધ ઉત્પત્તિ’ની કુટેવને સુધારતી જશે— કારણ કે, એવો આર્થિક નિયમ છે કે, જે માણસ જાતે કુશળતા-પૂર્વક કામ કરે છે, તે બીજાઓ પણ તેને માટે કુશળતાથી કામ કરે એમ ઇચ્છે છે, જોકે આજકાલ એ નિયમ તરફ બહુ જ દુર્લક્ષ કરવામાં આવે છે;— અને બીજી બાજુથી તેને લીધે સમાજના બધા વર્ગોમાં કુશળતા દાખવવાની જરૂર પડે તેવા કામકાજ માટે મૂંગી પણ અટળ માગ ઊભી થતી જશે. કુશળતા પ્રાપ્ત કરવા દ્વારા મેળવેલા પ્રકાશથી એ પેઢી સ્પષ્ટ સમજી ગઈ હશે કે, માણસનું ‘અંતિમ ધ્યેય’ સિદ્ધ કરવાનો એ એક જ ચોક્કસ માર્ગ છે. આ બધાં બળો ઠીક ઠીક કામ કરતાં થઈ જાય, એટલે જથાબંધ યાંત્રિક ઉત્પત્તિનું અંતિમ ભાવી આપણે દૈવ ઉપર છોડી દઈએ તોપણ વાંધો નથી.

૧૧

# નીતિધર્મનો ઔદ્યોગિક અનુવાદ

અહીં સુધી આવેલો વાચક સમજી ગયો હશે કે, આ વ્યાખ્યાનોનો મારો એક મુખ્ય હેતુ, નાગરિકને એક ઔદ્યોગિક વ્યક્તિ ગણી, તેના હકો અને ફરજો તપાસવાનો છે. એમ કરવામાં હું તેની રાજકીય બાજુને બાતલ કરવા કે નિષેધવા માગતો નથી; પરંતુ સામાન્ય રીતે 'રાજકીય' અને 'ઔદ્યોગિક' દૃષ્ટિબિંદુને જે ક્રમમાં વિચારવામાં આવે છે, તે ક્રમ હું બદલવા માગું છું. અત્યાર સુધી આ વિષય ઉપર લખનારા ઘણા લેખકો નાગરિકતાની કલ્પનામાં રાજકીય બાજુને જ પ્રાધાન્ય આપતા આવ્યા છે; અને ઔદ્યોગિક બાજુ તો રાજકીય બાજુની આસપાસ ગમે ત્યાં ગોઠવાઈ જશે એમ માની લઈ તેને તેમણે પડતી જ મૂકી છે. તેથી જુદું હું એમ સૂચવવા માગું છું કે, નાગરિકના હકો અને ફરજોની મુખ્ય રૂપરેખા, તે એકસાથે સમાજનો સેવક–કામદાર તથા સેવ્ય છે, એ જાતની તેની હેસિયત પરથી નક્કી થાય છે. તેના રાજકીય હકો અને ફરજો, અલબત્ત, પોતાને ઉચિત સ્થાને ભારે અગત્યના છે, પરંતુ જ્યાં સુધી આપણે તેમને નાગરિકના ઔદ્યોગિક ધર્મોના વ્યાપક દૃષ્ટિબિંદુથી ન તપાસીએ, ત્યાં સુધી તેમનું સાચું સ્વરૂપ આપણને નહિ સમજાય. નાગરિક સૌથી પ્રથમ તો 'ઔદ્યોગિક વ્યક્તિ' છે; 'રાજકીય વ્યક્તિ' તો ત્યાર પછી છે.

આપણી સંસ્કૃતિના ભૌતિક તેમ જ આધ્યાત્મિક ભાવીનો આધાર પ્રધાન અંશે તેના ઉદ્યોગોની નીતિમત્તા અને અર્થ-શુદ્ધતા પર છે, અને ગૌણ અંશે (છતાં તે મહત્ત્વનો તો છે જ.) તેના રાજકારણના ગુણ ઉપર છે, એમ મને સ્પષ્ટ લાગે છે. ઉદ્યોગની બાબતમાં જો આપણી સંસ્કૃતિ અવળે માર્ગે ચડી જાય કે સાચી સિદ્ધિ મેળવવાનું ચૂકે, તો પછી રાજ-કારણમાં તેનું સીધું ચાલે એ બાબત કોઈ મોટા વિજયની નહિ બને. કારણ કે, નીરોગી ઉદ્યોગ-સ્થિતિ નીરોગી રાજકારણને જન્માવી શકે, પરંતુ, ઉલટ-પક્ષે જોતાં, દુરસ્ત કે નીરોગી રાજકારણ કદી દુરસ્ત કે નીરોગી ઉદ્યોગને જન્મ આપી શકે કે કેમ, તે બાબતમાં મને શંકા છે. અને હું કહું છું કે, અત્યારના સંજોગો જોતાં, નીરોગી ઉદ્યોગ જ્યાં સુધી રાજ-કારણને નીરોગી નહિ બનાવે, ત્યાં સુધી રાજકારણ નીરોગી બને તેવો સંભવ નથી.

વૈયક્તિક સ્ત્રી-પુરુષોની પેઠે આખી સંસ્કૃતિને પણ ચાલુ જીવતા રહેવા માટે પોતાના રોજના કામકાજ દ્વારા 'પોતાની આજીવિકા કમાવી' પડે છે. એ સિવાય બીજા કશાથી તેના જીવનનો નિર્વાહ થઈ શકે તેમ નથી. અને તમે કે હું જે કામ-ધંધા દ્વારા તમારી કે મારી આજીવિકા કમાઈએ છીએ તેની સાચી કિંમત વચ્ચે, અને એ કામ-ધંધા દ્વારા નિર્વાહિત કરેલા જીવનની સાચી કિંમત વચ્ચે જેમ ઉઘાડો તથા ખૂબ જ આંતરિક સંબંધ હોય છે, તેમ આખી ઔદ્યોગિક સંસ્કૃતિ પણ સરવાળે જે સુખ ભોગવે છે, તથા જે કાંઈ અનિષ્ટો સહન કરે છે, તેનું અંતિમ કારણ (મનુષ્યના હાથ બહારનાં કારણો બાદ કરતાં) તેના ઉદ્યોગના સારા યા-

નરસાપણા સાથે સંકળાયેલું હોય છે. વ્યક્તિનું રોજનું કામકાજ જો હલકા પ્રકારનું, એક જ પ્રકારની જડ પુનરાવૃત્તિ ભરેલું, કે બીજી કોઈ રીતે દૂષિત હશે, તો તે કામકાજ દ્વારા તે જે જીવન ગુજારશે તેમાં પણ તે બધાનું પ્રતિબિંબ પડવાનું જ. એથી ઊલટું પણ તેટલું જ સાચું છે. તે જ પ્રમાણે જે સંસ્કૃતિનો પાયો કુશળતા વિનાની જડ મજૂરી ઉપર રચાયેલો છે, અને જેનો નિર્વાહ એવી મજૂરી વડે જ ચાલે છે, તેનાં તે નિમિત્તે ઉત્પન્ન થતાં દુઃખો તમે કોઈ પણ પ્રકારના બંધારણીય કે ક્રાંતિકારી રાજકીય ફેરફારો વડે દૂર નહિ કરી શકો. ઊલટું, રોજના ઉદ્યોગની નિઃસત્ત્વતા અને નિર્માલ્યતાની છાપ તેની રાજકીય પ્રવૃત્તિઓ ઉપર પણ પડશે.

આજકાલ કુશળતા વિનાની નિર્જીવ મજૂરી જ લાખો માણસો માટે આજીવિકાનું એકમાત્ર સાધન રહ્યું છે, અને પરિણામે તેઓ તેના વડે જડ અને મૂઢ જીવન જ નિર્વાહિત કરી શકે તેમ છે; તેમ જ માલની જથાબંધ યાંત્રિક ઉત્પત્તિએ તેનું પ્રમાણ એટલું બધું વધારી મૂક્યું છે કે, આજે તો તે આપણી સંસ્કૃતિ માટે એક મોટી આફત સમાન બની રહ્યું છે. તેમ છતાં દુનિયામાં હજુ એટલા પ્રમાણમાં સારા કામદારો કે પ્રાણવંતું કામકાજ અસ્તિત્વમાં છે કે જેથી આપણે નવું તથા વધુ તંદુરસ્ત રાજકીય જીવન જીવી શકીએ તેમ છીએ.

તે માટે સૌથી પ્રથમ તો આપણે આજના 'મજૂર'-પક્ષને બદલીને ઉત્તમ કામકાજ કરવાની ભાવનાથી પ્રેરાયેલા 'સારા કામદારોનો' પક્ષ બનાવી દેવો જોઈએ. અલબત્ત, એ વસ્તુ મુશ્કેલ છે, પરંતુ અશક્ય તો નથી જ. સમાજના બધા વર્ગોમાં તેમ જ સંસ્કારની બધી શ્રેણીઓએ એવાં લાખો

સ્ત્રી-પુરુષો વિદ્યમાન છે કે જેઓ એ ફેરફારનાં પ્રાથમિક ચિહ્નો નજરે પડતાં જ તનમનથી તે પક્ષમાં જોડાઈ જવા, તથા તેને ઔદ્યોગિક યુગનો એકમાત્ર પક્ષ બનાવી દેવા આતુર છે. સૌ કોઈ જાણે છે કે, ઝાડુવાળાથી માંડીને કળાકાર સુધીના અનેક ધંધાઓમાં કામ કરતા આ કુશળ કામદારો જ ઔદ્યોગિક સંસ્કૃતિના આધારસ્તંભ જેવા છે. તેઓ જ સમાજના સાચા તારણહાર છે: તેમની આવડત, તેમની કુશળતા અને તેમની વિશ્વાસપાત્રતા એ જ સમાજની જીવનશક્તિનાં, તથા અત્યારની અધોગતિના અંધારામાંથી નીકળી છૂટવાની એકમાત્ર આશાનાં મૂળરૂપ છે. આપણું રાજ્યતંત્ર અલબત્ત એક અમૂલ્ય મૂડીરૂપ છે; પરંતુ જ્યાં સુધી કુશળ કારીગરો તેનું સંચાલન નહીં કરે, તેમ જ આખા જગતમાં કુશળ કારીગરીનો પ્રચાર કરવાના કામમાં તેને નહીં લે, ત્યાં સુધી આપણા ઔદ્યોગિક જમાનાને જરૂર છે તે જાતનો તેનો ઉપયોગ નહીં થાય.

અત્યારે જે જાતની વસ્તુસ્થિતિ છે, તેમાં તો રાજકીય તંત્રની મદદ વિના મોટા પાયા ઉપર સમાજસુધાર થઈ શકે તેમ નથી, એ સાચું છે; તથા તેની હું ના પણ પાડતો નથી. ગયા પ્રકરણમાં જેના લખાણમાંથી મેં ઉતારા કર્યા હતા, તે મારો અપતરંગી જુવાન મિત્ર પણ ‘બિલ’ રજૂ કરવા માટે પાર્લમેંટના સભ્ય તરીકે ચૂંટાવાનું જ વિચારે છે. એના જ મતનાં બીજાં પણ અનેક જુવાન સ્ત્રી-પુરુષો ઉમેદવારી કરવા બહાર પડે, એવું આપણે ઇચ્છીએ પણ ખરા. ઉપરના વાક્યમાં સ્ત્રીઓને મેં જાણી જોઈને આણી છે. હવે થોડા વખતમાં લાખો સ્ત્રીઓને મતાધિકાર મેળવાનો છે. તેઓમાંથી ઘણી

હજુ જાણતી નથી કે, તેઓ કેવી રીતે મત આપશે અને કઈ વસ્તુને મત આપશે. હું તેમને મારા જુવાન મિત્રના ‘ ફુરસદ પક્ષ ’ને મત આપવાનું સૂચવું છું; કારણ કે તે પક્ષ દરેક નાગરિકને સારા કારીગર થવાની તાલીમ આપવાનો ઇરાદો રાખે છે. એ વસ્તુ જ અંગત રીતે આનંદપૂર્ણ, તથા સામાજિક દૃષ્ટિએ ઉપયોગી એવા જીવનના દૃઢ પાયારૂપ છે: બીજા શબ્દોમાં કહીએ તો, કમાવા યોગ્ય એકમાત્ર આજીવિકારૂપ છે.

નાગરિકતા વિષેની રાજકીય કલ્પનાને ગૌણ બનાવી, તેની ઔદ્યોગિક કલ્પનાને પ્રાધાન્ય આપવામાં મારી ભૂલ થતી ન હોય, તો તેમાંથી ઘણાં વ્યાપક તથા અતિશય ઊંડાં પરિણામો નીપજવાં જોઈએ.

પ્રથમ તો નાગરિકતાની કલ્પના પોતે જ વ્યાપક બનીને આંતરરાષ્ટ્રીય બની જશે. એ વ્યાપકતાથી રાષ્ટ્રીય નાગરિકતાની વસ્તુ નાશ નહીં પામે; પરંતુ તેનું રૂપાંતર થઈ, તે વધુ ઊંડી બનશે. અમુક દેશના કે તમુક દેશના પ્રજાજન તરીકે નાગરિકને મળતા હકો અને ફરજોનો અર્થ, આપણે કામદારોના જગદ્-વ્યાપી સંઘના સભ્ય તરીકે તેને પ્રાપ્ત થતા હકો અને ફરજોની દૃષ્ટિએ સમજવો પડશે. અથવા વધુ ચોક્કસ ભાષામાં કહીએ તો, આપણને માલૂમ પડશે કે, નાગરિકતાનું રાષ્ટ્રીય પાસું અને આંતરરાષ્ટ્રીય પાસું બંને એકબીજાના અર્થમાં એવો ફેરફાર કરે છે કે, તે દરેકનો અર્થ જ બદલાઈ જાય છે. આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને નાણાંવ્યવહારની ખિલવણીથી આખા જગતના કામદારોનાં હિત જુદાં ન પાડી શકાય તે રીતે સંકળાઈ ગયાં છે; અને જેમ જેમ વખત જાય છે તેમ તેમ માત્ર પરદેશ સાથેના વ્યાપારની ખિલવણીથી જ નહીં,

પણ જુદી જુદી પ્રજાઓની સંસ્કૃતિઓના વધુ નિકટ સંબંધોથી તે વધુ ને વધુ સંકળાતાં જશે. અત્યારે જ આપણે આપણી થાળીમાં પિરસાયેલી વાનીઓ, આપણા શરીર ઉપરનાં કપડાં, આપણા ખિસ્સામાંની વસ્તુઓ, આપણાં ઘરોનું રાચરચીલું કે આપણા કબાટમાંનાં પુસ્તકો તરફ નજર કરીશું, તો આપણને ખાતરી થશે કે, બહુ થોડા જ વખતમાં એવો દિવસ આવી પહોંચશે — જો અત્યાર આગમચ જ આવી પહોંચ્યો ન હોય તો — જ્યારે દરેક ‘ ઔદ્યોગિક વ્યક્તિ ’ માટે શબ્દશઃ એમ કહી શકાશે કે, તે આખી દુનિયા માટે કામ કરે છે અને આખી દુનિયા તેને માટે કામ કરે છે.

પરંતુ આ જગાએ અર્વાચીન જગતમાં પ્રવર્તતી રાજકીય પરિસ્થિતિ અને ઔદ્યોગિક પરિસ્થિતિ વચ્ચે ધ્યાન ખેંચે તેવો વિસંવાદ નજરે પડે છે. અલબત્ત એ વસ્તુ છેક જ નવીન નથી, પરંતુ હવે તો તેણે એક ગંભીર પરિસ્થિતિ ગણી શકાય તેવું કદ તથા સ્વરૂપ પ્રાપ્ત કર્યાં છે. રાજકીય દૃષ્ટિએ જગત આત્મપર્યાપ્ત અને સ્વતંત્ર એવા પ્રજાકીય એકમોનું બનેલું છે. તે દરેક પોતાના નાગરિકોના હકો અને ફરજો નિયત કરવાની પોતાને સંપૂર્ણ સત્તા હોવાનો દાવો કરે છે. પરંતુ બીજી બાજુ, ગમે તેટલી સંરક્ષણાત્મક જકાતોની દિવાલો તેમ જ રાષ્ટ્રીય પૂર્વગ્રહો હોવા છતાં, ઉદ્યોગહુન્નર અને સંસ્કારની દૃષ્ટિએ એ બધા રાજકીય વિભાગોનું મહત્ત્વ ઓછું થતું જાય છે. તેમની સરહદો અદૃશ્ય થતી જાય છે, કેટલીક તો ક્યારનીય ભૂંસાઈ ગઈ છે. અને એ રીતે, દરેક રાષ્ટ્રને ગમતું હોય કે ન ગમતું હોય તેમ છતાં, પરદેશમાંથી આવતાં બળો અને હિતોનું આક્રમણ તેને સ્વીકારવું પડે છે. એ બળો

અને હિતોની ઉત્પત્તિ ઉપર તેને કશો જ કાબૂ હોતો નથી; તેમ જ જ્યારે તે બધાં પ્રજામાં વ્યાપવા લાગે છે, ત્યારે પ્રજા ઉપર થતી તેમની અસરને રોકવાનું કશું સાધન તેની પાસે હોતું નથી. રાજકીય સત્તા દેશની સરહદ આગળ પૂરી થાય છે; પરંતુ વસ્તુઓ અને સેવાઓ માટેની તેના પ્રજાવર્ગની માગણીઓ, અરે, જીવનની જરૂરિયાતો માટેની જ માગણીઓ તો તેનાથી પાર આખા જગત ઉપર વ્યાપતી હોય છે. એક પ્રજા પોતાના દેશની સરહદની અંદર રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર હોય, અને લોકશાસન માટે સંપૂર્ણ રીતે સુરક્ષિત હોય, પરંતુ પોતાના રોજના અન્ન માટે જ તેને પોતાની સાથે માલ તેમ જ સેવાઓની અદલ-બદલ કરવાની પરદેશીઓની મરજી ઉપર આધાર રાખવો પડતો હોય; અને તેમના ઉપર તેને પોતાને કશો કાબૂ ન હોય. આધુનિક જગતની રાજકીય અને ઔદ્યોગિક પરિસ્થિતિ વચ્ચે આવી ઉઘાડી વિસંગતિ ઊભી થઈ છે. રાજકીય દૃષ્ટિએ જગત ભાગલાઓથી ભરેલું છે; પરંતુ ઔદ્યોગિક દૃષ્ટિએ (અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ) તે ઝપાટાબંધ એક બનતું જાય છે.

એનો અર્થ એ થયો કે, જગદ્વ્યાપી સમાજમાં કામ કરનાર તરીકે તથા બીજાના કામનો લાભ પામનાર તરીકે દરેક નાગરિકની કેટલીક અગત્યની આવશ્યકતાઓ એવી બની છે કે, તે પૂરી પાડવાનું તેમ જ તેને બહારથી થઈ શકતાં નુકસાનોમાંથી બચાવવાનું તેના દેશની સ્થાનિક સરકારથી બની શકે તેમ નથી. દાખલા તરીકે, આ ઘડીએ જ ઇંગ્લંડ દેશના લોકો સામે બેકારીની ભયંકર પરિસ્થિતિ આવીને ઊભી રહી છે; તેને દૂર કરવાની બાકરી દેશના દરેક રાજકીય પક્ષે બાંધી

છે; પરંતુ અંતે તે દરેકને સમજાયું છે કે, તેમ કરવાનું તેને માટે શક્ય નથી. તેમની તે અશક્તિનું કારણ એ છે કે, પરદેશો સાથેના બહોળા વેપાર ઉપર જ નભતા ઇંગ્લંડ દેશમાં બેકારી ઉત્પન્ન થવાનાં કારણો દૂર દૂરના એવા દેશોમાં ઉત્પન્ન થયેલાં છે, કે જેમના ઉપર અંગ્રેજ સરકારનો કાંઈ જ કાબૂ નથી. બેકારીના ઉપાય તરીકે લેવામાં આવેલાં પગલાં સરહદ બહાર કાંઈ જ કામ આવતાં નથી. આધુનિક જગતના આધારસ્તંભ જેવી ઔદ્યોગિક પરિસ્થિતિ આજની કોઈ પણ સરકારના કાબૂ બહારની વાત છે.

ઉપરની વિચારણાથી એ સ્પષ્ટ થયું હશે કે, 'ઔદ્યોગિક નીતિ'ની કલ્પનાનો પ્રારંભ — ભલે તે શબ્દનો અર્થ ગમે તે થતો હોય — આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને બરાબર લક્ષમાં રાખીને જ થવો જોઈએ; અર્થાત્ ઔદ્યોગિક નીતિએ આંતરરાષ્ટ્રીય પરિભાષા સ્વીકારવી જોઈએ. તે જે 'હકો' કે 'ફરજો'ની વાત કરે, કે જે ફરજો અને જવાબદારીઓ નક્કી કરે, તેમને કોઈ એક રાષ્ટ્રનાં આર્થિક હિતો સાથે સંબંધ ન હોવો જોઈએ; તે જગદ્વ્યાપી હોવાં જોઈએ. હવે પછી હું જે મુદ્દા ચર્ચવાનો છું, તેની ભૂમિકા તરીકે એ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે.

આધુનિક સંસ્કૃતિ જો મુખ્યત્વે ઔદ્યોગિક હોય, તો તેમાં સુધારો કે તેની પુનર્રચના કરવા ઇચ્છનારા માટે માત્ર બે માર્ગો ખુલ્લા રહે છેઃ એક તો, જે ઉદ્યોગ ઉપર એ સંસ્કૃતિ રચાઈ છે તેમાં સુધારો કરવો, અથવા તો ઉદ્યોગમાત્રનો જ નાશ કરી યા ઉપરવટ જઈ તેની જગાએ 'દશ્યો દેખતા ફરવું,' 'આરામ લીધા કરવો,' કે 'ચિંતન કરવું' એના જેવી બીજી કોઈ પ્રવૃત્તિ સ્થાપિત કરવી.

મારો પોતાનો મત હું તો પ્રથમ પદ્ધતિને આપું. તેનું એક કારણ તો એ છે કે, એવી કોઈ પણ પ્રવૃત્તિ કે વખત ગાળવાનો માર્ગ નથી કે જે પોતાના પાયા તરીકે સામાન્ય ઉદ્યોગને સ્વીકારતો ન હોય. પરંતુ મારું ખાસ કારણ તો એ છે કે, ઉદ્યોગ જ મનુષ્યના સ્વભાવને અતિ અનુકૂળ હોય એવી પ્રવૃત્તિ છે; ખાસ કરીને 'દૃશ્ય દેખ્યા કરવાની' પ્રવૃત્તિ કરતાં તો છે જ,— ભલે પછી તે કુદરતની સુંદરતા નીરખ્યા કરવાની હોય, કળાકૃતિઓ નીરખ્યા કરવાની હોય, કે વિશ્વના સામાન્ય ચિંતનરૂપ હોય. એ બધી વસ્તુઓને માનવ-જાતની મુખ્ય પ્રવૃત્તિઓ રૂપ કેવી રીતે બનાવી શકાય, એ ઉઘાડી મુશ્કેલી તો છે જ; પરંતુ મને તો એમ પણ લાગે છે કે, જે માણસ કુદરતની સાથે ઉદ્યમ કરવા નથી માગતો, તેની આગળ તે પોતાની સુંદરતા પણ પ્રગટ નથી કરતી. તેનું રૂપ જોનારા તેની સામે માત્ર તાકયા કરે, એ વસ્તુની તેને ચીડ છે. જે લોકો પોતાની જાતે કાંઈ પણ કુશળતા પ્રાપ્ત કરવાની મહેનત નથી લેતા, તેમને મન કળાનો પણ કંઈ અર્થ રહેતો નથી. કુદરત તેમ જ કળા બંને ઉદ્યોગ ઉપર જ નભી રહ્યાં છે; વસ્તુતાએ એ બંને ઊંચી કક્ષાએ પહોંચેલા ઉદ્યોગો જ છે; અને તેમને ઉદ્યોગી સિવાય બીજો કોઈ માણી ન શકે. અને એ જ વસ્તુ સમગ્ર વિશ્વ માટે પણ સાચી છે. હું એમ નથી માનતો કે, વિશ્વનું અસ્તિત્વ ફિલસૂફો તેનું ચિંતન કર્યા કરે તે માટે છે. તે પણ જગદ્વ્યાપી ઉદ્યોગનું જ બીજું નામ છે; અને ઉદ્યોગી પુરુષો જ તેના ચિંતનથી કંઈ લાભ ઉઠાવી શકે. આપણે એમ જરૂર કહી શકીએ કે, 'ઔદ્યોગિક' થઈને આપણી સંસ્કૃતિએ કોઈ આફત નથી જ વહોરી

લીધી. કોઈ પણ પ્રાણવાન સંસ્કૃતિ ઉદ્યમીના અર્થમાં ઔદ્યોગિક જ હોય.

આ કહેવાનો એ અર્થ નથી જ કે, અવરજવરની ધમાચકડીથી ભરેલું ગ્લાસગો શહેર જ ઈડનના—અમરાપુરીના બગીચા કરતાં માણસને રહેવા માટે વધારે સારું સ્થાન છે. જોકે આપણાં આદ્ય માત-પિતાએ* જે રીતે પ્રથમ પાપ કર્યું કહેવાય છે, તે ઉપરથી તો એમ જ લાગે છે કે, તેમને ત્યાંના જીવનથી કંટાળો જ આવવા લાગ્યો હતો; કારણ કે તેમને ત્યાં ખાસ કાંઈ કામ જ કરવાનું નહોતું. હું તમને કારખાનાં અને જથાબંધ ઉત્પત્તિના પ્રશંસકો બનવાનું નથી કહેતો. હું તો તમારા મનમાં એ વાત ઠસાવવા માગું છું કે, આ ભયંકર ત્રાસ અને ધમાચકડીથી ભરેલું ગ્લાસગો શહેર ઈડનના બગીચા કરતાં ક્યાંય વધુ સારા એવા સ્થળ તરફ જવાના રસ્તા ઉપર એક મજલરૂપ છે. અને તે ઉત્તમ સ્થળે પહોંચવાનો રસ્તો ગ્લાસગોના ઉદ્યોગોના નાશમાં નથી રહ્યો, પણ તેમની સુધારણામાં રહેલો છે. આખી ઔદ્યોગિક સંસ્કૃતિને એ જ વાત લાગુ પડે છે. તેની ઔદ્યોગિકતા તો કાયમ રહેવી જ જોઈએ, પછી તેનું બીજું જે કાંઈ કરવું હોય તે કરવું જોઈએ.

પરંતુ એ દિશામાં આગળ વધવા માટે આપણી પાસે ઔદ્યોગિક નીતિની કલ્પના હોવી જોઈએ. હું નથી માનતો કે આજે આપણી પાસે તે છે. આપણી પાસે રાજકીય નીતિની કલ્પના છે; અને કદાચ તે વધારેપડતી વિકાસ પામી છે. આપણી પાસે ધર્મનીતિની, યુદ્ધનીતિની, અને ન્યાયનીતિની પણ કલ્પના છે. રાજદરબારમાં, દેવળમાં, લશ્કરમાં, નૌકા-

સૈન્યમાં અને ન્યાયમંદિરમાં જોઈતી નીતિની આપણી પાસે પોતપોતાના ક્ષેત્રમાં અતિ અસરકારક એવી કલ્પનાઓ છે. પરંતુ કારખાના માટે જોઈતી નીતિની કલ્પના નથી. ઔદ્યોગિક નીતિની જે કાંઈ થોડીઘણી કલ્પના આપણી પાસે છે, તે ઉપર જણાવેલી નીતિઓમાંથી થોડા થોડા ટુકડા લઈને એકઠી કરેલી છે. તે ટુકડાઓમાં કશી જ સળંગ-સૂત્રતા નથી. ઉદ્યોગની ભૂમિ ઉપર ઊગેલી ન હોવાથી તે નીતિ આપણને કોઈ ઔદ્યોગિક આદર્શ પૂરો પાડતી નથી, તેમ જ ઔદ્યોગિક બાબતોમાં દોરવણી આપવા માટે અપૂરી છે. દાખલા તરીકે, ઈશુની દશ આજ્ઞાઓમાંથી[1] તેણે ચોરી, જૂઠ, અને લોભના નિષેધો ઉછીના લીધા છે; એ બધા નિષેધાત્મક રીતે ઉપયોગી હોવા છતાં પૂરતા નથી એ ઉઘાડું છે. થોડા વખતથી ઈશુના ગિરિપ્રવચનમાંથી* કોઈ કોઈ ભાગ ઉછીનો લેવાના પ્રયત્નો થાય છે. પરંતુ ધન એકઠું કરવા સામેનો નિષેધ મૂડીદારોને ગળે ઊતરતો નથી, અને અપ્રતિકારનો સિદ્ધાંત કામદાર મંડળોને કે મજૂરપક્ષને ગળે ઊતરતો નથી. બહારથી ઉપાડી આણેલા એ બધા સિદ્ધાંતો ઔદ્યોગિક આબોહવામાં ફૂલીફાલી શકતા નથી. એની તુલનામાં બાકીના બીજા ધંધાઓએ પોતપોતાની નૈતિક પરિભાષા સારા પ્રમાણમાં ઊભી કરી દીધી છે. દરેક ધંધાએ પોતાની આબરૂનો ધ્વજ ખડો કરી દીધો છે, અને તે અનુસાર વર્તનની પરંપરાઓ ઊભી કરી દીધી છે. જેમ કે, યુદ્ધનીતિ પોતાનું સ્થાન છોડી જનાર સૈનિકને ગોળીથી વીંધી નાખવાનું ફરમાવે છે; અને પોતાના ધંધાને એબ લગાડે તેવું વર્તન દાખવનાર અમલદારને પાણીચું પકડાવી

૧. જુઓ પુસ્તકને અંતે આ પાન ઉપરની નોંધ.

દે છે. ન્યાયનીતિ ન્યાયાધીશના આસનની નિષ્પક્ષપાતતાનો અને લાંચ-રુશ્વત કે બીજા બાહ્ય દબાણથી પર રહી, શુદ્ધ ન્યાય તોળવાની વસ્તુનો આગ્રહ રાખે છે, અને વસ્તુતાએ તેને સિદ્ધ પણ કરે છે. પરંતુ મૂડી અને મજૂરીના ક્ષેત્રમાં એ બધાને મળતી તેની પોતાની એવી કોઈ જ ઔદ્યોગિક નીતિ નથી. હું એમ નથી કહેવા માગતો કે, ઔદ્યોગિક ક્ષેત્રમાં નીતિનું ધોરણ છે જ નહિ. એમ જ હોત તો ઉદ્યોગોનો ક્યારનો અંત જ આવી ગયો હોત. પરંતુ હું એમ જરૂર કહું કે, ઔદ્યોગિક ક્ષેત્રમાં નીતિનાં જે કોઈ ધોરણ છે, તે બહુ કામચલાઉ ને ટૂંકજીવી છે, ગમે તેમ ભેગાં કરેલાં છે, તૂટક-તૂટક છે, અને ઔદ્યોગિક ક્ષેત્રો બહારનાં ક્ષેત્રોમાંથી ઉછીનાં લીધેલાં છે. એરિસ્ટોટલે જેમ રાજ-નીતિનાં ધોરણો પ્રયત્નપૂર્વક ઊભાં કર્યાં, તેવું આ ક્ષેત્રમાં કોઈએ કર્યું નથી. એક આખી ઔદ્યોગિક સંસ્કૃતિ પોતાનાં કોઈ પણ પ્રકારનાં નૈતિક ધોરણ વિનાની જ હોય, એ વસ્તુ ભારે વિચિત્ર છે. આપણે ઐતિહાસિક દૃષ્ટિથી તેના ઉપર થોડી નજર કરી જઈએ.

રાજ-નીતિનાં ધોરણો ઘણા લાંબા વખતથી સ્થપાઈ ગયાં છે, તથા તેમનો ભારે વિસ્તાર પણ કરવામાં આવ્યો છે. પછીના વખતમાં સધાયેલા એ બધા વિસ્તારના મૂળ પાયા પ્લેટો અને એરિસ્ટોટલે નાખ્યા હતા. પ્લેટોએ પોતાના 'રિપબ્લીક' ગ્રંથમાં નીતિશાસ્ત્ર અને રાજનીતિને પૂરેપૂરાં એકરૂપ કરી દીધાં છે. તેને મતે સારામાં સારો નીતિમાન માણસ અને સારામાં સારો રાજકીય આગેવાન, એ બંને એક જ શબ્દના પર્યાયરૂપ છે. એ મુદ્દા ઉપર એરિસ્ટોટલ જરા અનિશ્ચિત

છે. ‘સારાપણું બધી જ વસ્તુઓ માપવા માટે એક જ ખાતરી-દાયક સાધન છે,’ અને આદર્શ રાજ્યમાં સારામાં સારો નીતિમાન માણસ જ સારામાં સારો રાજકીય આગેવાન પણ હોય, એમ કહેવા છતાં, તે કબૂલ કરે છે કે, વ્યવહારમાં એવું હંમેશ બનતું નથી. પછીના સમયમાં પ્લેટોની મજબૂત અસરવાળી ખ્રિસ્તી ધર્મસંસ્થા પાશ્ચાત્ય દુનિયાની નીતિભાવનાની મુખ્ય સંરક્ષક બની. અને જ્યારે કૉન્સ્ટંટાઈનના* વખતમાં રાજ્યતંત્રે ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે તે વખતનું નીતિશાસ્ત્ર રાજકારણની વળી વધુ ઘેરી છાયાવાળું બન્યું. મધ્યયુગમાં* ધર્મતંત્ર અને રાજકીય તંત્રની સત્તાનાં ક્ષેત્રોની મર્યાદા બાબત તીવ્ર ઝઘડો ઉપસ્થિત થયો, અને તેના પડઘા હજુ પણ આપણને સંભળાય છે. તે ઝઘડાને પરિણામે, નાગરિકની રાજ્ય પ્રત્યેની ફરજ અને ઈશ્વર પ્રત્યેની ફરજ વચ્ચે ચોખ્ખો ભેદ પડી ગયો, અને સામાન્ય નાગરિકધર્મની એક વ્યાપક કલ્પના માટેનાં દ્વારો ખુલ્લાં થયાં. પરંતુ રાજકીય દૃષ્ટિબિંદુ ત્યાર પછી પણ કાયમ રહ્યું, અને પછીના વખતમાં, પ્લેટો અને એરિસ્ટોટલને નજરથી દૂર કર્યા વિના, હૉબ્સ, રૂસો, કૅન્ટ, હેગલ, અને બીજા કેટલાયે* તેના ઉપર આગળ કામ ચાલુ રાખ્યું; છેવટે ટીટશ્કેએ* તેને અર્થહીન બેહૂદું કરીને આખર કરી, અને જર્મનીને વિનાશના પંજામાં ધકેલી મૂકયું.

દરમ્યાન ઔદ્યોગિક ક્રાંતિરૂપે નવું જ પ્રસ્થાન શરૂ થયું. અને એક વખત એમ પણ લાગતું હતું કે, તેનાથી નવી પ્રેરણા પામેલું અર્થશાસ્ત્ર ઔદ્યોગિક નીતિ સ્થાપિત કરવામાં આગેવાની લેશે. રૉબર્ટ ઓવન,* અને ઈશુભક્ત સમાજવાદીઓએ* તે દિશામાં ધ્યાન ખેંચે તેવા પ્રયત્નો પણ કર્યા. [૬] પરંતુ

અર્થશાસ્ત્ર થોડા જ વખતમાં રાજકારણ સાથે એવું અટવાઇ ગયું કે, તે દિશામાં વધુ વિકાસ સધાય તેમ રહ્યું નહીં, અને ઔદ્યોગિક નીતિ માટેની માગ અરણ્યરુદન જેવી જ રહી.

જોકે એ રુદન અરણ્યમાં થયું, તોપણ તેનો અવાજ સંભળાયા વિના રહ્યો નહિ. અર્થશાસ્ત્રીઓ જ્યારે રાષ્ટ્રીય સંપત્તિના પાયા તરીકે, 'જેની માગ, તેનું બજાર' એ નિયમ ઉપદેશી રહ્યા હતા; નીતિવાદીઓ જ્યારે 'સુખ' નામના ઓળાની આણ પોકારી રહ્યા હતા; અને ઇશુભક્ત સમાજવાદીઓ હરીફાઈ વિનાના માનવબંધુત્વની કલ્પનાને બિનઅસરકારક રીતે બહલાવી રહ્યા હતા, ત્યારે (ઇંગ્લંડ પૂરતી જ વાત કરીએ તો) કાર્લાઇલ, રસ્કિન, અને વિલિયમ મોરીસ* એ ત્રણ માણસો ઔદ્યોગિક જમાનાના રોજિંદા કામકાજમાં કાયમી મૂલ્યો દાખલ કરવા માટે વીરતાપૂર્વક પ્રયત્ન કરી રહ્યા હતા. દરેક કામમાં આવડત, ઉત્તમતા, અને સંપૂર્ણતા તથા તે કામ કરનારાઓમાં વીરતા અને અન્યોન્ય વફાદારી — એ તેમના નીતિશાસ્ત્રના મૂળ ગુણો હતા; અને કરેલા કામમાં આવડતનો અભાવ, ઉપર ઉપરનો જૂઠો દેખાવ અને રેઢિયાળ-પણું, તથા કામ કરનારમાં કાયરતા અને દગાબાજી, એ તેમનાથી ઊલટા દુર્ગુણો હતા. તેઓએ ઔદ્યોગિક જમાના આગળ એ જાતની ઔદ્યોગિક નીતિ રજૂ કરી. તે ત્રણેનો સંદેશ તત્ત્વની દૃષ્ટિએ એકસરખો જ હતો; ભલે પછી અમુક બાબતમાં કોઈનો સૂર ઊંચો-નીચો હોય. તે ત્રણેય કહેતા કે, જન્મથી જ માણસ મજૂરી કરવાને સરજાયો છે; અને તે પોતાનું કામ સારી યા ખરાબ રીતે કરે તેના ઉપર તેની ઉન્નતિ કે અવનતિનો આધાર છે. ઉપરાંત, એ ત્રણેની સંદેશ આપવાની રીત એવી

ઝનૂનભરી હતી કે, જાણે તેઓ છેક છેવટની અણીએ મરણિયા થઈને ઝૂઝી રહ્યા હોય. તેઓની પરિભાષા ધર્મગુરુઓની નહોતી કે રાજકીય નેતાઓની પણ નહોતી. તેમના સંદેશમાં ધર્મગુરુઓની સ્વર્ગની વાતોનું ગળપણ પણ નહોતું, કે રાજકીય નેતાઓની વિજય અથવા સામ્રાજ્યની વાતોનો ધમધમાટ પણ નહોતો; પરંતુ તેની અંદર એક પ્રકારની એવી ઊંડી ધાર્મિકતાની સુવાસ વ્યાપેલી હતી કે, પ્રચલિત ધર્મોની ભાવનાને મળતી ન આવવા છતાં તે છેક છેડા સુધી નૈતિક કહી શકાય તેવી હતી.

છેલ્લાં ઘણાં વર્ષોથી આપણા વપરાશમાં એવા ઘણા પોકારો અને શબ્દો આવ્યા છે, કે જે ઘણાને ઔદ્યોગિક નીતિની ગરજ સારે તેવા લાગે. ન્યાયી ઔદ્યોગિક જીવનના તત્ત્વ તરીકે 'બધાને સમાન તક' મળવા બાબત પોકાર ઉઠાવવામાં આવે છે, અને ત્યાંથી આગળ ચાલી કહેવામાં આવે છે કે, ઉદ્યોગોમાં વધારે સારી પરિસ્થિતિ પ્રવર્તવી જોઈએ; માલિક અને મજૂર વચ્ચે માનવતાપૂર્ણ સંબંધો સ્થાપિત થવા જોઈએ; અને સૌથી વધારે તો, બધાની ભેગી મહેનતથી જે ધન પેદા થાય છે, તેની ન્યાયી અને સરખી વહેંચણી થવી જોઈએ. પરંતુ આ બધા પોકારોનો હેતુ પ્રશંસાપાત્ર હોવા છતાં, મેં હમણાં ઉપર જણાવેલા અગ્રણીઓએ કલ્પેલી ઔદ્યોગિક નીતિની તુલનામાં તે ઘણા અધૂરા છે. કારણ કે તે આગેવાનોને મતે તો આખી વસ્તુનો મુખ્ય મુદ્દો, કામ કઈ પરિસ્થિતિમાં કરવામાં આવે છે કે તેના બદલામાં શું મહેનતાણું મળે છે, તે નહોતો. પરંતુ તે कामकाजने पोताने લગતો હતો: એ કામ સારું થયું છે કે ખરાબ? તે કામ

એવું છે ખરું કે જેને જોઈને માણસો એમ કહી શકે કે, 'આવી આવી ચીજો ઉત્પન્ન કરનાર આપણી સંસ્કૃતિનું અસ્તિત્વ સાર્થક છે'? અથવા તે એવું છે ખરું કે જેને જોઈને માણસ પોતાના હાથની કૃતિ માટે મગરૂર થઈ શકે, અને ઈશ્વરની પેઠે* પોતાની સૃષ્ટિ તરફ નજર કરતાં પોતાનો મહિમા નજરે પડવાથી એમ માની શકે કે, 'વાહ! બધું મને છાજે તેવું જ થયું છે'? જો આ પ્રશ્નોનો જવાબ હકારમાં આપી શકાય, અને કામ પોતે જ નિઃશંક રીતે ઉત્તમ ઠરે, તો જ અને ત્યાર પછી જ તમે 'તક', 'પરિસ્થિતિ', 'સંબંધો' અને 'વળતર'ની વાત કરી શકો. પણ જો તે પ્રશ્નોનો જવાબ નકારમાં આવે, અને તમારું કામ નિઃશંક હલકું ઠરે, (જેમ કે જાળા–વાળા જેવું કપડું, તકલાદી મકાન, ખોટી 'પેટંટ'–રામબાણ દવા, પાવડર છાંટીને શોભીતો કરેલો ચહેરો, કે પૈસા છોડાવવા કરેલી બીજી કોઈ પણ છેતરપિંડી) તો પછી તમારી 'તક', તમારી 'પરિસ્થિતિ' તમારા 'સંબંધો', અને તમારું 'વળતર' ધરમૂળથી જ ઝેરી બની જાય અને 'ખરાબ' જ નીવડે. પછી તમે ઉપર ઉપરથી રાજકીય દૃષ્ટિએ ગમે તેટલું વૈદું કરવા જાઓ, તોપણ તેમને સુધારી શકો નહિ. 'સારી પરિસ્થિતિ', 'સારા સંબંધો' વગેરે બાબતો મૂળે સારી રીતે કરેલા કામના પરિણામરૂપ હોય છે; ખોટી પરિસ્થિતિ, ખોટા સંબંધો, વગેરે બાબતો તેથી ઊલટી જાતના કામનાં પરિણામ હોય છે.

---

*બાઈબલ (જેનેસીસ ૧-૨૪)માં એવો ઉલ્લેખ છે કે, આખી સૃષ્ટિ સરજી રહ્યા પછી ઈશ્વરે તેના તરફ નજર કરી જોઈ, અને તેને લાગ્યું કે, તે બહુ સારી હતી.

આ રીતે કલ્પેલી ઔદ્યોગિક નીતિમાં, અને જુદી જુદી ધાર્મિક પરિષદોની વાર્ષિક બેઠકોમાં ઉદ્યોગને 'ઈશુમય' બનાવી દેવાની કરાતી વાતોમાં ઘણો જ ફેર છે. આ ઔદ્યોગિક નીતિ તો જગતના કામદારને જ નીતિનું કેન્દ્ર બનાવે છે; નહીં કે તેના છેડાઓને, ઉપર–ઉપરનાં છોગાંઓને, બહિરંગ પરિસ્થિતિને, કે તેના ફુરસદના સમયને. તે તો રોજના કામકાજને જ ઉપાસનારૂપ બનાવી મૂકે છે. અને લુહાર કે ખેડૂતના કામથી માંડીને હાથીદાંતનું કોતરકામ કરનારા કે ધાર્મિક ચિત્રો દોરનારા, એમ સૌના ધંધાઓને સમાજસેવાનું ક્ષેત્ર તથા ઈશ્વરપૂજાનું ધામ બનાવી મૂકે છે.

જ્યોતિષ વગેરેનાં પ્રાચીન યંત્રોનો એક સંગ્રહ જોતી વેળા એક વખત મને એક અતિ ઉત્તમ 'ઉન્નતાંશયંત્ર' (astrolabe) બતાવવામાં આવ્યું. તે યંત્ર બનાવવામાં ભારે કુશળતા વાપરવામાં આવી હતી; અને કોપર્નિકસની પહેલાંના સમયમાં તે સૂર્ય અને તારાઓનો વેધ જાણવા માટે ઉપયોગમાં લેવાતું હતું. તેને હિંદુસ્તાનના એક મુસલમાન કારીગરે હજાર વર્ષ પહેલાં બનાવ્યું હતું. તેની સુંદર કાંસાની થાળીની આસપાસ નાજુક અરબી લિપિમાં એક લેખ કોતરવામાં આવ્યો હતો. તેનું ભાષાંતર મને યાદ છે તે પ્રમાણે આવું હતું: 'આ યંત્ર અતિ મહાન પરમેશ્વરના નમ્ર સેવક હુસેનઅલી – યંત્રશાસ્ત્રી અને ગણિતશાસ્ત્રી –એ બનાવ્યું છે. પરમાત્માનું નામ આખા જગતમાં વિજયી થાઓ!' ઔદ્યોગિક નીતિનાં બધાં તત્ત્વો આ લેખમાં છે. 'યંત્રશાસ્ત્રી અને ગણીતશાસ્ત્રી' એ શબ્દોથી કુશળતા અને આવડત સુચવાય છે, કે જેમના ઉપર ઔદ્યોગિક નીતિનો આધાર છે. અને 'અતિ મહાન પરમેશ્વરનો નમ્ર

સેવક'– એ શબ્દોથી જે ઉત્તમતા સિદ્ધ કરવાની આકાંક્ષા તે નીતિ રાખે છે, તે સૂચિત થાય છે.

જ્યારે એ જાતનો લેખ આખી ઔદ્યોગિક સંસ્કૃતિનો મુદ્રાલેખ બની જાય, ત્યારે જ ઉદ્યોગને 'ઈશુમય' કરવાની વસ્તુ કંઈક સિદ્ધ થવાના માર્ગ ઉપર આવે. મારી માન્યતા પ્રમાણે, પેલો ભલો અલી તે કાળના તેમ જ આજના બીજા અનેક સારા લોકોની પેઠે ખરો ઈશુભક્ત હતો; ભલે તે પોતે તે વસ્તુ ન જાણતો હોય.

# ૧૨

# ટ્રસ્ટીપણું

ઔદ્યોગિક નીતિનું મૂર્તિમંત સ્વરૂપ અથવા અવતાર કહેવો હોય, તો તે મેં ગયા વ્યાખ્યાનમાં જેને 'સારો કામદાર કે કારીગર' કહ્યો છે, તે માણસ છે. ત્યાં મેં એ પણ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે, એ 'સારી કામદારી' જ સારી નાગરિકતાનો પાયો છે તથા તેના સર્વ સદ્‌ગુણોનું મૂળ છે. આજનો જમાનો જો ખરા અર્થમાં ઔદ્યોગિક હોય, તો તે તેમ જ હોવું જોઈએ, એ ઉઘાડું છે. ઔદ્યોગિક જમાનો એ નામનો કશોય અર્થ થતો હોય, તો કહેવું જોઈએ કે, તેની ચડતી કે પડતી તેના ઉદ્યોગ કે કામ-કાજની સારી યા નરસી જાત ઉપર જ આધાર રાખે છે. અર્થાત્ તેના સભ્યો પોતાના રોજના કામકાજ દરમ્યાન પોતાને માટે કે પડોશીઓને માટે જે કાંઈ કરે છે તેના સારા-નરસાપણા ઉપર આધાર રાખે છે. કારણ કે, તેઓ તેમનાં લખાણો, વ્યાખ્યાનો કે ધર્મોપદેશોમાં ગમે તેવાં સદ્‌વચનો વાપરતા હોય, પરંતુ જ્યાં સુધી તે બધાં તેટલી જ સારી લેવડદેવડની વસ્તુઓમાં કે અરસપરસની સેવાઓમાં પરિણત ન થાય, ત્યાં સુધી તેમની કશી કિંમત નથી. તેથી, 'સારા કામદાર'ની કલ્પનાના ચોકઠા કે પાયા ઉપર જ સારા નાગરિકની કલ્પનાનું ચણતર થવું જોઈએ. સારી નાગરિકતાનો અર્થ બીજો ગમે તે થતો

હોય, પરંતુ તેના પાયામાં સારો-કામદાર-હોવાપણું હોવું જ જોઈએ. નાગરિકની કેળવણીએ એ વસ્તુ કદી ભૂલવી ન જોઈએ. 'રાજનીતિશાસ્ત્ર કે અર્થશાસ્ત્ર'ની માહિતીની બાબતમાં તેનું પાવરધાપણું ગમે તેટલું મોટું હશે, તોપણ તે રેતી ઉપર બાંધેલા મકાન જેવું જ નીવડશે. અરે, તેથી પણ વધારે ખરાબ નીવડશે. કારણ કે, રાજકીય અને આર્થિક બાબતોની કેળવણી ઉપર જ આધાર રાખતી, તથા ઉપર જણાવેલા અડગ ખડકના પાયા ઉપર ન રચાયેલી લેખનવિષયક, વ્યાખ્યાનવિષયક કે ઉપદેશવિષયક પ્રવૃત્તિઓ ઘણી વાર સારા નાગરિકપણાના આવિષ્કારરૂપ હોવાને બદલે, ખરાબ નાગરિકપણાના ઢાંકણરૂપ હોય છે.

હવે સારા કામદાર કે કારીગરની આ કલ્પનાનું વિશેષ સ્પષ્ટીકરણ કરીએ. 'સારો કારીગર' એ શબ્દો ઉચ્ચારવાની સાથે જ આપણા મન આગળ કેટલીક પરિચિત મૂર્તિઓ ખડી થઈ જાય છે. જેમ કે, સાઉથવેલના દેવળમાં ઓકના પાનની બહાર ન દેખાતી પાછળની બાજુને પણ બહાર દેખાતી બાજુ જેટલી જ ચોકસાઈ અને મહેનતથી કોતરતો મધ્યયુગનો શિલ્પી; અથવા ઓછી રોજી મળવા છતાં પોતાનું કામ જેમ તેમ પૂરું કરવાનો વિચાર સ્વપ્ને પણ લાવ્યા વિના પોતાનું કામ કર્યાં કરતો ધીરજવાન કળાકાર; અથવા જાણે ઈશ્વરને પધરાવવાના હોય તેવી કાળજીથી ઓરડાને વાળતી તથા તે ઓરડાને અને પોતાના કામને ઉજાળતી સ્ત્રી; અથવા તો કઠણ કાંસા ઉપર પેલી રેખાઓ અને આકૃતિઓને યંત્રશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના નિયમો અનુસાર કોતરતો, સાથે સાથે તેમના સૌંદર્ય તરફ ખ્યાલ રાખતો, અને વિશ્વનાં તમામ કારખાનાંના

વડા નિરીક્ષક તરીકે ‘ અતિ મહાન પરમેશ્વર’ને પોતાનું કામકાજ જોવા તથા પસંદ કરવા આમંત્રણ આપતો પેલો હુસેનઅલી. આવી આવી જે મૂર્તિઓ આપણી નજર સામે ખડી થાય છે, તે બધી અર્થપૂર્ણ પ્રતીકરૂપ છે; તથા સાચી દિશાનો નિર્દેશ કરી, આપણા વિચારોને કેન્દ્રિત થવા માટેનાં બિંદુઓ પૂરાં પાડનારી છે. પરંતુ ઔદ્યોગિક સંસ્કૃતિનો ‘ સારો કામદાર ’ એટલે શું, તે સમજવા માટે આપણે હજુ વધારે વ્યાપક દૃષ્ટિબિંદુ મેળવવાની જરૂર છે.

મારી કલ્પના પ્રમાણે, તેના ઘડતરમાં ત્રણ મૂળતત્ત્વો એકત્રિત થયાં હોય છે. તે ત્રણમાંનું દરેક બીજાં બેની અંદર વ્યાપેલું હોય છે, તથા તે જ પ્રમાણે બાકીનાં બે પણ તેની અંદર વ્યાપેલાં હોય છે. તે ત્રણ તત્ત્વો આ છે : નૈતિક બાજુએ ટ્રસ્ટીપણું; વૈજ્ઞાનિક બાજુએ કામ કરવાની સારામાં સારી રીતની આવડત; અને વ્યાવહારિક બાજુએ કુશળતા. ઔદ્યોગિક જગતમાં જે કોઈ નોખા નોખા ધંધાઓ છે, તે બધામાં, અર્થાત્ નાણાવટીથી માંડીને કોલસા ખોદનાર સુધીના બધા ધંધાઓમાં જેને હું ‘ સારો કામદાર ’ ગણું, તેમાં એ ત્રણ તત્ત્વો હોવાં જ જોઈએ. તેમાંથી છેલ્લાં બે બાબત અત્યાર અગાઉ જ મેં કહી દીધું છે; આ પ્રકરણમાં હું ટ્રસ્ટીપણાની બાબતમાં કંઈક કહેવા માગું છું.

ટ્રસ્ટી એટલે મારા અર્થ પ્રમાણે એવો માણસ કે જેને અમુક જવાબદારીઓ સોંપવામાં આવતી વખતે બીજાઓને તેના ઉપર અચૂક વિશ્વાસ હોય છે કે, તે પોતાનું કામ કાયદેસર બજાવશે એટલું જ નહીં, પરંતુ પોતાને શોભાસ્પદ થઈ પડે તેવી રીતે બજાવશે; ભલે પછી ગફલત કરવા જતાં કાયદાની

દૃષ્ટિએ સજા થવાનો તેને કાંઈ ભય હોય કે ન હોય. તેનાથી ઊલટો તે દગાબાજ–વિશ્વાસઘાતી માણસ; અને સૌથી ખરાબ દગાબાજી તો એ કહેવાય કે, કાયદાની દૃષ્ટિએ તો પોતાના ટ્રસ્ટનું બરાબર પાલન કરવું, પરંતુ શબ્દોના વિતંડાબાજી ભરેલા અર્થો કરી, તત્ત્વની દૃષ્ટિએ તેનો ભંગ કરવો. ટ્રસ્ટીના ધર્મો કાયદામાં ગમે તે રીતે વર્ણવવામાં આવ્યા હોય, પરંતુ તે બધા પાછળ એક એવું ભરોસાનું તત્ત્વ રહેલું હોય છે, કે જેથી એવું માની લેવામાં આવે છે કે, બહારના કોઈ પણ પ્રકારના દબાણ વિના, માત્ર પોતાની માણસાઈના ખ્યાલથી તે અમુક રીતે જ વર્તશે. લશ્કરના બે સૈનિકો સેનાપતિના એક જ હુકમનું પાલન કરતા હોય; પરંતુ તેમાંનો એક પોતાની કાયરતા ઉઘાડી પડી જતાં પોતાને ગોળીથી ઉરાડી ન દેવામાં આવે એટલા માટે દેખાવ પૂરતું જ તેનું પાલન કરતો હોય; અને બીજો સૈનિક માનચાંદ જીતવા માટે પૂરેપૂરી બહાદુરીથી તેનું પાલન કરતો હોય. તેવી જ રીતે નાગરિક જીવનમાં પણ નામના જ ટ્રસ્ટી અને ખરેખરા ટ્રસ્ટીમાં પણ અતિશય ફેર છે. એક છેડે ટ્રસ્ટી અને બીજે છેડે દગાબાજ વિશ્વાસઘાતી, આ બે છેડાઓ સારા નાગરિક અને ખરાબ નાગરિકની બે અંતિમ કોટીઓ વ્યક્ત કરે છે. ઔદ્યોગિક નીતિ રચતી વેળા એ વસ્તુને પ્રથમ વિધાન તરીકે મૂકવી જોઈએ.

સાથે સાથે અહીં જ કહેતા જઈએ કે, બીજી પણ ઘણી અગત્યની બાબતમાં ઔદ્યોગિક નીતિ લશ્કરી નીતિ સાથે મળતી આવશે. વિવિધ ઉદ્યોગોને પલટણની જુદી જુદી ટુકડીઓ જેવા જ ગણવામાં આવશે. તે દરેકનો પોતાનો વાવટો

તથા પોતાની પરંપરાઓ હશે. ટ્રસ્ટીની કલ્પના તેમાં પ્રાધાન્ય ભોગવશે, અને અમલદાર તેમ જ સૈનિકની પેઠે માલિક તેમ જ મજૂર બંનેને સરખી જ લાગુ પડશે. લશ્કરમાં તેમ જ ઉદ્યોગમાં સદ્‌ગુણ અને વીરતાને બહુ ભિન્ન વસ્તુઓ નહીં ગણવામાં આવતી હોય; મોકા વખતે નાસી જવું, કાયરતા અને રુશ્વતને વશ થવું, એ બધી વસ્તુઓ મોટા ગુનાઓરૂપ ગણાતી હશે; ફુવડપણું તથા કાર્યકુશળતાનો અભાવ એ નાના ગુનાઓરૂપ ગણાતાં હશે. બંને ક્ષેત્રોમાં શિસ્તના નિયમોનું બાહ્ય પાલન કે કોઈ પણ નિયમનું શાબ્દિક પાલન કરવા ખાતર માનચાંદ નહીં જ અપાતા હોય; તેને માટે તો નામના ટ્રસ્ટી અને સાચા ટ્રસ્ટી, તથા માત્ર દેખાવ કરનાર સૈનિક અને સાચા વીર સૈનિકની વચ્ચે જે કારણે ભેદ પડે છે, તેવા 'કાંઈક વધારે'ની જરૂર સ્વીકારાતી હશે.

ઔદ્યોગિક સંસ્કૃતિના ટ્રસ્ટી તરીકે નાગરિકની ફરજો નક્કી કરતી વેળા (તેના 'હકો'ની વાત હાલ તુરત હું પડતી મૂકું છું) યાદ રાખવું પડશે કે, તે જેમ કામ કરનાર પણ છે, તેમ સાથે સાથે જેને–માટે–બીજાઓ–કામ–કરે–છે એવો સેવ્ય પણ છે. તેનું એ બેવડું સ્વરૂપ હંમેશાં લક્ષમાં રહેવું જોઈએ. કામદાર તરીકેની તેની ફરજોનો સાર સામાન્ય રીતે એ આવી રહે છે કે, સમાજને ઉપયોગી એવો કોઈ પણ ધંધો પોતાને માટે તેણે શોધવો અને પછી તે કામ શક્ય હોય તેટલી સારી રીતે કરવું. તેના નાગરિક-બંધુઓ તેના ઉપર એ જાતનો ભરોસો રાખે છે, એ ઉઘાડું છે. તેની નોકરી, વેપાર કે ધંધો ગમે તે હશે, પણ તેમાં છેક જ હલકી કોટીનું કામ કે જે ગુનારૂપ ગણાતું હશે, મધ્યમ કોટીનું કામ કે

જે બહુ સાધારણ હોવાથી નોખું તરી નહિ આવતું હોય, અને ઉત્તમ કોટીનું કામ કે જે કરનારને માટે શોભાસ્પદ મનાતું હશે – એવા ભેદો પાડવામાં આવતા હશે. તેના નાગરિક-બંધુઓ તેના ઉપર એવો ભરોસો રાખતા હોય છે કે, તે એવી ઉત્તમ રીતે જ કામ કરશે કે જે તેને પોતાને શોભાસ્પદ હોય, અને તેમને બધાને વસ્તુતાએ ઉપકારક થઈ પડે તેમ હોય. આની અંદર જ પોતાનું કામ સારામાં સારી રીતે કરવા માટે જોઈતી આવડત શક્ય તેવા બધા માર્ગોએ પ્રાપ્ત કરી લેવાની ફરજ પણ આવી જ જાય છે. અને સમાજ દ્વારા એક સેવ્ય નાગરિક તરીકે તેની ફરજ એક બાજુ એ છે કે, તે પોતાના નાગરિક બંધુઓમાં સારું કામ કરવાની શક્તિ વધારે : પોતાના ફાયદાની વાત છે તે માટે જ નહીં, પરંતુ તેથી વધારે તો એટલા માટે કે તેમને માટે એ ફાયદાકારક છે. અને બીજી બાજુ, જે વસ્તુઓ અને સેવાઓ પૂરી પાડવામાં કે ઉત્પન્ન કરવામાં બીજાઓને મૂઢ યાંત્રિક મજૂરી કરવી પડે તેમ હોય, તે બધી માટેની પોતાની માગણી તે નિયંત્રિત કરી દે. ખાસ કરીને તેણે પોતાની ફુરસદનો સમય એવી રીતે ન ગાળવો જોઈએ કે જેને કારણે બીજા માણસોને હલકી મજૂરી કરવી પડે. બીજાઓ માટે તે જ્યારે કામ કરતો હોય છે તે વખતની જેમ જ, બીજાઓ જ્યારે તેને માટે કામ કરતા હોય છે તે વખત દરમ્યાન પણ, અર્થાત્ તેના ફુરસદના સમયમાં પણ તેનું ટ્રસ્ટીપણું બંધ પડતું નથી. આ બધી ફરજો એવી છે કે, તે બધી બહારના દબાણથી તેના ઉપર ન જ લાદી શકાય. જો તે કદી પણ તે ફરજો અદા કરશે, તો પોતાની રાજીખુશીથી જ કરશે.

હવે તેના ‘હકો’ ઉપર આવીએ. આપણને જણાશે કે, તેની ‘ફરજો’નું બીજું પાસું વર્ણવવામાં તેના ‘હકો’ આવી જાય છે. કામદાર તરીકે તેને એવો ધંધો મેળવવાનો હક છે કે જે તેને ઉત્તમતા દાખવવાની, અને એ રીતે તેને પોતાના જમાનામાં તથા પોતાને સ્થાને ઉપયોગી બનવાની, તક આપતો હોય. આગળના વ્યાખ્યાનમાં મેં તેને ‘કુશળતાનો હક’ કહ્યો છે. અને સમાજની સેવ્ય વ્યક્તિ તરીકે તેને એ હક છે કે, તે પૈસા આપીને જે કંઈ વસ્તુ ખરીદે, તે પૂરતી કાળજી અને કુશળતાથી બનાવેલી હોય; અર્થાત્ તેના પૈસાના બદલામાં તેને પૂરતું વળતર મળવું જોઈએ. અને જ્યારે તેમ નથી થતું, ત્યારે તેને ચોકસ અન્યાય થાય છે. વળી તેને પોતાની ફુરસદ માણવાનો પણ હક છે. પરંતુ હંમેશાં એ શરતે કે, તેને કારણે તે બીજા માણસોને પોતાના ગુલામ ન બનાવે; અને સામો તેને એવો જ હક છે કે, બીજાઓ તેને પોતાનો ગુલામ ન બનાવે. એ બાબતમાં જેમ એ તેમનો ટ્રસ્ટી છે, તેમ તેઓ પણ એ બધી બાબતમાં તેના ટ્રસ્ટી છે.

નાગરિકને આ રીતે એક બાજુ કામ કે સેવા કરનારો તથા બીજી બાજુ કામ કે સેવા ભોગવનાર ગણીએ, તો ઔદ્યોગિક સમાજનો આદર્શ સ્પષ્ટ થતો જાય છે. એ આદર્શ, જગદ્‌વ્યાપી અને જગત જેટલા ઊંડા એક એવા સમાજનો આદર્શ છે કે, તે અરસપરસ ટ્રસ્ટીપણાના સંબંધથી બંધાયેલા અને રોજના કામકાજમાં અન્યોન્ય પ્રત્યેની વફાદારીથી પ્રેરાઈ ચેતનવાન બનેલા માણસોનો છે. રાષ્ટ્રસંઘની વ્યાખ્યા પણ આ પરિભાષામાં આપી શકાય.

ઓછાવત્તા છતાં ચોકસરૂપે સંગઠિત એવા આ જાતના સમુદાયો રાષ્ટ્રની અંદર કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં ક્યારનાય અસ્તિત્વમાં છે. વ્યાપારી જગતની ઊંચામાં ઊંચી કક્ષાએ અને ખાસ કરીને શરાફી અને પરસ્પર વીમાનું કામ કરતાં કેટલાંયે મંડળો એવાં છે કે જેમનામાં કાળની દૃષ્ટિએ ઊંડે મૂળ નાખેલી ટ્રસ્ટીપણાની પરંપરાઓ દૃઢ રીતે સ્થાપિત થયેલી છે. માલની ઉત્પત્તિ તેમ જ વેચાણની બાબતમાં સહાયકારી મંડળીઓની હિલચાલે એ વસ્તુનો સામાન્ય વ્યાપારી ક્ષેત્રમાં પણ ઘણો પ્રચાર કર્યો છે. બીજા પણ ઘણાય દાખલા આપી શકાય. આપણા પોતાના ઇંગ્લંડ દેશમાં જ ન્યાય ચૂકવનારા ટ્રસ્ટીઓ જેવી ન્યાયાધીશી અદાલતો પણ લાંચ-રુશ્વત કે બીજાં કોઈ પણ જાતનાં દબાણોથી પર પુરવાર થઈ છે. હવે આપણને રુશ્વતખોર ન્યાયાધીશની બીક રહી નથી. કોઈ પણ માણસ અપીલો માટેની હાઈકોર્ટમાં જઈને ત્યાં ચાલતું કામ એક દિવસ પણ જોઈ આવશે, તો તેને ઊંચામાં ઊંચી જાતના ટ્રસ્ટીપણાનો નમૂનો જોવા મળશે. આપણી ફોજદારી અદાલતોમાં પણ એવી જ વસ્તુસ્થિતિ છે; અને જેમ જેમ સ્ત્રીઓને મેજિસ્ટ્રેટ તરીકે વધુ પ્રમાણમાં નીમવામાં આવશે, તેમ તેમ તે વધુ વ્યાપક બનતી જશે. કારણ કે, સ્ત્રીઓ ઉપર ટ્રસ્ટીપણાનો ભાર નાખવામાં આવે છે, ત્યારે તેઓ ઉત્તમ ટ્રસ્ટીઓ બની શકે છે, અને નાગરિક તરીકેનું તેમનું સાચું કાર્ય બરાબર બજાવે છે. દાક્તરી ધંધામાં પણ ઇજ્જતનું ઊંચું ધોરણ વેપારદૃષ્ટિની ઉપરવટ રહે છે. કમાવાની દાનત નથી જ હોતી એમ નહિ; પરંતુ તેને પ્રાધાન્ય મળતું નથી. જો મળે, તો લોકોનો વિશ્વાસ

તે ધંધા ઉપરથી તરત જ ઊઠી જાય. સારો દાક્તર પોતાને દરદીના જીવનનો ટ્રસ્ટી માને છે. તેથી પણ વધુ ધ્યાન ખેંચે તેવી વસ્તુસ્થિતિ તો વૈજ્ઞાનિક ક્ષેત્રમાં છે. તેમાં બૌદ્ધિક સહકારની વસ્તુ આગળ વધતી જાય છે. માનવજાત પ્રત્યેની પોતાની મહાન ફરજોના ભાનવાળા બની આખી દુનિયાના વૈજ્ઞાનિકો એક જમાતરૂપ બનતા જાય છે. એ વસ્તુ જેમ જેમ આગળ ધપતી જશે, તેમ તેમ સત્યના પાયા ઉપર રચાયલો સેવાનો આદર્શ, કે જેને કેટલાય વૈજ્ઞાનિકો છૂટાછવાયા સેવે છે, તે એક એવા મહાન મંડળનો પ્રેરક હેતુ બની જશે, કે જેને બધી પ્રજાઓ વચ્ચે વધતા જતા ઐક્ય સંબંધનું તથા સત્ય બોલવા માટે પોતે આખા જગતના જગતના ટ્રસ્ટીરૂપ છે એ બાબતનું પૂરેપૂરું ભાન હશે. કારણ કે આવી બાબતોનો એક નિયમ છે કે, જ્યાં સુધી આખો સમુદાય લશ્કરની પેઠે પોતાને એક જ જવાબદાર એકમરૂપ માનીને ન વર્તે, ત્યાં સુધી આખા સમુદાયની નૈતિક ભાવનાનો વિકાસ થતો નથી.

પોતપોતાની જુદી જુદી સંસ્થાઓરૂપે મૂર્તિમંત થયેલા, અને પોતપોતાના અંકિત કામમાં ઉત્તમતા અને સ્વમાનના ધ્યેયથી પ્રેરાયેલા કામદારોના આવા સંઘો ક્યારનાય સમાજમાં મોજૂદ છે જ. તે ઉપરથી સ્વપ્નદ્રષ્ટાને કે આદર્શવાદીને માનવ-જાતિના ભવિષ્યના સંઘનું સ્વપ્ન રચવાની દિશા જડી આવે છે. કેટલાક દાખલાઓમાં તો આવી સંસ્થાઓ 'રામરાજ્ય'માં પરિણમનારા વાસ્તવિક અંકુરોરૂપ જ હોય છે. માનવજાતિનો સંઘ એક જ રાજ્યતંત્ર નીચેના રાજકીય સંઘનું સ્વરૂપ કદી પ્રાપ્ત કરશે કે કેમ એ બાબતમાં શંકા કરવાનાં કેટલાંક કારણો

હું ક્યારનોય બતાવી આવ્યો છું. પરંતુ મેં જે દાખલાઓ ટાંક્યા છે — અને હું બીજા પણ ઘણાય ટાંકત — તે ઉપરથી સૂચિત થાય છે કે, માનવજાતિના સંઘનું અંતિમ સ્વરૂપ રાજકીય જ હોવું જોઈએ એવું કાંઈ નથી. એમ બને કે, જ્યાં સુધી ટ્રસ્ટીપણાની શક્તિ પૂરેપૂરી વિકસિત થઈ ન હોય, ત્યાં સુધી જ તેનું સ્વરૂપ રાજકીય રહે; પરંતુ જેમ જેમ ટ્રસ્ટીપણાનું તત્ત્વ પોતાના પગ ઉપર ઊભું રહી શકે તેવું દૃઢ બનતું જાય, તેમ તેમ રાજકીય સ્વરૂપ ગૌણ સ્થાન જ પ્રાપ્ત કરે. અત્યારે જ આપણા સમાજની કેટલીય આશાસ્પદ સંસ્થાઓમાં — ઘણીય વિદ્યાપીઠોમાં, જેવી કે, અત્યારે જેમાં વ્યાખ્યાન આપવાનું મને માન મળ્યું છે[1] — એ વસ્તુ સિદ્ધ પણ થઈ ગઈ છે. સંગઠનનાં રાજકીય સિવાયનાં બીજાં સ્વરૂપો, ગમે તેટલા વ્યાપક સંબંધો માટે પણ માનવજાતિ માટે જરૂર ખુલ્લાં છે. અહીં તહીં કોઈ સ્થળે રાજકારણ તેમના કરતાં વધારે શોરબકોર કરતું જણાય તેથી આપણે ભોળવાઈ જવાની જરૂર નથી. એ બધી બાબતો કાયમી હોતી જ નથી; એટલે કાળભાવનાથી વિચાર કરનારને જરૂર પોતાનાં સ્વપ્ન સેવવાનો હક છે.

---

૧. ગ્લાસગો યુનિવર્સિટી.

૧૩

# હક્કો અને ફરજો

ગયા પ્રકરણમાં તારવેલા નિર્ણય ઉપર આવવાનો બીજો પણ એક માર્ગ છે, અને તે આ સ્ટીવન્સન–વ્યાખ્યાનમાળાની શરતોમાં પ્રાધાન્ય ભોગવતા 'જવાબદારી' શબ્દ દ્વારા.

જવાબદારીના ખ્યાલ તરફ માનવ સ્વભાવનું વલણ બહુ વિચિત્ર છે. માણસો તેને શોધે છે અને તેનાથી દૂર ભાગે છે, તેને ચાહે છે અને તેને ધિક્કારે છે. તેમાંથી મુક્ત થવાની માગણી તેઓ હંમેશ કરતા હોય છે; અને જ્યારે તેમની પાસેથી તે લઈ લેવામાં આવે છે, ત્યારે તેઓ ગુસ્સે થાય છે, અને પોતાનું અપમાન થયું હોય તેમ માને છે. તેઓ બીજા ઉપર જવાબદારી નાખવાને તત્પર હોય છે; પરંતુ બીજાઓ તેમની ઉપર નાખવા આવે છે, ત્યારે તેનો વિરોધ કરે છે. રાષ્ટ્રસંઘમાં આ એક કાયમની મુશ્કેલી છે. પ્રજાઓ એક બાજુ જગદ્વ્યાપી નિયંત્રણ સ્થાપવા માટે ઇંતેજાર હોય છે; પરંતુ તેને સ્વીકારવાની વાત આવે છે, ત્યારે દરેક પ્રજા તેટલી જ નામરજી બતાવે છે! એ અસંગતતા અમેરિકાના દાખલામાં સ્પષ્ટ જણાઈ આવે છે. પ્રથમ રાષ્ટ્રસંઘ સ્થાપવામાં મદદ કર્યા બાદ, તે પોતે સૌથી પહેલું તેમાંથી ખસી ગયું.

જવાબદારી માટે પ્રેમ સાથે જ ધિક્કાર — એ પ્રકારની વિરોધી લાગણી માનવસ્વભાવમાં ઊંડે રહેલી છે; એટલે તેમાંથી લોકશાહી સમાજોમાં પારાવાર ખેંચાતાણ નીપજે છે.

ભાષણિયાઓના વપરાશમાં લોકશાહીનો એક અપભ્રષ્ટ અર્થ પણ છે, જેથી તે વસ્તુ જ બેહૂદી બને છે. તે અનુસાર નાગરિકનો મતાધિકાર એટલે પોતાના નાગરિકબંધુઓ ઉપર જવાબદારી નાખીને, જાતે તેમાંથી છટકી જવાનો રાજ્ય તરફથી મળેલો પરવાનો. જોકે, કોઈ ચાલાક દલીલબાજ એમ કહી શકે કે, તેમ છતાંય જવાબદારી નાખવા માટે પોતા સિવાયનો બીજો કોઈ શોધવાની જવાબદારી તો નાગરિકને માથે રહે છે જ! અને લોકશાહીના ઇતિહાસનાં — ખાસ કરીને કરવેરા વિષેનાં — પ્રકરણોમાં, એ જાતની શોધ અને તેમાં મળેલી તાત્કાળિક સફળતાઓનું બયાન ભરપૂર મળે છે, એની ના નહિ પાડી શકાય. તેમ છતાં જવાબદારી ઉઠાવવાની આવે છે ત્યારે જેમ કડવું લાગે છે, તેમ જવાબદારી લઈ લેવામાં આવે ત્યારે પણ કડવું જ લાગે છે; માત્ર ખર્ચમાં ભાગ આપવાની જવાબદારી આગળ-પડતા અપવાદરૂપ છે ખરી!

પરંતુ જવાબદારીઓમાંથી છટકવાના પ્રયત્નો તપાસતાં, સામાન્યતઃ એમ માલૂમ પડશે કે, તેનું કારણ જવાબદારીમાત્ર પ્રત્યે તેમને અણગમો હોય છે એ નથી હોતું; પરંતુ જે જવાબદારીઓ આજે પોતા પર છે તે બીજા પર નાખવાની અને નવી આવનારી જવાબદારીઓનું સ્વરૂપ નક્કી કરવાની સર્વ સત્તા પોતાની પાસે હોવાની ઇચ્છા જ હોય છે. 'જવાબદારી-ઓમાંથી મુક્તિ', કે જેને કારણે ફુરસદનો સમય આપણને આટલો બધો આકર્ષક લાગે છે, તથા જેને કારણે આપણામાંના

ઘણા પોતાની ચાલુ ફરજોમાંથી 'છૂટા' થવાનો વખત ક્યારે આવે તેની રાહ જોયા કરે છે, તેનો અર્થ પણ એ જ થાય છે. તે સમય આવે ત્યારે, અત્યારના જુલમગાર સમાજતંત્રે આપણે માટે નક્કી કરેલી જવાદારીઓને બદલે, આપણે આપણી પોતાની જવાબદારીઓ પસંદ કરી શકીએ: મિ. રસેલ પોતાની સમાજવ્યવસ્થામાં કામદાર વર્ગને જે 'નિરંકુશ' ફુરસદની ખાતરી આપે છે, તેનો અર્થ પણ એ જ થાય છે. કાંઈ પણ જવાબદારી ન હોવી એનો અર્થ એ જ થાય કે, કાંઈ પણ કામ કરવાનું જ ન હોવું. અને તે તો મરવા જેવા કંટાળાનું બીજું નામ જ થયું. ગઈ લડાઈમાં લશ્કરમાં ભરતી કરીને જે બિનલશ્કરી લોકોને લઈ જવામાં આવ્યા હતા, તેઓ ઘણી વાર એવું કહેતા સાંભળવામાં આવતા કે, નાગરિક જીવનમાંથી લશ્કરી જીવનમાં દાખલ થવાને લીધે પહેલાંની જવાબદારીઓમાંથી મુક્તિની જે લાગણી અનુભવાય છે, તેની આગળ યુદ્ધભૂમિના ભયંકર ત્રાસો પણ હળવા લાગે છે. પરંતુ એમ કહેનારા લોકો પોતાની જાતને અન્યાય કરતા હતા એમ જ કહેવું જોઈએ. કારણ કે તેમને જો એમ પૂછો કે, લશ્કરી જીવન સ્વીકારવાથી કઈ ખાસ જવાબદારીઓમાંથી મુક્તિ મળી, તો તેઓ ઘણુંખરું એવો જવાબ જ આપશે કે, 'કમાવાની જવાબદારી, અને તેને લગતી ચિંતાઓ.' પરંતુ તમે તેમને આગળ પૂછો તો નવાઈની એ હકીકત નીકળી આવશે કે, 'પોતાની આજીવિકા કમાવાની' જવાબદારીને બદલે તેમણે બીજી જાતની નવી જવાબદારી વહોરી હતી — અર્થાત્ પુરુષત્વ દાખવવાની જવાબદારી, અને તે પણ એવા સંજોગોમાં કે જ્યારે બંદૂકની એક ગોળી કે તોપનો એક ગોળો ક્ષણવારમાં

જ નિર્વાહ કરવા માટે કોઈ જીવન જ તેમની પાસે છે કે નહિ તે પ્રશ્નનો જ ફેંસલો કરી નાખે. આમ, તેઓએ હલકી કોટીની જવાબદારી છોડીને ઉચ્ચ કોટીની જવાબદારી સ્વીકારી હતી, અથવા વધુ ચોક્કસ શબ્દો વાપરીએ તો, એ જ જવાબદારીનું વધુ ઉચ્ચ રૂપ સ્વીકાર્યું હતું.

હવે હું નીચેનો સિદ્ધાંત સ્થાપિત કરવાની હિંમત કરું છું. તેને માટે મારી પાસે પૂરતાં કારણો છે, જોકે, તે બધાં આ વ્યાખ્યાનોમાં હું ચર્ચી નાખું એવી આશા નહિ જ રાખવામાં આવે. તે નિયમ આ છે કે, **माणस स्वभावथी ज जवाबदार व्यक्ति छे.** અથવા બીજા શબ્દોમાં કહીએ તો, **ते जन्मथी ज ट्रस्टी छे.** તેથી કરીને કેળવણીની જે પદ્ધતિઓ તેની ટ્રસ્ટી-પણાની શક્તિ ખીલવવામાં નિષ્ફળ નીવડે છે, તે બધી જ પોતાનું મૂળ પ્રયોજન ચૂકે છે, તથા રાજ્યતંત્રની જે પદ્ધતિઓ તેને ટ્રસ્ટી ગણવામાં નિષ્ફળ નીવડે છે, તે બધી તેને અન્યાય કરે છે. તેનો સ્વભાવ સતત જે વસ્તુ માટે ઝંખ્યા કરે છે, તે વસ્તુ 'જવાબદારી' જ છે. અને તે વસ્તુ તેને મળવી જ જોઈએ; તથા તે મેળવશે જ. **जवाबदारीनो हक** નાગરિકનો સૌથી પ્રથમ હક છે. તે સિવાયના તેના બધા 'હકો'નો કાંઈ જ અર્થ નથી. તેના હકો અને તેની ફરજો આ જગાએ એક થઈ જાય છે. તેને ઘણીય ફરજો છે; પરંતુ **फरजोनो हक** તે બધી ફરજોના મૂળમાં રહેલો છે. તે એક ટ્રસ્ટી છે; અને પોતા ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસને પાર પાડવાનું તેના ઉપર બંધન છે; પરંતુ બીજાઓ તેના ઉપર વિશ્વાસ મૂકે એવો તેનો હક ડૂલ ન થાય તે જોવાની તેના અન્ય નાગરિક બંધુઓની સૌથી પ્રથમ ફરજ છે.

કેટલાક ફિલસૂફો એમ પ્રતિપાદન કરે છે કે, વસ્તુનું સ્વરૂપ તેની ક્રિયાથી પ્રગટ થાય છે. દર્શનશાસ્ત્રની દૃષ્ટિએ એ સિદ્ધાંત બરાબર હશે કે નહિ; પરંતુ એટલું તો નક્કી જ છે કે, કોઈ પણ વસ્તુનું કાર્ય શું છે તે સમજ્યા સિવાય તે વસ્તુ કેવી છે તે સમજવાનું બીજું કાંઈ જ સાધન નથી. અને જ્યારે તમે કોઈ મનુષ્ય કે તેના સમાજનું લક્ષણ બાંધવા ઇચ્છો, ત્યારે તો તે નિયમ ખાસ સાચો ઠરે છે. તમે કોઈ માણસને 'બેપગું પ્રાણી' કહીને વર્ણવો છો, ત્યારે તે કેવી રીતે ચાલે છે તે બતાવો છો, અર્થાત્ તે શી ક્રિયા કરે છે તે વિષે કંઈક કહો છો. કોઈ પણ કૃતિ દ્વારા અંતે શું પ્રયોજન સિદ્ધ થાય છે તે જાણ્યા વિના તેનું સ્વરૂપ સમજવું મુશ્કેલ છે. તેમાંય માણસ જેવી સજીવ કૃતિનું સ્વરૂપ તો કદી ન સમજાય. તે દૃષ્ટિએ નાગરિક जवाबदारी उठाववानी अने तेने पार पाडवानी क्रिया करे छे, એમ જરૂર કહી શકાય.

ઉપરાંત, જ્યારે આપણે કોઈ વસ્તુનું લક્ષણ બાંધીએ છીએ, ત્યારે બીજા કોઈ કે તે વસ્તુ સાથે કેવી રીતે વર્તવું જોઈએ એ પણ કહી દઈએ છીએ. માણસ એટલે બે પગે ચાલનારું પ્રાણી એમ કહીએ, તેની સાથે જ આપણે એ પણ કહેતા જઈએ છીએ કે, તેણે ટટાર ચાલવું જોઈએ અને બેઠાડુ કે નિશ્ચલ દશામાં પોતાનું જીવન ન ગાળવું જોઈએ. સાપ એ ઝેરી પ્રાણી છે એવી તેની વ્યાખ્યા બાંધીએ, તેની સાથે જ આપણે લોકોને ચેતવીએ છીએ કે, તેમણે સંભાળીને સાપ જોડે કામ પાડવું જોઈએ. આપણે કોઈ શીશા ઉપર 'ઝેર' એવું લખીએ છીએ તેની સાથે આપણે કહી દઈએ છીએ કે, કોઈએ તેને પીવું નહિ. આપણે કોઈ વસ્તુને સારી

કહીએ તેનો અર્થ એ છે કે, આપણે બધા માણસોને તેનું સંમાન કરવાનું, તેને ટેકો આપવાનું, અને તે પ્રમાણે વર્તવાનું કહીએ છીએ. કોઈ વસ્તુને આપણે ખરાબ કહીએ તેનો અર્થ એ છે કે, આપણે બધા લોકોને તેનો તિરસ્કાર કરવાનું, તેનો વિરોધ કરવાનું, અને તે પ્રમાણે ન વર્તવાનું કહીએ છીએ. આપણી વ્યાખ્યાનું વર્ણનાત્મક રૂપ બદલાઈને આપોઆપ જ આજ્ઞાર્થક થઈ જાય છે. અંતે સત્યમાત્ર મૂળે આજ્ઞાર્થક છે. તેને તમે જરા ઊંડે સુધી તપાસવાનો પ્રયત્ન કરશો કે તરત કોઈ આજ્ઞા જ તમારા હાથમાં આવશે. સત્ય હંમેશાં સક્રિય રીતે પ્રવૃત્તિ કરવાની દિશા સૂચવે છે, નહિ કે અક્રિય રીતે ઝાલી રાખવાનો કોઈ મુકામ. તે વસ્તુ નહિ પણ ક્રિયા છે, ખાલી અસ્તિ-ભાતિત્વ નહિ પણ શક્તિ છે. આ વાત સામાજિક ફિલસૂફીને પણ લાગુ પડે છે. તેમાં પ્રતિપાદિત કરેલું દરેક સત્ય, તમે બોલ્યા તેની સાથે જ આજ્ઞારૂપ બની જાય છે.

તે જ પ્રમાણે નાગરિકતાની કે નાગરિકની વ્યાખ્યાને તેની ફરજો વિષેના, અર્થાત્ તેણે શું કરવું જોઈએ એ જાતના, વિધાનથી જુદી પાડી શકાય નહીં. નાગરિક થવું એનો અર્થ જ એ કે, સક્રિય રીતે જવાબદાર માણસ બનવું — એવો માણસ બનવું કે જેને કાંઈક કરવાનું છે, જેને કાંઈક ફરજો છે. નાગરિક તેના બીજા નાગરિકબંધુઓ પાસેથી કેટલીય સેવાઓ મેળવે છે, રાજ્યતંત્ર અથવા સમાજતંત્ર દ્વારા મળતા લાભો પણ ભોગવે છે, સામાજિક વારસાનો તે નસીબદાર વારસ છે, કાયદાઓ વડે તે સંરક્ષાયેલો છે; તે પોતાના આંબાવાડિયાની છાયામાં સુરક્ષિતપણે બેસી શકે છે, તેને બિવરાવવાની કોઈની હિંમત નથી. પરંતુ પોતાના જાતિબંધુઓ પાસેથી લાભ

મેળવનાર તરીકે, તેમ જ આગલા જમાનાઓના વારસ તરીકે તેને જે પ્રમાણમાં ફાયદો પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણમાં તેનો જમાનો તેની પાસેથી સેવાઓની પણ આશા રાખે છે. તેને મળતા લાભો જેમ જેમ વધે, તેમ તેમ તેની જવાબદારીઓ પણ વધતી જાય છે. તેની સુરક્ષિતતાને આટલી બધી નિઃશંક કરી આપવામાં આવે છે, તે કંઈ તે એકલો સ્વાર્થીપણે તેનો લાભ ઉઠાવે તે માટે નહીં; પરંતુ સમાજની સેવા કરવા માટે તેને ચોકસ ભૂમિકા મળે તે સારુ. ફરજો સિવાય તેના હકોની કંઈ કિંમત નથી. તેના હકોને કારણે તે કોઈ રીતે તેની જવાબદારીઓમાંથી મુક્ત થઈ શકતો નથી; ઊલટું બધી રીતે તેના હકો તેને માટે જવાબદારીઓ ઊભી કરતા જાય છે. હું આગળ કહી આવ્યો તેમ, તેના સૌથી મુખ્ય હક 'જવાબદારીઓ માટેનો હક' છે. જ્યારે સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો નહોતો, ત્યારે તેઓ એ વસ્તુસ્થિતિને જવાબદારીઓ માટેનો તેમનો હક છીનવી લેનારી કહીને જ ધિક્કારતી હતી. તેઓ કહેતી કે, અમારે જવાબદારી જોઈએ જ અને અમે તે મેળવીશું જ; તેમ જ તે ન મળતાં ગુસ્સે થઈને તેઓમાંની કેટલીક બહુ દૂર સુધીની હદે ગઈ હતી. એક સમજદાર વ્યક્તિ તરીકે નાગરિકનો પોતાનું જીવન માણવાનો હક જરૂર કબૂલ રાખીએ; પરંતુ તે ઉપરાંત તેના માનવબંધુઓને ઉપયોગી અને કીમતી થઈ પડવાનો, તથા પોતે તેવો છે એવું ભાન હોવાનો પણ તેનો હક છે. જે સ્થિતિમાં તે બીજાઓને કશા ઉપયોગનો ન રહે, જે સ્થિતિમાં બીજાઓની સેવા કરવાની તેને તક જ ન મળે, જે સ્થિતિમાં તેને બજાવવા જેવી કોઈ ફરજો જ ન હોય, તથા જે સ્થિતિમાં

તેને પંપાળીને કે ક્ષીણ બનાવી દઈને એવો કરી મૂકવામાં આવે કે તે કોઈને કશા કામનો જ ન રહે, તેવી સ્થિતિમાં તેને મૂકવા કરતાં ભારે નુકસાન તમે તેને બીજું કાંઈ ન કરી શકો. ફરી કહું છું કે, ફરજનો તેને હક છે.

ફરજનો તેને હક છે, અને તે પણ સહીસલામતી-ભરેલી, સહેલી કે આનંદપ્રદ ફરજોનો જ નહિ, પણ જોખમભરેલી, મુશ્કેલ, અને બોજારૂપ ફરજોનો પણ. પોતાના જાતિબંધુઓની સેવામાં પોતાની જિંદગી જોખમમાં નાખવાનો અને મરજી હોય તો તે અર્પણ પણ કરવાનો તેને હક છે. તે જ પ્રમાણે કામ કરવાનો પણ તેને હક છે: સારા પગાર માટે જ નહિ, પણ મરજી થાય તો પગાર વિના પણ. અને એ વસ્તુ કેટલાક ઉત્તમ પુરુષોને હંમેશ પસંદ પડવાની.

આધુનિક જગતમાંથી જ હું તમને એક દાખલો આપું. અમેરિકામાં થોડા વખત પહેલાં જ ડૉ. ચાર્લ્સ પ્રોટીયસ સ્ટીન્મેઝ મરણ પામ્યા. તે વીજળીના ઉપયોગો શોધવાની બાબતમાં અગ્રણી હતા, અને તે બાબતમાં તેમની પ્રજ્ઞાશક્તિ અદ્ભુત હતી. ઘણાં વર્ષ સુધી તે અમેરિકાની મહાન ઔદ્યોગિક પેઢીઓમાંથી એક — ધી જનરલ ઇલેક્ટ્રિક કંપની — ની નોકરીમાં તદ્વિદ કે ખાસ જાણકાર તરીકે રહ્યા હતા. અતિશય પૈસાદાર તરીકે તેમની ખ્યાતિ હતી, તથા તે કંપનીમાં તેમના ભાગ વિષે, તથા તેમની નોકરીના બદલામાં તેમને મળતા જંગી પગાર વિષે ઘણી મોટી મોટી વાતો લોકમાં ચાલતી હતી. તેમના મૃત્યુ બાદ તેમનું વસિયતનામું જાહેર કરવામાં આવ્યું, ત્યારે લોકોને નવાઈ સાથે માલૂમ પડયું કે, આ દુનિઆમાં તેમની કુલ મિલકતમાં એક જૂની

પુરાણી મોટર, બીજી થોડીક નજીવી ચીજો, અને કારખાનાના મજૂર તરીકે મળેલ ત્રણસો પાઉંડના વીમાનો જ સમાવેશ થતો હતો. તે કંપનીમાં તેમનો એક પણ શૅર ન હતો, અને તેમણે પોતાની મરજીથી જ કાંઈ પણ પગાર કે ભાગ સ્વીકારવાની ના પાડી હતી. તેમણે કહ્યું હતું કે, 'હું કામને ખાતર જ મારું કામ કરવાનો છું; પૈસા ખાતર હરગિજ નહીં. એમનો દાખલો અનુસરવા જેવો છે કે નહીં એની ચર્ચા હું નથી કરવા માગતો; પરંતુ એક વસ્તુ હું જરૂર કહીશ કે, દરેક સ્વતંત્ર નાગરિકને પગાર વિના જ કામ કરવાનો જે હક હોય છે, તે હક સ્ટીન્મેઝ ભોગવતા હતા. મને લાગે છે કે, તે પેલા યંત્રશાસ્ત્રી અને ગણિતશાસ્ત્રી, તથા પરમેશ્વરના નમ્ર સેવક — હુસેનઅલીના જ વર્ગના હતા.

જવાબદાર નાગરિકને કોઈ સારા ધંધામાં પોતાનું નસીબ અજમાવવાનો હક છે; પરંતુ તેને અભાગી અને કચરાયેલા લોકોના વર્ગમાં જ ભળવાનો, તથા તેમના કંગાલ ધંધામાંથી તેમને જ ધોરણે મહેનતાણું મેળવવાનો પણ હક છે. તેને જેમ જીતતા પક્ષમાં જોડાવાનો હક છે, તેમ હારતા પક્ષમાં પણ જોડાવાનો હક છે. તમે કહેશો, તેને સુખ ભોગવવાનો હક છે, તો તે કબૂલ; પરંતુ અર્લૅન્ડ વીંકલરીડની પેઠે 'ભાલાનાં અણિયાં પોતાની છાતી પર ઝીલવાની' ફરજ આવી પડે, તો તે પણ તેનો હક નથી શું? હું તો એને માણસના બધા હકોમાં સૌથી વધારે કીમતી હક ગણું. તે હક એટલે તેની ફરજ બજાવવાનો હક — દુઃખ ભોગવવાનો હક. તેના બીજા જે કોઈ હક હોય, તે બધાની પ્રથમ શરતરૂપ તે હક છે.

'આદર્શ સમાજવ્યવસ્થા'નું ચિત્ર કોઈ વેળા એવું દોરવામાં આવે છે કે, તે વ્યવસ્થા નાગરિકને તેની બધી જવાબદારીઓમાંથી આપોઆપ મુક્ત કરી દે છે, તથા તેની ખાંધેથી તે બધો બોજો ઉઠાવી, પોતાની ખાંધે લઈ લે છે. નાગરિકે તો માત્ર મતપેટીમાં પોતાનો મત નાખી આવવાનો — ટિકિટ લેવા માટે તેના યંત્રના કાણામાં આનો નાખી આવે તેમ. પછી બાકીનું બધું તે આદર્શ સમાજવ્યવસ્થા જ કરી લે. આપણને કેટલીક વાર એમ લાગે છે કે, એ જાતની વ્યવસ્થા જ આપણને માફક આવશે. પરંતુ વસ્તુતાએ આપણામાંનો કોઈ તેને એક દિવસ પણ વેઠી ન શકે. કારણ કે, તે તો આપણો જવાબદારી માટેનો હક, છીનવી લે છે; અને સ્વતંત્ર માણસ તો એ હક પ્રાણાન્તે પણ જતો કરવા તૈયાર નહીં થાય. તેને બદલે એમ કહેવું જોઈએ કે, સારી સમાજવ્યવસ્થા તો પોતાના સભ્યોને હલકી જવાબદારીઓને બદલે ઊંચી જવાબદારીઓ લેવાની તથા બદલવાની સતત તક આપ્યા કરે છે. પ્રગતિશીલ સંસ્કૃતિનો ઇતિહાસ તો વધતા જતા 'ટ્રસ્ટ'ની, તથા ટ્રસ્ટીઓ માટે વધતી જતી માગણીની જ નોંધરૂપ હોય છે. જ્યારે ટ્રસ્ટીઓ મળતા બંધ થાય છે, ત્યારે સંસ્કૃતિ પણ પડી ભાગે છે; ભલે પછી તેનું સમાજતંત્ર ગમે તેવું ગોઠવ્યું હોય.

સારી સમાજવ્યવસ્થા આપણને સુરક્ષિતતા જરૂર આપે છે; પરંતુ તે જે લાવી આપે છે તે આપણું 'સુખ' છે કે કેમ એ બાબતમાં મને મોટી શંકા છે. 'સુખ'ની બાબતમાં આપણને સંતોષ આપવો મુશ્કેલ છે. અને આપણે તેની 'સરખી વહેંચણી'ની બૂમો ભલે પાડ્યા કરીએ, પરંતુ તે

સરખી રીતે વહેંચાયું કે નહિ, એ કોઈ માણસ કદી કહી શકવાનો નથી. સુખને જ ધ્યેય બનાવવામાં રહેલી અનેક મુશ્કેલીઓમાંની એ એક છે. કારણ કે સુખના બીજાઓએ નિયત કરેલા પ્રકારો આપણને ભાગ્યે જ આકર્ષી શકે. આપણે જે સુખ ભોગવીએ, તેમાં હંમેશ આપણું વ્યક્તિત્વ થોડે ઘણે અંશે આપણે દાખવવા ઇચ્છીએ છીએ. પરંતુ સમાજવ્યવસ્થા જ જો આપણું સુખ પૂરું પાડતી હોય, તો તે તો અમુક ઢાળેલાં ચોક્કસ બીબાંમાં જ આપણને પૂરું પાડી શકે. આપણી અંગત ખાસિયતો અને કામનાઓ મુજબનું સુખ, કે જે સુખ જ આપણે માટે સૌથી અગત્યનું હોય છે, તે તો તે નહિ જ પૂરું પાડી શકે. કેટલાક ભલા પુરુષો એવા હોય છે, જેઓ કોઈ લંગડા કૂતરાને ઊંચી વાડ ઓળંગવામાં મદદ કર્યા વિના સુખી જ ન થાય. જ્યારે બીજા કેટલાક એવા હોય છે કે, તેઓ જ્યારે કોઈને રિબાવે કે ત્રાસ આપે ત્યારે જ સુખી થઈ શકે. સમાજતંત્ર આ બંનેમાંથી એક પણ વર્ગનું સુખ નિપજાવી ન કરી શકે. ઊંચી વાડ ઓળંગવામાં ભલા લોકો મદદ કરી શકે તે માટે તેમને લંગડા કૂતરા પૂરા પાડવાનું પણ તે માથે નહિ લે, કે રિબાવવા માટે જાલીમોને માણસો પૂરાં પાડવાનું પણ તે માથે નહિ લે.

એક જાતનું સુખ એવું છે, જેને સામાન્ય રીતે 'ગળ્યું સુખ' કહેવામાં આવે છે. અને વસ્તુતાએ મીઠાઈની દુકાનમાંની ચીજો આંતરિક ગુણની દૃષ્ટિએ તેમ જ તેમની લોકપ્રિયતાની દૃષ્ટિએ પણ તે સુખના આબેહૂબ પ્રતીકરૂપ જ હોય છે. અમેરિકામાં કઈ ચીજોનો વેપાર સૌથી વધુ ચાલે છે, તેની થોડા વખત પહેલાં કરવામાં આવેલી તપાસ દરમ્યાન માલૂમ

પડ્યું હતું કે, 'મીઠાઈ'ઓનો ધંધો જ સૌથી વધુ ધમધોકાર ચાલતો હતો. મનુષ્યોની ઇચ્છાઓનો પવન કઈ દિશામાં વહે છે, એ સૂચવનાર તરીકે એ માહિતી મને સામાજિક દૃષ્ટિએ બહુ અગત્યની લાગી; અને મને થયું કે, અમેરિકાની સ્વતંત્રતાની જાહેરાત દ્વારા તે લોકોએ 'સુખ માટેનો જે હક' સંપાદન કર્યો છે, તેમાં આ મીઠાઈઓ તથા તેઓ જેના પ્રતીકરૂપ છે તે 'ગળ્યાં સુખ' પૂરતા પ્રમાણમાં મેળવવાનો હક પણ સમાઈ જાય છે કે શું? મને એમ લાગે છે કે, આપણે આપણી સમાજવ્યવસ્થા દ્વારા સુખપ્રાપ્તિની આશા ન જ રાખવી જોઈએ; અને ખાસ કરીને આ મીઠાઈઓવાળાં ગળ્યાં સુખોની તો નહિ જ.

આ રીતે વિચાર કરતાં એ નિર્ણય ઉપર અવાય છે કે, ટ્રસ્ટીપણું અને જવાબદારી એ બંને નાગરિકધર્મના મૂળ તત્ત્વનાં જ જુદાં જુદાં નામ છે. તે બંને આપણને યાદ દેવરાવે છે કે, આપણી નાગરિકતા દ્વારા આપણે જે કાંઈ લાભરૂપે મેળવીએ, તેની કિંમત, આપણે તેમાં સેવારૂપે જે કાંઈ નાખીએ તેના વડે જ નિયંત્રિત થતી હોય છે. આપણે એક બાજુ હકની વાત કરીએ, તેની સાથે જ બીજી બાજુ આપણી ફરજો આવીને ખડી થાય છે. ટ્રસ્ટીપણું અને જવાબદારી એ બે શબ્દોમાંથી ટ્રસ્ટીપણું શબ્દ જ વધુ પસંદ કરવા જેવો છે. કારણ કે, એ શબ્દ આપણને આ બધી વસ્તુઓ વધુ અસરકારક રીતે યાદ દેવરાવે છે. તે શબ્દ આપણને આપણા હકો અને આપણી ફરજોને ભેગી એક જ વસ્તુ તરીકે જોતાં શીખવે છે. કારણ કે, એક વાર આપણે સ્વીકારી લીધું કે નાગરિકનો મૂળભૂત હક 'ટ્રસ્ટી' ગણાવાનો છે, તેની સાથે જ તેની

મૂળભૂત ફરજ આવીને ઊભી જ રહી કે તેણે તેને સોંપવામાં આવેલું ટ્રસ્ટીપણું અદા કરવું. ઉપરાંત, એ શબ્દથી આપણે 'હકો અને ફરજો' એ બંને શબ્દોનો નર્યો રાજકીય અર્થ કરવાની ભૂલમાંથી બચી શકીશું. સાથે સાથે જ એ શબ્દથી આપણને ટ્રસ્ટીપણાથી ચાલતા ઊંચામાં ઊંચી કક્ષાના વ્યાપારી વ્યવહારો તથા ઔદ્યોગિક ક્ષેત્રમાં તેને આધારે જ ચાલતી સૌથી વધુ આબરૂદાર લેવડ-દેવડોની વાતો યાદ આવે છે; અને સમાજને ચાલુ રહેવામાં એ બધા વ્યવહારો કેવો મોટો તથા હિતકારક ભાગ ભજવે છે, તે પણ સ્પષ્ટ સમજાય છે.

એ વસ્તુ અત્યારે કોઈ કોઈ સ્થળે વ્યાપેલા નિરાશાવાદને સુધારવામાં પણ ઉપયોગી નીવડશે. ઔદ્યોગિક બાબતોમાં આજના ઉદ્યોગે ટ્રસ્ટીપણાની એક એવી શક્તિ વિકસાવી છે કે જે રાજકીય ક્ષેત્રમાં થયેલા તે જાતના વિકાસની સાથે સારી રીતે સરખામણીમાં ઊતરી શકે તેમ છે. એટલે જ્યારે માનવ-જાતિની એકતાના સાધન તરીકે રાજકીય પ્રજાતંત્રવાદથી આપણને નિરાશા ઊપજે, ત્યારે 'ટ્રસ્ટીપણું' શબ્દ આપણને યાદ દેવરાવશે કે ભરોસા ઉપર નભતી તથા કુશળ ટ્રસ્ટીઓ દ્વારા સંચાલિત થતી કેટલીય ઔદ્યોગિક સંસ્થાઓ મોટી સંખ્યામાં હજુ મોજૂદ છે કે જે વિશ્વવ્યાપી એકતા વિકસાવવાને માટે યોગ્ય શરૂઆતરૂપ થઈ પડે. મતાધિકાર એ કંઈ જગતનું મૂળતત્ત્વ નથી; પરંતુ 'કામકાજ' તો છે જ; અને જે કોઈ આ બાબતોમાં લાંબી તથા ઊંડી નજર ફેંકશે તેને શંકા નહી રહે કે, એક કામદાર કે સમાજના સેવક તરીકે તથા બીજી બાજુ સમાજની સેવ્ય એવી વ્યક્તિ તરીકે માણસ અંતે આખા વિશ્વનો નાગરિક થવાનો દાવો,

અથવા હુસેનઅલીના શબ્દોમાં કહીએ તો 'અતિ મહાન પરમેશ્વરના નમ્ર સેવક થવાનો' દાવો પુરવાર કરશે. તેનું ટ્રસ્ટીપણું તો 'કામકાજ' કરવારૂપ તેના મુખ્ય ધંધાના ક્ષેત્રમાં દૃઢમૂળ રોપાયેલું છે, જ્યારે તેનો મતાધિકારનો ધંધો તો તેનાથી ગૌણ છે. તેને 'જવાબદારી'ને બદલે 'ટ્રસ્ટીપણું' કહેવાથી આ અગત્યની બાજુ ઉપર આપણે ભાર મૂકીએ છીએ; તે બાજુને ધાર્મિક બાજુ નામ આપવું એ બહુ યોગ્ય છે.

હું સમજું છું તે પ્રમાણે, નાગરિકતાના હકો અને ફરજોની ત્રણ મુખ્ય બાજુઓ છે: રાજકીય, ઔદ્યોગિક, અને સાર્વલૌકિક કે વિશ્વવ્યાપી. આપણામાંનો દરેક જણ પ્રથમ તો જે દેશમાં પોતે જન્મ્યો છે તે દેશનો નાગરિક છે. બીજું, તે આ કામગરા પૃથ્વીગ્રહનો નાગરિક છે; અને ત્રીજું, તે સમગ્ર વિશ્વનો નાગરિક છે. મતદાર તરીકે તે પોતાના દેશનો છે; કામદાર તરીકે તે માનવજાતિનો છે; અને મનુષ્ય તરીકે તે આખા વિશ્વનો છે. તે દરેક ક્ષેત્રની દૃષ્ટિએ તેને જેમ જુદા જુદા હકો અને ફરજો છે, તેમ જ તે ત્રણે ક્ષેત્રના ભેગા એવા હકો અને ફરજો પણ તેને છે.

આ ત્રણે પ્રકારની નાગરિકતા એકબીજા સાથે ગાઢ સંકળાયેલી છે તથા એકબીજાને આધારે રહેલી છે. જ્યાં સુધી આપણે બીજાં બે ક્ષેત્રમાંનું આપણું સ્થાન ધ્યાનમાં નહીં રાખીએ, ત્યાં સુધી આપણે એ ત્રણમાંથી એક પણ ક્ષેત્રના નાગરિક તરીકે આપણી ફરજો (કે જેમાં આપણા હકોનો સમાવેશ થઈ જાય છે) સમજી શકવાના નથી. જે દેશમાં આપણે જન્મ્યા હોઈએ, તે દેશમાં મતદાર તરીકે આપણી જવાબદારીઓ, બીજી બાજુ માલ ઉત્પન્ન કરનારા તથા માલ વાપરનારાઓના

આંતરરાષ્ટ્રીય સંઘમાં કામ કરનારા તરીકેની આપણી જવાબદારીઓ સાથે ગાઢપણે સંકળાયેલી છે; અને તે બંનેનાં મૂળ પાછાં માનવપ્રાણીઓ તરીકેની આપણી જવાબદારીઓમાં ઊંડે નંખાયેલાં છે. દરેકની અસર બીજાં બે ઉપર થાય છે, અને તેમની એકબીજાની અસરમાંથી હકો અને ફરજોની એવી હારમાળા ઊભી થાય છે કે જે અતિશય જટિલ છે. પરંતુ તેની અંદર એક પ્રકારની આંતરિક એકતા છે, જે અપાર અગત્યની છે, કાળ જેટલી ઊંડી છે, અને સ્થળ જેટલી વ્યાપક છે.

સ્ટિવન્સન વ્યાખ્યાનમાળાની શરતોમાં નાગરિકતાના પ્રથમ બે પ્રકારનો ઉલ્લેખ છે, પરંતુ ત્રીજા માટે, અર્થાત્ સમગ્ર વિશ્વની આપણી નાગરિકતા બાબત કશું સ્પષ્ટ કહેવામાં આવ્યું નથી. પરંતુ આપણને નાગરિકના હકો અને ફરજો સમજવાનું કહીને, તેમાં ગર્ભિત રીતે તેને વિષે પણ કહી જ દીધું છે. કારણ કે હક અને ફરજ એ બંને શબ્દોના અર્થને સારા વિશ્વ સાથે લેવાદેવા છે. આપણી ફરજો એટલે શું? આપણી ફરજો એટલે તે કર્તવ્યો કે જે આપણે બજાવીએ એવું આખું વિશ્વ આપણી પાસે અપેક્ષા રાખે છે. આપણા હકો એટલે શું? આપણા હકો એટલે તે અધિકારો કે જે આપણને આખા વિશ્વ તરફથી મળ્યા છે. આપણે જો માનવપ્રાણી ન હોત અને સમગ્ર વિશ્વના નાગરિક ન હોત, તો આપણને કાંઈ હકો કે ફરજો જ ન હોત. તો પછી મત આપવા માટે ગ્લાસગો ન હોત, કે કામ કરવા માટે પૃથ્વી ન હોત. આખા વિશ્વની ભૂમિકા વિના આપણી રાજકીય નાગરિકતા અને આપણી ઔદ્યોગિક નાગરિકતા અગમ્ય અથવા તો અર્થહીન જ રહે.

—

આપણ માનવપ્રાણીઓને એવું માની લેવાની ટેવ પડી છે કે, આખી સૃષ્ટિમાં આપણી જાત જ એકમાત્ર અગત્યની વસ્તુ છે. આપણે આખા જગત સામે એક પ્રકારનો જાતિમદ ઊભો કર્યો છે. માનવજાતિ પોતાને એકમાત્ર અગત્યની વસ્તુ માને છે: આખી કુદરતનું અસ્તિત્વ આપણે તેના ઉપર રાજ્ય ચલાવીએ એટલા માટે છે; તેની શક્તિઓ આપણાં યંત્રો ચલાવવા માટે, અને તેની સાધનસંપત્તિ આપણે તેને લૂંટીને સમૃદ્ધ થઈએ તેટલા માટે છે; તેના કાયદા આપણી સગવડ માટે છે; અને પોતપોતાના માર્ગમાં ગતિ કરતા આકાશના તારાઓ પણ આપણાં ગાડાંને દિશા બતાવવા માટે છે. પરંતુ આપણે હજુ શીખવાનું છે કે, આ વિશ્વમાં માનવજાતિને ઠીક રીતે વર્તવાની શરતે જ નભાવી લેવામાં આવે છે. વિશ્વની આપણી તે નાગરિકતા પ્રત્યે આપણે દુર્લક્ષ કરીશું અને ત્યાં અંકિત થયેલા કાયદાઓ, કે જેમને આપણે મત આપીને અમલમાં આણ્યા નથી, તેમની સાથે જો આપણે ગમે તેવી છૂટ લઈશું, તો આપણી બાકીની નાગરિકતાઓની પણ ખૂરી વલે થવાની છે. આપણે માનવો તરીકે બાકીના વિશ્વ સામે ઊભો કરેલો જાતિમદ સારી વસ્તુ નથી; એ બહુ ભયંકર વસ્તુ છે. આ વાત જો આપણે લક્ષમાં નહિ રાખીએ, તો નાગરિકના હકો અને ફરજો વિષેનો આપણો અભ્યાસ કંઈ જ કામનો નથી.

# પરિશિષ્ટ

મૂળ પુસ્તકમાં ૧૩ મા પ્રકરણ પછી ૧૪ મું પ્રકરણ 'ટ્રસ્ટીપણાનો દાખલો' એ નામનું છે. તેમાં લેખકે શરૂઆતમાં હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર જોશિયા રૉઇસની ઓળખાણ કરાવી છે. પ્રો. રૉઇસ જન્મસિદ્ધ દાર્શનિક હતા; અને તે વિષયમાં તેમણે આપેલા ફાળાને કારણે જ તેમની ખ્યાતિ પણ થયેલી છે. પરંતુ પછીનાં વર્ષોમાં તેમણે પોતાના દાર્શનિક સિદ્ધાંતો ઉપરથી વિશિષ્ટ સમાજશાસ્ત્ર તારવવાનું કઠણ કામ માથે લીધું. બન્યું પણ એવું કે, તેમના દાર્શનિક સિદ્ધાંતો એવી જાતના હતા કે, તેમને વેપાર-વ્યવહારમાં ઝટ લાગુ કરી શકાય, — કદાચ દાર્શનિક સિદ્ધાંતો માટે એ ગુણ નવીન જ કહેવાય. તેમણે પોતાના સિદ્ધાંતોને 'વફાદારીની ફિલસૂફી'[1] એવું નામ આપ્યું. આ ગ્રંથના લેખક પ્રો. જૅક્સ 'જીવનનું વ્યાવહારિક તત્ત્વજ્ઞાન' શોધતાં જુવાન સ્ત્રીપુરુષોને તે પુસ્તક વાંચી જવાની ખૂબ ભલામણ કરે છે. અલબત્ત, તે સાથે સાથે જ કબૂલ કરતા જાય છે કે, જેમને પોતાની તર્કશક્તિ અને દલીલબાજીની શક્તિ વધારવી હોય, તેમણે તો એ પુસ્તક કરતાં બીજા દાર્શનિકોનાં પુસ્તકો જ વાંચવાં જોઈએ. પરંતુ જેમને તત્ત્વજ્ઞાનની દોરવણી હેઠળ કીમતી જીવનપ્રયોગો કરવાની ઇંતેજારી છે, તેમને બીજા કોઈ પુસ્તક કરતાં તે પુસ્તક વધુ ઉપયોગી થશે, એમ તેમનું માનવું છે. ઘણાએ એ પુસ્તક વાંચ્યા પછી, એની ભલામણ કરવા બદલ પ્રો. જૅક્સનો આભાર માન્યો છે, એમ તે ઉમેરતા જાય છે.

---

૧. 'ફિલૉસોફી ઑફ લૉયલ્ટી' — મૅકમિલન કંપની, ન્યૂયૉર્ક.

પરંતુ આ પ્રકરણમાં પ્રો. જેક્સ, પ્રો. રૉઇસના એ પુસ્તકની વાત નથી કરવા માગતા; પરંતુ પોતાના મૃત્યુ પહેલાં થોડા જ વખત અગાઉ પ્રો. રૉઇસે ઉપરના પુસ્તકના અનુસંધાનમાં જ જે પુસ્તક પ્રસિદ્ધ કર્યું, તે પુસ્તકમાંથી એક મુદ્દો બધાના ધ્યાન ઉપર લાવવા માગે છે. તે પુસ્તક છપાયું તે વખતે ગત યુરોપીય મહાયુદ્ધનું પ્રથમ વર્ષ હતું; અને ઘણા વિચારકો એ જાતનાં યુદ્ધોને ફરી આવતાં બંધ કરવાના પ્રશ્ન ઉપર વિચાર દોડાવી રહ્યા હતા, તેમ જ તે માટે સંખ્યાબંધ યોજનાઓ રજૂ કરી રહ્યા હતા. તેમાંની મોટા ભાગની આજે ભુલાઈ ગઈ છે, અને ઘણી ખરી તો ભુલાઈ જવાને લાયક પણ હતી. પરંતુ પ્રો. રૉઇસે રજૂ કરેલી યોજના યાદ રાખવા લાયક છે; કારણ કે, એ દિશામાં ભવિષ્યમાં કામ કરવા ઇચ્છનારાઓ માટે તે બહુ કીમતી સૂચના રજૂ કરે છે, એમ પ્રો. જેક્સ જણાવે છે. જોકે, કોઈ પણ યોજના એવી હોતી નથી કે જે અમલમાં આવતાં જ આપોઆપ વિશ્વશાંતિ સ્થપાઈ જાય; અને એવું માનનારાઓમાં પ્રો. રૉઇસ કદાચ મુખ્ય હતા.

પ્રો. જેક્સ જણાવે છે, ઘણા વખતથી પ્રો. રૉઇસ આદર્શ સમાજવ્યવસ્થા બાબત અમુક કલ્પના વિચાર્યા કરતા હતા. તેમની અગાઉ બીજાઓએ તે જાતની જે જે કલ્પનાઓ રજૂ કરી હતી, તે તત્ત્વની દૃષ્ટિએ બહુ અર્થપૂર્ણ હતી; પરંતુ અર્વાચીન જગતની પ્રવૃત્તિઓ સાથે તેમનો જીવંત સંબંધ જોડવા માટે જે વૈજ્ઞાનિક આયોજન અને વ્યવહારુ પદ્ધતિ જોઈએ, તે બધાનો તેમનામાં અભાવ હતો. પ્રો. રૉઇસ માનતા કે, વિજ્ઞાન અને ધર્મનું સમાધાન કરવાની જે વાતો

ચાલ્યા કરે છે, તે વસ્તુ તે બંનેના સિદ્ધાંતોને કંઈક બંધબેસતા કરી લેવાથી સિદ્ધ થઈ શકવાની નથી; પરંતુ તેને માટે તો ધર્મના મહાન આદર્શોનો, વિજ્ઞાનની ચોકસ, વિશ્વાસપાત્ર, અને વ્યવહારુ પદ્ધતિઓ સાથે મેળ થવો આવશ્યક છે. તે ઉપરથી તેમણે આજના વ્યાપારી જગતમાં એવી કોઈ સંસ્થાની તપાસ કરવા માંડી, કે જેમાં અતિ ઉચ્ચ આદર્શો અને અતિ વિકસિત વૈજ્ઞાનિક પદ્ધતિ વચ્ચેનો મેળ પ્રત્યક્ષ અમલમાં મુકાયેલો જોઈ શકાય. અને નવાઈની વાત એ છે કે, તેમને તે ઉદાહરણ અત્યારના કોઈ રાજકીય બંધારણમાં કે કોઈ ધાર્મિક સંઘમાં ન મળ્યું; પરંતુ આજે બધા જેનાથી સારી પેઠે પરિચિત છે તે વીમા-સંસ્થામાં મળ્યું. એ સંસ્થા ભલે કામદારોના મિત્રમંડળ જેવા નાના સ્વરૂપે કામ કરતી હોય, કે આખી જગદ્વ્યાપી સંસ્થા તરીકે કામ કરતી હોય, પરંતુ તેમાં પ્રો. રૉઇસને પોતે કલ્પેલી સમાજવ્યવસ્થાનું, તેમાં સમાયેલા આદર્શોનું, તેના પાયામાં રહેલી વફાદારીઓનું, અને તેમને વ્યવહારમાં મૂર્તિમંત કરવા અમલમાં મુકાયેલી વૈજ્ઞાનિક પદ્ધતિઓનું અપૂર્ણ છતાં પ્રત્યક્ષ ઉદાહરણ મળ્યું.

વીમા-પદ્ધતિનો ઇતિહાસ જેઓ જાણતા હશે, તેઓ કબૂલ કરશે કે, એ કોઈ મહાકથાનું કે અદ્ભુત કથાનું વસ્તુ બને તેવો છે. તેના શરૂઆતના સંસ્થાપકોને જે મહાભારત પરિશ્રમ ઉઠાવવો પડ્યો, તથા જે વિરોધો સહન કરવા પડ્યા, તે વિષયમાં તે એક મહાકથારૂપ છે; અને જે વસ્તુ પહેલાં માની ન શકાય તેવી ગણાતી હતી, તેને ગણતરીની કુશળતાથી ઔદ્યોગિક જીવનની રોજિંદી સામાન્ય વસ્તુ બનાવી દેવામાં આવી, એ અંશમાં તે એક અદ્ભુત કથારૂપ છે.

ઔદ્યોગિક સમાજના પરસ્પર વિઘાતક સ્વાર્થોને શાંતિમય અને ઉપકારક સહકારમાં વાળી લેવામાં પરસ્પર વીમા-ની સંસ્થાએ આપેલો ફાળો અજોડ છે; અને તે વસ્તુ, શરૂઆતમાં અનુલ્લંઘનીય લાગતી મુશ્કેલીઓનો સામનો કરતાં કરતાં વૈજ્ઞાનિક પરિશ્રમથી સિદ્ધ કરવામાં આવી છે. તેના શરૂઆતના દિવસમાં દોઢ-ડાહ્યાઓ ખાતરીબંધ રીતે ભવિષ્ય ભાખતા કે, માણસજાતની અવિશ્વાસપાત્રતાને કારણે તે વસ્તુ સંભવિત થવાની નથી. તેઓ કહેતા કે, જિંદગીનો વીમો ઉતારવાની વસ્તુ દેશને ખૂન અને આપઘાતના કિસ્સાઓથી ભરી કાઢશે; જે ઘરોનો આગનો વીમો ઉતરાવવામાં આવ્યો હશે, તે બધાં તરત જ બાળી નાખવામાં આવશે; જે વહાણોનો વીમો ઉતરાવવામાં આવ્યો હશે, તેમને હાથે કરીને ડુબાડી દેવામાં આવશે; વળી જે જોખમોનો વીમો ઉતારવાનું ઠરાવવામાં આવે, તેમની બાબતમાં કોઈ પ્રકારની ગણતરી કે અંદાજ તૈયાર કરવાં અશક્ય છે; અને કદાચ તૈયાર કરવામાં આવે, તોય વીમો ઊતરાવનારા કે વીમો ઉતારનારા એ આખી વસ્તુ ઇજ્જતપૂર્વક પાર પાડશે એવો ભરોસો રાખી શકાય નહિ. પરંતુ હવે તો પુરવાર થઈ ચૂક્યું છે કે, એ બધા ભવિષ્ય-ભાખનારાઓએ વિજ્ઞાનની શક્યતાઓની પેઠે જ માનવસ્વભાવમાં ભરોસાપાત્ર થવાની શક્તિનો પણ અતિશય ઓછો અંદાજ બાંધ્યો હતો. આજે આપણે કરાના વરસાદ સામે પાકનો, ઘલાત સામે વેપારનો, વરસાદ સામે ઉજાણીનો, અને આપણી તેમ જ આપણા ઘોડાની જિંદગીનો વીમો ઉતરાવી શકીએ છીએ. તથા હજુ પણ, વ્યક્તિઓ કે આખી પ્રજાઓ જે ભયંકર જોખમોમાં સપડાઈ શકે તેમ છે, તેમાંનાં બાકી રહેલાં ઘણાંને આ ઉપકારક વિજ્ઞાન પોતાના

કાબૂમાં લાવી શકશે. ભલે તેમાંનાં ઘણાં અત્યારે એવાં લાગતાં હોય કે જેમનો વીમો ઉતારવો અસંભવિત જ હોય. આ પરસ્પર વીમા-ની પદ્ધતિમાં આપણે એક નૈતિક સિદ્ધાંતને વૈજ્ઞાનિક પદ્ધતિ સાથે મળીને કામ કરતો જોઈએ છીએ. તેના ઉપયોગના વિસ્તારને અંત જ નથી. તેની પાછળ માણસ 'જન્મથી જ ટ્રસ્ટી' છે, અર્થાત્ ટ્રસ્ટીપણની ભાવનાથી કામ લેવાની કે કરવાની તેનામાં સ્વાભાવિક શક્તિ રહેલી છે — એવી કલ્પના રહેલી છે. માનવજાતિ પાસે અણખીલવી પડી રહેલી સાધનસંપત્તિમાં તે સૌથી મોટી છે, અને યોગ્ય કેળવણી દ્વારા તેનો ખૂબ જ વિકાસ સાધી શકાય તેમ છે.

શોધતાં શોધતાં, પ્રો. રૉઈસને પરસ્પર વીમા-ની આ સંસ્થામાં પોતાને જોઈતું ઉદાહરણ મળી આવ્યું, કારણ કે, 'એકબીજાનો બોજો ઉઠાવી લેવાનો' સિદ્ધાંત, કે જે આદર્શ સમાજવ્યવસ્થાના મુખ્ય પાયારૂપ છે તથા વફાદારીની ભાવનાના મુખ્ય આવિષ્કારોમાંનો એક છે, તેને આ સંસ્થા દ્વારા, ઔદ્યોગિક સમાજમાં ઠેર ઠેર વ્યાપેલાં જોખમોની બાબતમાં વૈજ્ઞાનિક રીતે લાગુ પાડવામાં આવ્યો હતો; અને વફાદાર તથા કુશળ ટ્રસ્ટીઓના હાથમાં સોંપવામાં આવ્યો હતો. અર્થાત્, તે દાખલામાં આપણને વફાદારીનો સિદ્ધાંત અમલમાં મુકાયેલો જોવા મળે છે એટલું જ નહિ, પણ તેનો અમલ કુશળતાપૂર્વક થાય તે માટે જોઈતી વૈજ્ઞાનિક ભૂમિકાય તેમાં મોજૂદ છે.

હવે જો પરસ્પર વીમા-ની પદ્ધતિએ આવી આવી અનુલ્લંઘનીય મુશ્કેલીઓની ઉપરવટ થઈને આટલું બધું સિદ્ધ કરી બતાવ્યું હોય, તો ભવિષ્યમાં તેથી પણ કેટલુંય વધારે એવું કાંઈક સિદ્ધ કરવાને પણ તે નિરમાયેલી છે, એમ ન

કહી શકાય? તેને આંતરરાષ્ટ્રીય ઐક્ય સ્થાપવામાં પણ કામમાં ન લઈ શકાય? જો વ્યક્તિઓ પોતાની જિંદગીનો અને માલ-મિલકતનો વીમો ઉતરાવી શકે, તો સમસ્ત પ્રજાઓ પણ તેમ કરે એવું કલ્પી ન શકાય? પ્રજાઓ જો એકબીજા સાથે હરીફાઈમાં ઊતરવા કે એકબીજા સામે લડવા માટે જોઈતું વ્યક્તિત્વ ખીલવી શકે છે, તો પરસ્પર વીમો ઉતરાવવા જેટલું વ્યક્તિત્વ તેઓ ન પ્રાપ્ત કરી શકે? જો લડવાની ક્રિયા માટે જોઈતા વફાદાર યોદ્ધાઓ મળી શકે છે, તો વીમા-ની ક્રિયા માટે જોઈતા કુશળ ટ્રસ્ટીઓ ન મળે? પ્રજાઓ ઉપર જે જે જોખમો આવી પડે તેમ છે,— જેવાં કે યુદ્ધ, લૂંટ, બળજબરી, ધરતીકંપ, દુષ્કાળ, મરકી, આગથી શહેરોનો નાશ, ઇત્યાદિ — તે બધાંની યાદી કરવામાં આવે, અને પ્રજાઓ વચ્ચે તેમનો પરસ્પર વીમો ઉતરાવવામાં આવે, એમાં અસંભવિત કશું નથી.

પ્રો. રૌઈસ આ નવી તથા ધ્યાન ખેંચે તેવી કલ્પનાની યોજના તૈયાર કરવામાં ખંતથી મંડી ગયા; અને કેટલાક નામાંકિત તદ્વિદોની સલાહ લઈને તેમણે એક કામચલાઉ યોજના ‘યુદ્ધ અને વીમો’ એ નામથી પ્રસિદ્ધ કરી. જોકે, એ નામ ઉપરથી તો એવું સૂચિત થાય છે કે, જાણે પ્રજાઓ વચ્ચે વીમો ઉતારવા યોગ્ય એકમાત્ર કે મુખ્ય જોખમ યુદ્ધ જ છે; પરંતુ વસ્તુતાએ તે ચોપડીમાં રાષ્ટ્રો વચ્ચે વીમો ઉતારવાની પદ્ધતિ સ્વીકારવાની બહુ જ વ્યાપક કલ્પના અને વકીલાત છે. યુદ્ધની બાબતમાં કદાચ શરૂઆતમાં એમ પણ મનાય કે, એ જોખમ વીમો ઉતારી શકાય તેવું નથી; પરંતુ તે સિવાયનાં બીજાં કેટલાંય આંતરરાષ્ટ્રીય જોખમો એવાં છે કે જેમનો વીમો ઉતરાવી શકાય. યુદ્ધના દાખલામાં એ સિદ્ધાંત

કાર્યકર માલૂમ ન પડે તે માટે આંતરરાષ્ટ્રીય વીમા-ની એ આખી કલ્પના ફેંકી દેવા જેવી નથી. શરૂઆતમાં કોઈ પણ આંતરરાષ્ટ્રીય જોખમથી શરૂઆત કરવામાં આવે; અને કયા જોખમનો વીમો ઉતારી શકાય તેમ છે અને કયાનો નથી, એ પ્રથમથી નક્કી કરવાનો પ્રયત્ન જ ન કરવામાં આવે. યુદ્ધનું જોખમ ભલે ને સૌથી છેલ્લું અને છેક છેવટે સામેલ કરવામાં આવે. અલબત્ત, એ પુસ્તકની યોજના કામચલાઉ છે, તથા વિમાન દ્વારા ઊડવાના શરૂઆતના પ્રયત્નોની જેમ તેના પ્રારંભિક પ્રયોગો ભલે નિષ્ફળ કે અતિશય નુકસાનના ખાડામાં ઉતારનારા પણ નીવડે; પરંતુ તેની પાછળનો સિદ્ધાંત જો સાચો હોય, તો સફળતા એ તો અમુક સમય અને ખર્ચનો જ સવાલ ગણાય.

એ યોજનાનું મહત્ત્વ એ બાબતમાં રહેલું છે કે, તે આંતરરાષ્ટ્રીય ઐક્યનો પાયો રાજકીય ક્ષેત્રને બદલે વ્યાપારી ક્ષેત્રમાં શોધે છે; અને તે માટે તે એવા સિદ્ધાંતનો ઉપયોગ કરવા માગે છે કે જેને અમલમાં મૂકવા માટે અતિશય ઉચ્ચ કોટીની વૈજ્ઞાનિક પદ્ધતિનું આયોજન તૈયાર છે, તથા વિરોધી સ્વાર્થોનું એકીકરણ સાધવામાં તથા જોખમકારક સંબંધોને શાંતિમય સંબંધોમાં ફેરવી નાખવામાં જેની સફળતા પુરવાર થયેલી છે.

પ્રો. રૉયસ કહે છે કે, 'આંતરરાષ્ટ્રીય નીતિનિયમોનું ઉચ્ચ શિક્ષણ આપવા માટે હાલમાં આડકતરી રીતો અખત્યાર કરવી જોઈએ.' તેમનું આ કથન સામાન્ય નીતિશિક્ષણની બાબતમાં પણ ધ્યાનમાં લેવા જેવું છે. આંતરરાષ્ટ્રીય નીતિના શિક્ષણ માટે સામાન્ય સિદ્ધાંતો તારવી કાઢીને તે વિષે પુસ્તકો

લખવાં કે સીધો ઉપદેશ આપવાનો માર્ગ લેવો, એ વસ્તુ ભલે અમુક અંશે ઉપયોગી હોય, પણ પૂરતી તો નથી જ. એ રીતે તેને 'શીખવી' ભલે શકાય, પરંતુ તે રીતે તેને કદી 'શીખી' ન શકાય. તેને અસરકારક રીતે શીખવા માટે તેને આચરણમાં મૂકવાનું કોઈ ક્ષેત્ર તૈયાર કરવું જોઈએ, (કોઈ પણ વસ્તુ શીખવાનો એ એક જ માર્ગ છે,) અને તેને તે હેતુ માટે નીમવામાં આવેલા આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટીઓની સંભાળ નીચે મૂકવું જોઈએ.

'દરેક પ્રજાએ બીજી પ્રજાની મિલકત ઉપર હાથ ન નાખવો જોઈએ, કે તેની માલકીમાં કશી દખલગીરી ન કરવી જોઈએ', એવો સિદ્ધાંત ઉપદેશવાથી કાંઈ એ નિયમનું આચરણ શરૂ ન થાય. જ્યાં સુધી બધી પ્રજાઓની એક ભેગી થાપણ ન હોય, અને તેનો વહીવટ કરવાનો બધી પ્રજાઓને પૂરતો અભ્યાસ થઈ ગયો ન હોય, ત્યાં સુધી બીજાની મિલકતને પવિત્ર માનવાનું માત્ર મૌખિક શિક્ષણ અસરકારક નહિ નીવડે. બીજા શબ્દોમાં કહીએ તો, આંતરરાષ્ટ્રીય ઐક્ય ફક્ત ભેદો દબાવી દેવાથી કે યુદ્ધની 'બંધી' કરવાથી કે તેવાં નિષેધાત્મક પગલાંથી સિદ્ધ નહિ કરી શકાય; પરંતુ જેની સફળતા પુરવાર થઈ હોય તેવા કોઈ સિદ્ધાંત અનુસાર સક્રિય સહકાર અને સહિયારી માલકીનાં ક્ષેત્ર કે ક્ષેત્રો ઊભાં કરવા દ્વારા જ સિદ્ધ કરી શકાય.

પ્રો. રૉઈસની કામચલાઉ યોજના આ બધી શરતો પૂરી કરતી હતી. તેમની સૂચના એવી હતી કે, એક આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટ કે ફંડ સ્થાપવામાં આવે; તેને આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટીઓના વહીવટ હેઠળ રાખવામાં આવે; અને વીમા-ની પરિચિત સંસ્થામાં

સફળ પુરવાર થયેલી વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર તેનો વહીવટ કરવામાં આવે. સામાન્ય વીમા-ની થાપણની પેઠે જ વીમો ભરનારી પ્રજાઓ પાસેથી વરસોવરસ વસૂલ કરાતા ફાળાઓ વડે જ તે આંતરરાષ્ટ્રીય થાપણ ઊભી કરવામાં આવે. તે થાપણને આખી દુનિયામાં જુદે જુદે ઠેકાણે થઈને એવી રીતે રોકી દેવામાં આવે કે જેથી કોઈ હુમલાખોર તેને એકીસાથે હાથ ન કરી શકે. કોઈ પણ પ્રજાના જાન અને માલનાં જે કોઈ જોખમો આંતરરાષ્ટ્રીય રીતે વીમો ઊતરાવી શકાય તેવાં ઠરાવવામાં આવે, તેટલાંનો વીમો એ થાપણને આધારે ઉતારવામાં આવે.

આવી કોઈ યોજના અમલમાં આવે, તો યુદ્ધની સંભવિતતા ઓછી કરવામાં તેની નિષેધાત્મક અસર નજીવી નહિ જ થાય. કોઈ પણ પ્રજાની મિલકતનો વીમો જેટલા પ્રમાણમાં આવા સહિયારા ફંડ મારફત ઉતરાવવામાં આવ્યો હશે, તેટલા પ્રમાણમાં તે સહિયારા ફંડમાં ફાળો આપનારી બધી પ્રજાઓ તે ફંડને કે તેના કોઈ પણ અંશને યુદ્ધથી નુકસાન ન થાય તેવું જોવાની કાળજી રાખશે. અને જો એવી શરત રાખવામાં આવી હોય કે, કોઈ પણ પ્રજા કારણ વિના જ બીજી પ્રજા ઉપર હુમલો કરે, તો તેનો પેલા ફંડમાંનો ભાગ ડૂલ થઈ જાય, તો તે વસ્તુ ખાસ અસરકારક બનશે.

આધુનિક જગતની પ્રજાઓને એકબીજાના રાજકીય નેતાઓમાં બહુ થોડો જ વિશ્વાસ છે. અને એ બીના બહુ અગત્યની તથા દુઃખદ છે. ઘણી વાર તો પ્રજાઓને પોતાના રાજકીય આગેવાનોમાં પણ વિશ્વાસ નથી હોતો. તેથી કરીને આંતરરાષ્ટ્રીય વ્યવહાર જુદી જુદી પ્રજાઓના વડા પ્રધાનો, ગૃહમંત્રીઓ કે વિદેશમંત્રીઓ જેવા રાજદ્વારી પુરુષો દ્વારા

ચલાવવામાં મુશ્કેલી આવે છે. રાષ્ટ્રસંઘને એ મુશ્કેલીઓનો સારો પરિચય છે. તે રાજપુરુષોને એકબીજાની દાનત વિષે ભારે શંકા હોય છે; અને દેશના રાજદ્વારી પક્ષોના બળમાં થતા વધારાઘટાડાને કારણે રાજકીય ખાતાંઓનાં માણસોમાં વારંવાર થયા કરતા ફેરબદલાને લીધે એ મુશ્કેલીમાં વધારો થાય છે. જિનીવાથી કંટાળીને તરતમાં જ પાછા ફરેલા એક પ્રતિનિધિએ મને કહ્યું કે, આજે ફ્રેંચોનો જે પ્રધાન તેમનો પ્રતિનિધિ થઈને આવ્યો હોય છે, તે એક મહિના બાદ પણ તેમનો પ્રતિનિધિ રહેવાનો છે એવી કંઈક ખાતરી પણ આપણને હોય, તો તેમની સાથે બહુ સહેલાઈથી વાટાઘાટો કરી શકાય.

આંતરરાષ્ટ્રીય વ્યવહાર સંભાળવા માટે જે પ્રતિનિધિ ચૂંટવો જોઈએ, તે 'ટ્રસ્ટી' શબ્દથી ઓળખાતા વર્ગનો હોવો જોઈએ. તેમ જ તે પ્રતિનિધિઓ આપણા ન્યાયાધીશોની પેઠે આખી જિંદગી માટે નિયુક્ત થવા જોઈએ. તો જ બધા પ્રયત્નોમાં એકધારાપણું આવી શકે. તે લોકોને પોતાના દેશમાં થતી રાજદ્વારી પક્ષોની ચડતી પડતી સાથે કે તેમના મતામત સાથે કશી નિસબત ન હોવી જોઈએ. એવા લોકો ધંધેદારી કે વ્યાપારી ક્ષેત્રોમાં ઊંચામાં ઊંચી કક્ષાએ તાલીમ પામેલા વર્ગમાંથી સહેલાઈથી મળી આવશે. પ્રો. રૉઈસ લખે છે કે, 'નાજુક તેમ જ ચર્ચાસ્પદ બાબતોનો ઉકેલ લાવવા માટે આજે કોઈ વિશ્વાસુ રાજકારણી, વિશ્વાસુ રાજદ્વારી મુત્સદ્દી કે વિશ્વાસુ રાજકર્તા મળવો મુશ્કેલ છે; તેમ જ ટોકટી ભરેલા અને આવેશયુક્ત મુદ્દાઓની બાબતમાં ચુકાદો આપવા માટે છેક જ વિશ્વાસુ અને પૂર્વગ્રહો વિનાનો સરપંચ પણ મળવો મુશ્કેલ છે. પરંતુ યોગ્ય સામાજિક પરિસ્થિતિમાં

વફાદાર, સમજદાર અને ઉદારચરિત ટ્રસ્ટી શોધી કાઢવો એ બહુ સહેલું કામ છે. . . . મારી યોજનામાં ટ્રસ્ટીઓના જે આંતરરાષ્ટ્રીય મંડળની કલ્પના છે, તેના સંરક્ષણ માટે પોલીસ નહીં જોઈએ, કે આંતરરાષ્ટ્રીય લશ્કર કે નૌકાસૈન્ય નહીં જોઈએ. તેને આંતરરાષ્ટ્રીય તકરારોમાં કશો સીધો રસ નહીં હોય, તથા ચાલુ રાજ્યસત્તાઓ સાથે કશા રાજકીય સંબંધો રાખવાનું પ્રયોજન નહીં હોય . . . . હું કબૂલ કરું છું કે, એ જાતનું આંતરરાષ્ટ્રીય મંડળ આજે તો નવાઈની વસ્તુ છે; પરંતુ જો કોઈ પણ જાતની આંતરરાષ્ટ્રીય વીમા-ની પદ્ધતિ અમલમાં આવી શકે, તો એ મંડળ અંતે આખી દુનિયામાં સૌથી વધુ શક્તિશાળી આંતરરાષ્ટ્રીય મંડળ બની જાય.'

આગળના એક વ્યાખ્યાનમાં જણાવવામાં આવ્યું છે કે, રચનાત્મક નાગરિકધર્મનું મુખ્ય કામ સામાજિક અનિષ્ટોનો ઉપચાર કરવાનું નહીં હોય, પરંતુ તેનું કામ તો સમાજમાં જે કોઈ દૃઢ તથા હિતકર સામાજિક પ્રવૃત્તિઓ હયાત હોય, તેમને મજબૂત કરવાનું, વિકસાવવાનું અને શકય હોય તો આખા જગત જેટલી વિસ્તૃત બનાવવાનું હશે. પરસ્પર વીમા-ની સંસ્થાના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, તે સંસ્થા એવી સામાજિક પ્રવૃત્તિઓમાંની એક છે. સાચી નાગરિકતાનાં જે ત્રણ તત્ત્વો આગળ ગણાવ્યાં છે, તે ત્રણે તેમાં મોજૂદ છે: નૈતિક બાજુએ ટ્રસ્ટીપણું, વૈજ્ઞાનિક બાજુએ કામ કરવાની સારામાં સારી રીતની આવડત; અને વ્યાવહારિક બાજુએ કુશળતા. સમાજના વ્યવસ્થિત જીવનમાં ટ્રસ્ટીપણાના ઉદાહરણ તરીકે પરસ્પર વીમા-ની પદ્ધતિને જરૂર મૂકી શકાય, એમ કહીને પ્રો. જેક્સ આ પ્રકરણનો ઉપસંહાર કરે છે.

૧૪

# ઉદ્યોગોનો વહીવટ

પ્રો. રૉઇસે લખ્યું છે કે, 'નાજુક તેમજ ચર્ચાસ્પદ બાબતોનો, અને ખાસ કરીને કટોકટીભરેલા અને આવેશયુક્ત મુદ્દાઓનો ઉકેલ લાવવા માટે આજે કોઈ વિશ્વાસુ રાજકારણી, વિશ્વાસુ રાજદ્વારી મુત્સદ્દી કે વિશ્વાસુ રાજકર્તા મળવો મુશ્કેલ છે.' આ વસ્તુસ્થિતિ ઔદ્યોગિક સંસ્કૃતિ માટે તો એક ગંભીર અગત્યનો પ્રશ્ન ઊભો કરે છે. તેના ઉદ્યોગોનો વહીવટ કોણ કરે? કોના હાથમાં તેના વહીવટની બધી સત્તા સોંપવામાં આવે? ઔદ્યોગિક ક્ષેત્રમાં મજૂરો અને મૂડીદારો, અથવા હરીફ પ્રજાઓનાં વિરોધી વ્યાપારી હિતો વચ્ચે જે તકરારો અને ઝઘડાઓ ઉપસ્થિત થાય છે તે, ઉપર જણાવેલા 'નાજુક, ચર્ચાસ્પદ, કટોકટી ભરેલા અને આવેશયુક્ત મુદ્દાઓ'ની જાતના જ હોય છે; અને તેમનો નિવેડો લાવવા માટે, પ્રો. રૉઇસના જણાવ્યા મુજબ, રાજકીય આગેવાનો, રાજદ્વારી મુત્સદ્દીઓ કે રાજકર્તાઓના વર્ગનો માણસ ઉપયોગી નહીં જ થાય. પરંતુ આજકાલ ઔદ્યોગિક વિકાસ પામેલી બધી પ્રજાઓમાં ઉદ્યોગોને વધુ ને વધુ પ્રમાણમાં રાજકીય નિયંત્રણ હેઠળ લાવવાનું વલણ વધુ ને વધુ દૃઢ થતું જાય છે. થોડા વખત ઉપર કાયદાઓના 'વળગાડ' વિષે ફરિયાદ કરનારા એક આગેવાન ઉદ્યોગપતિએ પોતાનો ઉકળાટ વ્યક્ત કરવા બહુ શિષ્ટ ભાષા પસંદ કરી ન કહેવાય; તો પણ આજે કઈ દિશામાં વાયરો વાઈ રહ્યો છે, એ વસ્તુ તે અચૂક સૂચવી રહ્યો હતો.

આજનું જગત જે જાતના લોકશાસનથી પરિચિત છે, તે જાતનું લોકશાસન મૂળે કાંઈ ઉદ્યોગોનું નિયંત્રણ કરવા માટે તેમજ માલની 'ઉત્પત્તિનાં સાધનો'ની માલકી તેમજ વહીવટ સંભાળવા માટે યોજવામાં આવ્યું નહોતું, એ વસ્તુ વારંવાર બધાના લક્ષ ઉપર લાવવી જોઈએ. ઊલટું, તે તો ઉદ્યોગોને કાયદાઓની દખલગીરી વિના પોતે પોતાનું ફોડી લેવા માટે સ્વતંત્ર રાખવાના ખ્યાલથી જ યોજવામાં આવ્યું હતું. એ વસ્તુ ભલે દીર્ઘદૃષ્ટિભરી ન હોય, તેમજ ધંધારોજગારમાં કોઈ પણ જાતના નિયંત્રણના અભાવથી ઊભાં થતાં બધાં અનિષ્ટો ઉદ્યોગોને પણ ભલે લાગુ પડતાં હોય, તોપણ, ઇંગ્લંડ કે અમેરિકામાં આજે પ્રચલિત લોકશાસનના તંત્રની રૂપરેખા એ ભાવનાથી અને એ હેતુથી દોરવામાં આવી હતી, એ તો નક્કી જ છે. પરંતુ હવે તે તંત્રને તેથી તદ્દન ઊલટા હેતુ માટે જ વાપરવાનું વલણ આપણે વધારે ને વધારે પ્રમાણમાં અખત્યાર કરતા જઈએ છીએ. ઉદ્યોગ ઉપર રાજસત્તાનો કોઈ પણ પ્રકારનો અંકુશ યોગ્ય હો કે ન હો, પરંતુ એટલું તો નક્કી જ કે આધુનિક લોકશાસનના નિર્માતાઓએ એ વસ્તુ લક્ષમાં રાખીને તેને ઘડયું નહોતું. "લોકોના ઘરમાં અંગારા ખોરવા માટે લોઢાનો લાંબો સળિયો રાખવામાં આવે છે; પરંતુ એક વખત એવો પણ આવે કે જ્યારે ઘરમાં ઘૂસેલા ચોરને મારવામાં પણ તેનો ઉપયોગ કરવામાં આવે. તે જ પ્રમાણે લોકશાસનનું તંત્ર જુદા જ ઉદ્દેશથી ઘડવામાં આવ્યું હોવા છતાં, આજે ઉદ્યોગના નિયંત્રણ માટે તે તંત્ર ઉપયોગી થઈ પડે તેમ હોય, તો તેમાં ખોટું શું છે," – એવી દલીલ કરવામાં આવે. પરંતુ લોકશાસનના તંત્રને તેમ જ તેની કામ

કરવાની પદ્ધતિને આપણે બારીકીથી તપાસીશું તો આપણને માલૂમ પડશે કે, લોકશાસનનું તંત્ર ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ લાગુ થઈ શકવાની સંભાવના બહુ ઓછી છે.

દાખલા તરીકે, રાજકીય પક્ષો દ્વારા રાજ્ય ચલાવવાની પદ્ધતિ જ્યાં સુધી અમલમાં રહે, ત્યાં સુધી રાષ્ટ્રીય પાયા ઉપર ઉદ્યોગોનો વહીવટ નિર્બંધ શી રીતે ચલાવી શકાય, એ સમજવું મુશ્કેલ છે. કારણકે, દરેક ઉદ્યોગમાં કોઈ એકાદ વિગત પૂરતો કે આખા ઉદ્યોગ પૂરતો એક ખાસ અટપટો કસબ હોય છે. અને તે જો જુદા જુદા પક્ષો વચ્ચે રાજકીય સત્તા માટે ચાલતા ઝઘડામાં ખોવાઈ જાય, તો આખા ઉદ્યોગનો જ વિનાશ થાય એ ઉઘાડું છે. પ્રજાના દરેક માણસની સ્વતંત્રતા કાયમ રાખવાને અર્થે મતાધિકારની પદ્ધતિ ભલે ખૂબ જ અનુકૂળ હોય; પરંતુ ઉદ્યોગ અને વેપારની અનંત જટિલતાઓ તથા સતત બદલાયા કરતી હવા સાથે કામ લેવા માટે તે તદ્દન અયોગ્ય જ છે. આપણા અત્યારના પ્રજાકીય તંત્રને માથે રાષ્ટ્રના ઉદ્યોગો ચલાવવાનો તમામ બોજો નાખવો, એ તો કોઈ વહાણને તોફાની સમુદ્રમાંથી હંકારવાનું કામ તેના મુસાફરોની એક કમિટીને સોંપવા જેવું, કોઈ મરકીનો ઉપાય દરદીઓની સલાહ મુજબ કરવા જેવું, અથવા કોઈ રણસંગ્રામનો વ્યૂહ લશ્કરના નાના મોટા તમામ માણસોને પૂછીને બહુમતીથી નક્કી કરવા જેવું કહેવાય. જોકે એ ઉપમાઓ પણ મૂળ દાખલાની પરિસ્થિતિની ગંભીરતાને બરાબર વ્યક્ત કરે છે એમ ન જ કહેવાય. અને છતાં ઉદ્યોગોને આજના પ્રજાકીય તંત્રને સોંપવામાં આવે જ, તો બેમાંથી એક પરિણામ જરૂર નીપજે : કાં તો તે તંત્ર જ ભાગી પડે; અથવા પેલો ઉદ્યોગ

દેવાળું કાઢે. મોટે ભાગે એ બંને વસ્તુઓ સાથે જ બને એવો સંભવ વધારે છે.

ઉદ્યોગમાં પણ લોકશાસનની પદ્ધતિ કાયમ રાખવી હોય, તો તેનો પાયો ધરમૂળથી બદલી નાખવો પડે. અત્યારે તો લોકો પોતે જ્યાં રહેતા હોય છે તે વિશિષ્ટ સ્થળ કે પ્રદેશ અનુસાર મત આપે છે. તેઓ કયા ઉદ્યોગમાં કામ કરે છે, તે વસ્તુસ્થિતિ સાથે તે વસ્તુને કશો સંબંધ હોતો નથી. પરંતુ ઔદ્યોગિક લોકશાસનમાં તો કામદારોએ પોતે કયા વિભાગ કે સ્થળમાં રહે છે એ દૃષ્ટિએ મત આપવા બદલે, પોતે કયા ધંધામાં કામ કરે છે, એ દૃષ્ટિએ મત આપવા જોઈએ. અમેરિકામાં તો ન્યૂયોર્કના ડૉ. ફેલીક્સ એડલર* જેવા વિચારકોનો એક સમુદાય થોડો વખત થયાં પોકાર્યાં કરે છે કે, ઔદ્યોગિક લોકશાસનના એકમાત્ર શક્ય પાયા તરીકે અત્યારના પ્રાદેશિક મતાધિકારને બદલે ધંધાવારી મતાધિકાર સ્વીકારવો જોઈએ. એ પદ્ધતિ વ્યવહારુ છે કે નહિ, તે બાબતમાં શંકા હોઈ શકે; તેને દાખલ કરવાનું મુશ્કેલ પણ હોઈ શકે; પરંતુ ઔદ્યોગિક વહીવટમાં કંઈક અંશે પણ લોકમતાધિકાર દાખલ કરવો હોય, તો તે સિવાય બીજો કોઈ રસ્તો જ દેખાતો નથી. પરંતુ એ પદ્ધતિ સ્વીકારીએ તોપણ બધું સહેલાઈથી પતી જાય એમ લાગતું નથી. કારણ કે, એમ પણ બને કે, અમુક ધંધાઓના પ્રતિનિધિત્વવાળી સરકાર જ સત્તા ઉપર આવે; અને બાકીના ધંધાઓના પ્રતિનિધિવાળો પક્ષ વિરોધપક્ષ જ રહે. એ વસ્તુસ્થિતિ પણ ઔદ્યોગિક સ્થિરતા માટે વધુમાં વધુ ભયભરેલી છે, એ ઉઘાડું છે.

અત્યારે વિરુદ્ધ દિશામાં વળવાનાં ચિહ્નો દેખાતાં હોવા છતાં, વખત જતાં ઔદ્યોગિક તંત્રનો વિકાસ રાષ્ટ્રીય રાજકારણથી સ્વતંત્ર રીતે જ થવા લાગશે એવો સંભવ છે. ઔદ્યોગિક સંસ્કૃતિનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ જેમ જેમ વધારે ને વધારે પ્રમાણમાં સ્વીકારાતું જાય છે, તેમ તેમ બધી પ્રજાઓના કામદારો પોતાનાં સામાન્ય હિતો સિદ્ધ કરવાને અર્થે જુદાં જુદાં રાજ્યતંત્રોમાં મળે છે તે કરતાં વધુ અસરકારક સાધનો શોધી કાઢશે. ‘માનવજાતિનો સંઘ’ જેવી વસ્તુ કોઈ દિવસ પણ આ પૃથ્વી ઉપર અવતરવાની હશે, તો તે એક સહકારી સંઘ હશે; તેનું ઐક્ય કોઈ રાજકીય તંત્ર ઉપર આધાર રાખતું નહીં હોય, પરંતુ સૌ કોઈ ભેગા મળી, જે હેતુની સિદ્ધિ માટે પ્રયત્ન કરતા હશે તે હેતુની વાસ્તવિક અગત્ય ઉપર, તથા તે હેતુની સિદ્ધિ માટેના પ્રયત્નોને કારણે પરસ્પર વફાદારીની જે ભાવના ઊભી થતી હશે, તેના ઉપર આધાર રાખતું હશે. પરસ્પર વીમા-નો દાખલો સૂચવે છે કે, આજની દુનિયામાં પણ તે દિશામાં વિકાસના માર્ગોનો સદંતર અભાવ નથી જ.

કોઈ પણ ઉદ્યોગના વહીવટમાં નાણાંકીય કે તેવી બીજી બાબતમાં ચોક્કસ અને તાત્કાલિક નિર્ણયોની ખાસ જરૂર હોય છે. વિવિધ પક્ષો વચ્ચેના ઝઘડાને કારણે ચાલતી લાંબી લાંબી ચર્ચાઓથી થતી ઢીલ, તે ચર્ચાઓને અંતે કરવામાં આવતી કઢંગી બાંધછોડ, તથા તેનો અમલ કરતી વેળા સરકારી ખાતાંની લાલ પટ્ટી કે તુમાર-પદ્ધતિ — એ બધી વસ્તુઓ ઔદ્યોગિક ક્ષેત્રમાં બંધબેસતી ન થાય એટલું જ નહીં, પણ નુકસાનકારક જ નીવડે. નેપોલિયને કહ્યું હતું કે,

કોઈ પણ યુદ્ધમાં કાળ એ મુખ્ય તત્ત્વ છે. ઉદ્યોગમાં પણ દરેક બાબતમાં કાળ જ મુખ્ય તત્ત્વ છે. મજૂર-મૂડીદાર વચ્ચેના ઔદ્યોગિક ઝઘડાઓ પાર્લમેન્ટના વિવિધ પક્ષો વચ્ચેનાં અનંત ભાષણોની ઢીલ ન સાંખી શકે. ધારાસભાના વ્યાખ્યાનકર્તાઓ પોતાનાં ફેફ્સાંને કસરત આપતા હોય, તે દરમ્યાન બેકારો વધારે ને વધારે મરણિયા બનતા જાય, આમ-જનતા વધારે ને વધારે ઊંચી-નીચી થવા લાગે, અને ધારાસભામાં ચર્ચાનો વિષય બનેલો વેપાર બીજા દેશોના હાથમાં ચાલ્યો જાય કે સદંતર નાશ પામે. બોસ્વેલે એક વખત કેળવણી વિષયક ચર્ચા કરતાં કરતાં જોનસનને ( કે જે કાળભાવનાથી વિચાર કરનારો મહાન વિચારક હતો, ) પૂછ્યું કે, છોકરો નિશાળે જાય ત્યારે તેણે પ્રથમ કયો વિષય શીખવો જોઈએ ? જોનસને જવાબ આપ્યો, સાહેબ, તમારા છોકરાએ એમાંથી કયો વિષય પહેલો શીખવો જોઈએ એની તમે ચર્ચા કરો છો, તે દરમ્યાન બીજો છોકરો તે બંને વિષયો શીખી લે છે. આપણે ઉદ્યોગના પગારો અને નફાની વહેંચણી કેવી રીતે થવી જોઈએ એની ચર્ચા કરી રહીએ ત્યાર પહેલાં બીજી પ્રજા તે બંને પડાવી જાય છે. થોડા વખત પહેલાં હું રૉટરડામ ગયો હતો. ત્યાં હોલૅંડના એ જળમાર્ગને મેં ઇંગ્લંડ કોલસો લઈ જતાં વહાણોથી ઊભરાતો જોયો હતો. 'તારા વિરોધી સાથે જલદી પતાવટ કરી લે', એ નિયમ દરેક ઝઘડામાં લાગુ પડે છે. પરંતુ અત્યારના ( ઈ. સ. ૧૯૨૬ ) કોલસાની અટકાયત જેવા ઔદ્યોગિક ઝઘડામાં તો તે ખાસ સ્વીકારી લેવા જેવો છે. 'સરકારને અપીલ' કરવાથી આવા ઝઘડાઓની જલદી પતાવટ થઈ શકે, એવી જે આમ માન્યતા છે, એ તો ઉઘાડી

ભ્રમણા છે; કારણ કે, તમે જેને અપીલ કરશો, તે સરકાર તો તરત જ પોતાના વિરોધ પક્ષ સાથેના ઝઘડામાં જ અટવાઈ જશે, અને પોતાને ટેકો આપનારાઓની ખફગી વહોરવાના ભયમાં ગૂંચાયા કરશો. એ બે ઝઘડા પછી એકબીજા સાથે કેવાય સંકળાઈ જશે, અને છેવટે જ્યારે કાંઈક નિરાકરણ આવશે ત્યારે પણ તે મૂળ ઝઘડાની બાબતોથી જુદું જ એવું કોઈ રાજકીય–ઔદ્યોગિક સમાધાન હશે.

ઉદ્યોગની નાણાંકીય બાજુ સંભાળવાને માટે તો આપણું રાજકીય તંત્ર વળી વધુ અયોગ્ય છે. એટલું વળી સારું છે કે, મોટામોટા નાણાંકીય પ્રશ્નો એવા અટપટા તેમજ સમજવા મુશ્કેલ હોય છે કે, તેમને પાર્લમેન્ટની ચર્ચાના કે ચૂંટણી વખતે ભાષણબાજી કરવાના વિષય નથી બનાવી શકાતા. આપણા જમાનાના અગત્યના પ્રશ્નોમાં, સોનાનું ચલણ દાખલ કરવાના પ્રશ્ન જેવો સમાજના બધા વર્ગોને માટે ગંભીર આર્થિક પરિણામોવાળો બીજો કોઈ પ્રશ્ન નહીં હોય. પરંતુ થોડા વખત ઉપર તે ચલણ ફરી ચાલુ કરી દેવામાં આવ્યું, ત્યારે આમજનતાનો અભિપ્રાય પણ લેવામાં નહોતો આવ્યો. અને તેનું કારણ પણ એ જ છે કે, આમ જનસમુદાય સામાન્ય રીતે એ મુદ્દાની ઝીણવટ સમજી શકે જ નહિ. એ મુદ્દા વિષે કરવામાં આવેલાં ભાષણોનો મોટો ભાગ એ ચલણ ચાલુ કરી દીધા બાદ જ કરવામાં આવ્યો હતો; અને એ પણ સારું જ થયું. કારણ કે, જો તે પ્રશ્નને જાહેર ચર્ચાનો તથા પક્ષો વચ્ચેના યુદ્ધનો વિષય બનાવી દેવામાં આવ્યો હોત, તો કશું જ વખતસર કરી ન શકાયું હોત. આજકાલ એવું બને છે કે, સારામાં સારી પ્રજાકીય સરકારોની પાછળ નાણાંવ્યવહારના

નિષ્ણાતોનું ભારે કુશળ તથા વિશ્વાસુ મંડળ હોય છે. તે મંડળને રાજતંત્ર સાથે કશી લેવાદેવા નથી હોતી; તથા તેમને મતદારોના અનિશ્ચિત ટેકા ઉપર પણ નભવાનું નથી હોતું. વસ્તુતાએ તેઓ વિશ્વાસપાત્ર અથવા ટ્રસ્ટી જેવા વર્ગના જ માણસો હોય છે. પ્રો. રૉઇસ આપણને ઔદ્યોગિક સંસ્કૃતિનો મુશ્કેલ તથા નાજુક વ્યવહાર સંભાળવા માટે એવા જ માણસો શોધી કાઢવાનું કે તૈયાર કરવાનું સૂચવે છે. એટલી નિરાંત છે કે, આવી અગત્યની બાબતોનો અંતિમ નિર્ણય કરવાનું એવા લોકોના હાથમાં હોય છે. અત્યારનું રાજતંત્ર, કે જે તદ્દન જુદી જાતનાં જ કામકાજ કરવા માટે ઊભું કરવામાં આવ્યું છે, તેના હાથમાં ઉદ્યોગોનો વહીવટ સોંપવાની આપણી આજની પ્રથાથી જે ભારે હાનિકારક ઢીલો થાય, તે બધામાંથી આપણને બચાવી શકાય તેટલા એ લોકો જ બચાવી લે છે; કારણકે નાણાંકીય વ્યવહારોના ક્ષેત્રમાં ઢીલ એ ભારે નુકસાનકારક વસ્તુ નીવડે છે.

એમ બની શકે કે, જેમ જેમ કેળવણીનું સામાન્ય ધોરણ ઊંચું આવતું જશે, તેમ તેમ રાજકીય સંસ્થાઓ પોતે જ ટ્રસ્ટીપણાની ભાવનાને માર્ગે વિકસિત થશે. જ્યારે બધા લોકો સમજી જશે કે, આંતરરાષ્ટ્રીય સંબંધોના ક્ષેત્રમાં સહકાર વધારવો હોય તો ચૂંટણીના પરિણામ ઉપર આધાર રાખતા અમુક રાજકીય પક્ષના માણસો કરતાં કાયમી કે લાંબા સમય સારુ નીમેલા કુશળ ટ્રસ્ટીઓ જ વધુ સફળ નીવડી શકે, તેમ તેમ તે વસ્તુ વધુ વેગવંત બનતી જશે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં એવા લોકોની નિમણૂક તથા તેથી નીપજતાં સુપરિણામો જોઈ, રાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ તેવા

માણસોની નિમણુકનું પ્રમાણ વધતું જશે. એવો દિવસ પણ આવશે કે જ્યારે લોકપ્રતિનિધિત્વની મર્યાદાઓ સમજાઈ જશે, અને લોકો પોતાની તે સત્તા અમુક બાબતોમાં કોઈ વધુ સારી યોજનાની તરફેણમાં જતી કરશે. વિશ્વ-રચનામાં આ પ્રક્રિયાને મળતું બીજું કશું નથી.

આ પ્રકરણ પૂરું કરતા પહેલાં હું વ્યવહારુ ટ્રસ્ટીપણાનો બીજો તથા વધુ પરિચિત દાખલો આપું.

થોડા દિવસ ઉપર જ કોલસાની એક ખાણની વાત મારા સાંભળવામાં આવી. તે ખાણના મજૂરો અને માલિકોએ કોઈ પણ પ્રકારે પોતાની વચ્ચેથી એક 'સાધુ' માણસને શોધી કાઢ્યો હતો. તે માણસ તે ખાણમાં કામ કરતો સામાન્ય મજૂર જ હતો; પણ તેણે ધીમે ધીમે બધા પક્ષોનો આદર પ્રાપ્ત કર્યો હતો, અને તેને મુકાદમ તેમ જ વ્યવસ્થાપકની પદવીએ ચડાવી દેવામાં આવ્યો હતો. તેનું કામ દરેક ઝઘડામાં બંને પક્ષોના ટ્રસ્ટી તરીકે કામ કરવાનું હતું. કોઈએ તેને મત આપીને એ કામ માટે ચૂંટી કાઢ્યો નહતો. પણ કુદરતી રીતે પોતાની યોગ્યતાના બળથી જ પસંદ થઈને તે એ પદવી પામી શક્યો હતો. તેમ છતાં તેની તે પદવી દરેક જણ બરાબર જાણતું હતું, તથા કબૂલ રાખતું હતું. અને તેનું પરિણામ એ આવ્યું કે, 'બંને પક્ષો સગાભાઈઓની પેઠે મળીને કામ કરતા હતા.' હું આ રસિક હકીકતને 'મજૂરોના પ્રશ્નના અંતિમ નિરાકરણ' તરીકે નથી રજૂ કરતો. પરંતુ એનાથી એટલું તો સૂચિત થાય છે જ કે, એ વસ્તુ સિવાયનું બીજું કોઈ 'નિરાકરણ' જેના ઉપર તે લખવામાં આવ્યું હશે તે કાગળિયા જેટલી વસાતનું પણ નહીં હોય.

# ૧૫

## ગુણવિકાસ

ઔદ્યોગિક જમાનામાં રચનાત્મક નાગરિકધર્મે શું કામ અદા કરવાનું છે, તે હવે નિશ્ચિત રીતે કહી શકીએ તે સ્થિતિમાં આપણે આવ્યા છીએ. તેને માટે એક જ વાક્ય બસ છે: તેનું કામ ઔદ્યોગિક સંસ્કૃતિને કદ કે જથો વધારનાર — કદ-વિકાસની પ્રવૃત્તિને બદલે ગુણ વધારનાર — ગુણવિકાસની પ્રવૃત્તિ બનાવવાનું છે.

આગળ એક પ્રકરણમાં વર્ણવી ગયા તે કાળભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ આપણને એ નિર્ણય ઉપર લઈ જાય છે. કદ કે જથો એ મુખ્યત્વે સ્થળને લગતી વસ્તુ છે; જ્યારે ગુણ એ કાળને લગતી વસ્તુ છે. સ્થળભાવનાવાળો વસ્તુઓના જથા તરફ જ નજર રાખે છે; જ્યારે કાળભાવનાવાળો તે વસ્તુઓના ગુણ તરફ. જથો આજે બજારનો ઇષ્ટદેવ થઈ પડ્યો છે: કેટલાય પેગંબરો તેની પૂજા કરવાનું પોકારે છે; અને કેટલાય પુરોહિતો તેનો પૂજાવિધિ પૂરો પાડે છે. પરંતુ ગુણ એ તો વસ્તુનો 'આત્મા' છે. જેઓ તેની પૂજા કરવા ઇચ્છે છે, તેઓએ તે પૂજા ખરા જીગરથી અને સત્યતાપૂર્વક કરવી જોઈએ. ગુણપૂજા ધર્મનું સાદામાં સાદું તથા સૌથી વધુ સમજી શકાય તેવું સ્વરૂપ છે.

હા, સાદામાં સાદું તથા સૌથી વધુ સમજી શકાય તેવું છે; પરંતુ તે સહેલામાં સહેલું નથી જ. ઉદ્યોગને 'જથા'ના માર્ગમાંથી વાળી 'ગુણ'ના માર્ગ તરફ વાળવો એ ભગીરથ કામ છે. મજૂરપક્ષ, કે જેનું એ ખાસ કામ છે, તે પણ તેનાથી કંપી ઊઠે. પરંતુ માણસ એવાં ભગીરથ કામ પાર પાડવા માટે જ સરજાયો છે. ઈશ્વરે જ્યારે માણસના નાકમાં પ્રાણ પૂર્યો, ત્યારે તેને તેના ધંધા તરીકે 'અશક્ય ને શક્ય કરવાનું કામ' જ સોંપ્યું છે. કોઈ મહાન ચમત્કાર જેવો લાગતો માનવ સંસ્કૃતિનો ઇતિહાસ પણ માણસની તે મહાન ધંધા માટેની લાયકાત જ પુરવાર કરે છે. આ ઘડીએ પણ જગતમાં એટલી સામાજિક વીરતા જરૂર મોજૂદ છે, કે જે સંસ્કૃતિને 'જથા'ને માર્ગેથી વાળીને 'ગુણ'ને માર્ગે ચડાવી દે. માત્ર તેને જુદાં જુદાં આકર્ષક પદો, વાક્યો અને જાદુમંત્રોની મોહિનીમાંથી ઢંઢોળીને જાગ્રત કરવી જોઈએ.

એવું કહેવામાં આવે છે, માણસ જો છેક જ ભ્રષ્ટ તથા પતિત પ્રાણી હોત, તો તે પોતાની ભ્રષ્ટતા કે પતિતતાને કદી જાણી શકત જ નહિ. 'હવે મારું આવી બન્યું', એવી પોતાની દશાનું ભાન હોવું એનો અર્થ જ એ કે, તેનામાં હજુ એટલો સત્ય પ્રકાશ રહ્યો છે કે જેથી તે પોતાની અવદશા જોઈ શકે છે. તે જ પ્રમાણે 'પાશ્ચાત્ય સંસ્કૃતિનો અધઃપાત' એ કથન પણ અંતિમ ન હોઈ શકે. આપણે પડવા લાગ્યા છીએ, એ વસ્તુનું ભાન કંઈ એ પડવામાં સામેલ થતું નથી, પરંતુ તેનાથી બહાર રહે છે; અને કદાચ તે જ આપણને આપણી પડતી અટકાવવાનો ઉપાય પૂરો પાડે. તે જ પ્રમાણે આજકાલ 'જથો' આપણા ઉપર સામ્રાજ્ય ભોગવી રહ્યો છે, એ જાતનું

માન જ સૂચિત કરે છે કે, આપણા અંતરના ઊંડાણમાં આપણે હજુ ‘ ગુણ ’ ને જ પૂજીએ છીએ, તથા તે શી વસ્તુ છે તે જાણીએ છીએ.

જો કે, આજના ઉદ્યોગનું મુખ્ય વલણ ‘જથા’ તરફ જ છે, તેમ છતાં, ‘ગુણ’ બાબત તેણે છેક જ હાથ ધોઈ નાખ્યા નથી. આપણા બધા ઉદ્યોગોમાં (કદાચ ફુરસદના સમયની આપણી હીન પ્રવૃત્તિઓને જોઈતી વસ્તુઓ પૂરી પાડનાર ઉદ્યોગો બાદ કરતાં) દરેક પગથિયે હજુ એવાં સ્ત્રીપુરુષોનો અવશેષ બાકી છે — અને તે પણ ઠીક ઠીક પ્રમાણમાં — કે જે તે તે ઉદ્યોગના વફાદાર, નિષ્ઠાયુક્ત, અને વીર સૈનિકોરૂપ છે. તેઓ વિશ્વાસુ, પાવરધા અને કુશળ ‘કામદારો’ છે; તેમને મેં સમાજના ઉદ્ધારકો તથા ઔદ્યોગિક સંસ્કૃતિની આશારૂપ માન્યા છે. તેમને તમે નાણાંકીય વ્યવહારની ઉચ્ચ કક્ષાઓએ જોઈ શકશો. તેમને તમે માલની જથાબંધ ઉત્પત્તિની મોટી મોટી યોજનાઓ ઘડતા જોશો; કારણ કે જથાબંધ ઉત્પત્તિમાં પણ ગુણની વિવિધ કોટીઓ હોય છે જ. તમે તેમને શોધકોની ઑફિસમાં, વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં, અભ્યાસીના અભ્યાસગૃહમાં કે કલાકારના ‘સ્ટૂડિયો’માં જોઈ શકશો. તમે તેમને એંજિનો હાંકતા, વહાણો હંકારતા, ઈંટો ગોઠવતા, કે કોલસા ખોદતા જોઈ શકશો. મારા જુવાન શ્રોતાવર્ગમાંના જે કોઈ પોતાનું ખાસ જીવનકાર્ય શોધતા હોય, તેમને હું સૂચવું છું કે, તમે આ લોકોના ટોળામાં જોડાઓ; તેમના કાર્યને મદદ કરો; ‘જે વધારે પડતું જોરાવર છે, તેની સામેના પક્ષને મદદ કરો.’ સ્થળ-ભાવના અતિશય જોરાવર બનેલી છે; માલની જથાબંધ ઉત્પત્તિ આજે બહુ જોરાવર બનેલી છે; તેમની સામેનો પક્ષ એટલે

કાળભાવનાનો પક્ષ — માલનો 'ગુણ' અર્થાત્ માલની જાત જોનારો પક્ષ. તેને તમે મજબૂત કરો, તેના જેવી બીજી એકે સમાજસેવા નથી, એમ માનજો.

અત્યાર સુધીમાં મેં ગુણ ઉપર ભાર મૂક્યો તેનો અર્થ એ નથી કે, જથો એ નિરુપયોગી ચીજ છે. રાજાને 'દેશનો સૌથી પ્રથમ ઉમરાવ' કહીને વર્ણવવાનો અર્થ એ નથી કે બીજા ઉમરાવો કશી વિસાતના નથી. વિષુવવૃત્તની રેખા કાલ્પનિક છે, તથા માત્ર નકશા ઉપર જ અસ્તિત્વમાં હોય છે, એમ કહેવાનો અર્થ એ નથી કે, વિષુવવૃત્ત-રેખાની કશી કિંમત નથી. દરેક વસ્તુ પોતાના ક્રમમાં અને સ્થળમાં જરૂરી છે. જથો એ કંઈ ગુણની વિરોધી વસ્તુ નથી; જેમ ભૌતિક એ આધ્યાત્મિકનું વિરોધી નથી તેમ. જોકે કેટલાક ફિલસૂફો તેથી ઊલટું કહેતા દેખાય છે. જથો પણ જ્યાં સુધી ગુણને પદભ્રષ્ટ કરીને પોતે રાજા થઈ ન બેસે, ત્યાં સુધી તેની પણ ખાસ કિંમત છે; તે રાજા થવા તાકે કે તરત તેની એ કિંમત દૂર થઈ જાય છે. નોકર તરીકે ગુણાકારની ઉપયોગિતા અનિવાર્ય છે; પરંતુ તે જો શેઠ થઈ બેસે તો તેનો જુલમ અસહ્ય થઈ પડે. જથા અને ગુણ વચ્ચે એક આંતરિક સંબંધ છે; અને અમુક સ્થળે તો તે બહુ ગાઢ બની જાય છે. સૌથી મોટામાં મોટા ગુણ, કે જેમને સામાન્ય રીતે સત્ય, શિવ કે શુભ, અને સૌંદર્ય કહેવામાં આવે છે, તેમનો સ્વભાવ જ વૃદ્ધિંગત થયા કરવાનો છે. "ગુણ તરફ પ્રથમ નજર રાખો, એટલે પૂરતો જથો તમને આપોઆપ મળી રહેશે." "'ઉત્તમ' તરફ નજર રાખો, એટલે 'વધારે' તો આપોઆપ આવી રહેશે." — એ વાક્યો જથા અને ગુણ વચ્ચેનો સાચો સંબંધ વ્યક્ત કરે છે.

આને તમે એક પ્રકારની શ્રદ્ધા કહી શકો. પરંતુ ઉદ્યોગમાં જેમ તેની પોતાની નીતિની જરૂર છે, તેમ પોતાની શ્રદ્ધાની પણ તેને જરૂર છે. ઉપર જણાવેલાં વાકયો ઔદ્યોગિક શ્રદ્ધાના સારરૂપ છે. ઉદ્યોગોને દિગ્દર્શક થઈ શકે તેવાં તથા આર્થિક તેમ જ નૈતિક દૃષ્ટિએ મહાન પરિણામો નિપજાવી શકે તેવાં તેથી વધુ સારાં વાકયો હું બીજાં કોઈ જાણતો નથી. વ્યાપારી જગતના કેટલાક મહાન અગ્રણીઓ એ વસ્તુ જાણતા હોય એમ લાગે છે, તે જોઈને હાશ પણ વળે છે. ઈશ્વરી આદેશને* અનુસરી પ્રથમ 'ગુણ' શોધો, એટલે બાકીનું એની મેળે આવી મળશે.

ઇંગ્લંડ જેવા દેશમાં, જ્યાં ચાર કરોડ એંસી લાખ મનુષ્યપ્રાણીઓને રોજ ખવરાવવાનાં હોય, વસ્ત્રો વડે ઢાંકવાનાં હોય, અને અગ્નિની હૂંફવાળા મકાનમાં ઠરીઠામ કરવાનાં હોય ત્યાં, ભાનવાળો કોઈ માણસ એમ નહિ કહે કે, 'જથા'ને ઉદ્યોગ સાથે કશી જ નિસબત ન હોવી જોઈએ. બધાંને પૂરાં પડી રહે તેટલાં મકાન, બળતણ, વસ્ત્ર અને અન્ન તો જોઈએ જ. મેં એક વ્યાખ્યાતાને એમ બોલતો સાંભળ્યો હતો કે, 'કોઈ પણ સારી સમાજવ્યવસ્થાની એક નિશાની એ છે કે, તે બધાં બાળકોને પૂરતું દૂધ આપશે.' તો પછી ઢોર પાળનારાઓએ આ બાબતને લક્ષમાં લેવી જોઈએ અને ઢોરની જાત સાચવવી અને સુધારવી જોઈએ, કારણ કે, દૂધ ઢોરમાંથી આવે છે, સમાજવ્યવસ્થામાંથી નહીં. અને તેવું જ ખેતીની બાબતમાં

---

* બાઈબલના 'નવા કરાર'માં ઈશુ ખ્રિસ્તનું વાકય છે, તેનો આ ઉલ્લેખ છે.—'પહેલો પ્રભુ સંભાળો, તો બાકી બધું એની મેળે આવી મળશે.'

પણ છે. મારા મતદાર-વિભાગમાં એક ખેડૂતે એક રાજકીય સભામાં બોલતાં જણાવ્યું કે, 'જમીન તો અત્યારે એવું પોકારી રહી છે કે, ધારાસભાના ભાષણિયાઓ મારી વાત પડતી મૂકે, અને કુશળ ખેડૂતો મારી સંભાળ લે તો સારું.' એ પોકાર જગતના મોટામાં મોટા ઉદ્યોગ — ખેતી — ની પરિભાષામાં 'ગુણ' માટેનો પોકાર હતો. તે પોકારનો બીજા ઉદ્યોગોની ભાષામાં અનુવાદ થઈ શકે; ભલે પછી તે ઉદ્યોગોને કાયદાઓનો 'વળગાડ' નડતો હોય કે નહીં. રચનાત્મક નાગરિકધર્મના ઉપાસકોએ એ પોકાર એક કાને સાંભળી બીજા કાનથી કાઢી નાખવો ન જોઈએ.

વસ્તુઓમાં ઉત્તમતા આણવાના બધા પ્રયત્નોનો હેતુ અંતે માનવ પ્રાણીઓને ઉત્તમ બનાવવાનો જ હોઈ શકે, એ વસ્તુ કદાચ બધા જ કબૂલ કરશે. કામકાજમાં દાખવવામાં આવેલી ઉત્તમતાથી કામદાર પોતે ઉત્તમ ન થાય, તો તે નિરર્થક છે. તેના કામ-કાજમાં ઉત્તમતા સાધતાં તે પોતે વધુ કીમતી બને છે કે નહીં? તે જે વસ્તુ બનાવે છે તે તો ઉત્તમ થશે એ ઉઘાડું છે; પણ તે વસ્તુની દૃષ્ટિએ જ નહીં પરંતુ તે પોતે જેવો છે તેની દૃષ્ટિએ અર્થાત્ તેના કામકાજ દરમ્યાન તેણે સાધેલી ઉત્તમતાની ઉપાસનાને કારણે તે કામદાર પોતે સંતોષકારક બને છે? વધારે સારો સાથી કે ભેરુબંધ બને છે? વધારે ડાહ્યો સલાહકાર થાય છે? જોવો ગમે તેવો રૂપાળો બને છે? સુખના દિવસોમાં ઇચ્છવા લાયક આનંદી સોબતી બને છે? દુઃખના દિવસમાં દિલાસો આપનાર દૃઢતર સાથીદાર બને છે? વધારે ન્યાયી શેઠ બને છે? વધારે પ્રમાણિક નોકર બને છે? વધારે સારો પડોશી બને છે? વધારે સાચો મિત્ર કે વધારે વફાદાર પ્રેમી

બને છે? સારું કામકાજ કરવાથી કામદારોમાં એવી વૃત્તિ જન્મે છે કે જેથી તેઓ કારખાનામાં (કે જે અલબત્ત જુદી દુનિયા જ છે) એકબીજાની હાજરીને વધુ આવકારે અને તેમને મનમાં એવો ભાવ થાય કે, એક કરતાં બે ભલા? કે પછી તેઓને, મિ. હાર્ડીની નવલકથા[1]માંના પેલા દુષ્ટ છોકરાની પેઠે, મનમાં એવું થાય છે કે, 'અમે ઘણા વધારે થઈ ગયા છીએ, આ બધામાંથી કેટલાક ન જન્મ્યા હોત તો સારું થાત; થોડાકને ફાંસી દઈ દેવામાં આવે તોય સારું; ચાલો હવેથી આપણે આપણી વસ્તી ઓછી કરવા માંડીએ?' ઉત્તમતાના સાધક કારીગરોમાંથી માનવપ્રેમથી છેક જ વિપરીત એવી ઉપર ટાંકેલી ભાવના દૂર થઈ જાય છે કે નહીં? અર્થાત્ સારું કામકાજ તે કામદારને પોતાને વધુ કીમતી બનાવે છે કે નહીં? જગતની કુલ કિંમતમાં તેના વ્યક્તિત્વથી સ્પષ્ટ ઉમેરો થાય છે કે નહીં? જગતમાંથી તેને દૂર કરવામાં આવે તો તેના માનવબંધુઓને ખોટ તેમ જ નુકસાન જાય કે નહીં?

મારું એમ માનવું છે કે જરૂર જાય. આજકાલ વસ્તી ઓછી કરવાની જે યોજનાઓ રજૂ થાય છે, તેમનું કારણ એ નથી કે, બધા જ માણસોને પૂરી પડી શકે તેટલા પ્રમાણમાં 'ગળી ચીજો' નથી; પરંતુ તેમની પાછળ ઝાંખું ઝાંખું એ દર્શન રહેલું છે કે, અત્યારે જે જાતની વસ્તુસ્થિતિ છે તે પ્રમાણે જોતાં આ નવા આવનારાઓમાંનો મોટો ભાગ खराब कामदारो જ બનવાનો છે; અને તેથી તેઓ પોતાની જાતે કીમતી નહીં હોય એટલું જ નહીં, પણ સાથીદાર તરીકે, મિત્ર તરીકે, પડોશી તરીકે, કે પ્રેમી તરીકે કીમતી થઈ પડવાના નથી.

૧. 'જુડ ધી ઑબ્સ્કયોર'

પરંતુ મારી આ માન્યતાને માટે કારણો રજૂ કરતા પહેલાં, હું એક બે આનુષંગિક બાબતો ઉપર તમારું ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

ગયા વ્યાખ્યાનમાં મેં પ્રો. રૉઇસનું વાક્ય ટાંક્યું હતું કે, 'આંતરરાષ્ટ્રીય નીતિનિયમોનું ઉચ્ચ શિક્ષણ આપવા માટે હાલમાં આડકતરી રીતો અખત્યાર કરવી જોઈએ.' ઉપરાંત, તેની સાથે મેં કહ્યું હતું કે, સામાન્ય નીતિશિક્ષણ માટે પણ આડકતરી રીત જ સૌથી ઉત્તમ છે. (અને 'નીતિ' એ નામ માણસોના 'ગુણ' માટે વપરાતાં અનેક નામોમાંનું જ એક છે.) નીતિશિક્ષણ જ્યારે સીધું જ નીતિસિદ્ધાંત વિષે વ્યાખ્યાન દ્વારા, લેખ દ્વારા કે ઉપદેશ દ્વારા આપવામાં આવે છે, ત્યારે તેની કશી ખાસ અસર નીપજતી નથી. જે સદ્‌ગુણોનો ઉપદેશ આપવામાં આવે, તેમને સાક્ષાત્ આચરવાનો અભ્યાસ ન કરાવવામાં આવે, ત્યાં સુધી તે માત્ર 'ભણ્યા'માં જ રહે છે, પણ 'ગણ્યા'માં આવતા નથી. આજે કેટલાય ઉત્તમ જ્ઞાનની એ જ કરુણ વલે થાય છે. કાર્લાઇલ જણાવે છે કે, કોઈ પણ બાબત અસરકારક રીતે શીખવાનો માર્ગ તેને જાતે કરી જોવાનો છે. એ વસ્તુ નીતિશિક્ષણને તો ખાસ લાગુ પડે છે.

એક અનુભવી શિક્ષકે એક વખત જણાવ્યું હતું કે, 'તમારે માનવ ચિત્તને કેળવવું હોય, તો તેને પોતાને કેળવવાનું છોડી, બીજી કોઈ વસ્તુને કેળવો.' અને જ્યારે તેને પૂછવામાં આવ્યું કે, 'બીજી કોઈ વસ્તુ' તે કઈ, ત્યારે તેણે જવાબ આપ્યો, 'શરીર.' એટલું કહીને તેણે ડહાપણભર્યા શબ્દોમાં જણાવ્યું કે, 'શરીર' તો દરેક પ્રકારની સર્જક કુશળતા પ્રાપ્ત કરવાનું સાધન છે; જડવાદીઓ કહે છે તેમ, યંત્રસંચાલિત મડદું

નથી. તે જ પ્રમાણે તમારે જો મનુષ્યના 'અંતઃકરણ'ને કે 'નીતિભાવના'ને કેળવવાં હોય, તો તેમને જ સીધાં કેળવવાનું પડતું મૂકવું ઠીક થઈ પડશે; ખાસ કરીને શરૂઆતમાં. તેને બદલે તો અંતઃકરણ જે સાધનોનો ઉપયોગ કરે છે, તે સાધનોને, અર્થાત્ ઇંદ્રિયોને, કે પોતાનું કાર્ય કરવામાં એ ઇંદ્રિયો જે વિવિધ સાધનોનો ઉપયોગ કરે છે તે બધાંથી સજ્જ એવા આખા શરીરને કેળવવાનો પ્રયત્ન કરો. માનવ શરીરનું સાચું સ્વરૂપ સમજો; તથા જે શારીરિક પ્રવૃત્તિઓ દ્વારા અંતરાત્મા વ્યક્ત થાય છે, તે સિવાયનું અંતઃકરણ તો નકશા ઉપર જ અસ્તિત્વ ધરાવનાર વિષુવવૃત્તની રેખાની જેમ આભાસરૂપ જ છે, એ વસ્તુ યાદ રાખો; અને અંતઃકરણની કેળવણી તેના સાધન શરીરથી જ શરૂ કરો, જેથી તેની બધી પ્રવૃત્તિઓ અને ક્રિયાઓમાં ઉત્તમતા સિદ્ધ કરી શકાય. આ પ્રમાણે, કેળવણીની આડકતરી પદ્ધતિ જ અંતઃકરણની કેળવણીના પાયામાં રહેવી જોઈએ; સીધી પદ્ધતિ તો છેક છેવટની કક્ષા માટે અનામત રાખવી જોઈએ. તે વખતે તે કદાચ અસરકારક થઈ શકે. પ્રારંભમાં તો તે નિરર્થક જ નીવડે છે. વચગાળામાં જરૂર લાગે તો સંભાળપૂર્વક તેનો ઉપયોગ ભલે કરવામાં આવે. તમે કોઈને વ્યાખ્યાન આપીને પિયાનો વગાડનાર નહિ બનાવી શકો. તેને માટે તો તમારે તેને પિયાનો આપવો જોઈએ, અને તેના પડદા ઉપર હાથ ચલાવવાનો ઉદ્યોગ કરતો કરી મૂકવો જોઈએ. નીતિના દાખલામાં પિયાનાના પડદાને સ્થાને નાગરિકનું પોતાના ધંધા અનુસાર રોજનું કામકાજ છે. તેની મારફત તે જે કંઈ સંગીત નિપજાવી શકે તે નિપજાવતાં ભલે શીખે. જો તેમાંથી કાંઈ જ સંગીત ન નીપજે, તો માની

લેવું કે, તેની સામે જે મૂકવામાં આવ્યા છે, તે પિયાનાના પડદા નથી, પણ પડદા વિનાનું પાટિયું જ છે. એ દુર્દશા આજે લાખો લોકોની છે. 'માનવજાત સુધારવા' ઇચ્છનારાઓએ પહેલો સુધારો એ જ કરવા જેવો નથી?

અલબત્ત, માનવજાતનો વંશ જરૂર સુધારો: મેન્ડેલની* પદ્ધતિ મુજબની વૈજ્ઞાનિક વિણામણીથી, કે બીજી કોઈ પદ્ધતિ મુજબની વૈજ્ઞાનિક વિણામણીથી. જગતને વંશસુધાર-વિદ્યાના નિષ્ણાતોના નિયંત્રણ હેઠળ મૂકો; અથવા હાલમાં સૂચવવામાં આવે છે તેમ, રાજ્ય તરફથી જેમને પરવાનો મળ્યો હોય, તેવાં અમુક પસંદ કરેલાં સ્ત્રી-પુરુષ દ્વારા જ પ્રજોત્પત્તિ કરાવો. જ્યાં સુધી ન જોઈતા વંશવેલા નાબૂદ ન થઈ જાય ત્યાં સુધી, તથા આખી પૃથ્વીમાં તમારી કલ્પના મુજબના સંપૂર્ણ વિકસિત વ્યક્તિત્વવાળા, 'પ્રદર્શન કરવા યોગ્ય' તથા નીતિમત્તાના ખાં જેવા લોકોત્તર મનુષ્યો સિવાય કોઈ ન રહે ત્યાં સુધી, તમારી એ પદ્ધતિઓનો અમલ જારી રાખો. તેમ છતાં, તમારી વિણામણીથી નીપજેલા એ નમૂનાઓ જ્યારે પણ પૃથ્વી ઉપર આવશે, ત્યારે તેમના જેવા માણસોને કરવા યોગ્ય કંઈ કામ તેમને માટે તૈયાર નહિ હોય, તો તમારી બધી મહેનત નકામી જશે. તમારાં 'સંપૂર્ણ વિકસિત વ્યક્તિત્વવાળાં' લોકોત્તર મનુષ્યો પોતાનો સમય એકબીજાની પ્રશંસા કરવામાં કે પોતાના વ્યક્તિત્વના વિકાસની સંપૂર્ણતા જોયા કરવામાં નહિ ગાળી શકે. સીધા શબ્દોમાં કહીએ તો, તેઓ કંઈક કામ માગશે; અને તે કામ પણ એવું કે જે તેમના સત્ત્વની કસોટી કરે તેવું હોય — લોકોત્તર મનુષ્યોને લાયક એવું પરમ કાર્ય હોય. અને જો તેવું કંઈક કામ

તેમને નહિ મળે, તો થોડા જ વખતમાં આપઘાતની મહામારી તેમનામાં ફાટી નીકળશે. ટૂંકમાં, માણસોને કરવાનાં કામની જાત જો ઊતરતી જશે, તો માણસોની જાત સુધારવાની આપણી કલ્પનાઓ કદી ફળીભૂત થવાની નથી. આપણા જમાનાને અને પેઢીને જે કામકાજ કરવું પડયું છે, તેના કરતાં વધારે સારી જાતનું કામ કરવાની સ્થિતિ આપણે આપણી ભવિષ્યની પ્રજા માટે ઊભી કરતા જઈએ, એ તેમને માટે આપણો સારામાં સારો વારસો છે. એટલે આપણે કળાકૌશલ્ય ખીલવવા પાછળ મંડીએ; અને મળી શકે એવાં બધાં સાધનો વડે, દેશના ઉદ્યોગધંધા તથા લોકનાં રોજિંદાં કામકાજમાં તે કળા-કૌશલ્ય કામ દેતું કરીએ. આપણા દેશમાં બનતા માલની જાત અથવા 'ગુણ' કાયમ રાખવા ને સુધારવા માટે આર્થિક ઉપરાંત બીજાં ઘણાંય અગત્યનાં કારણો છે. "ઉત્તમતા પ્રથમ શોધો, સંખ્યા તો પછી આપોઆપ આવી મળશે," એ વાક્યમાં ઉલ્લેખેલી સંખ્યા માત્ર ધનની જ સંખ્યા નથી, (કારણ કે તે કંઈ મુખ્ય વસ્તુ નથી, અલબત્ત તેના પ્રતીકરૂપે ભલે હો), પરંતુ યોગ્ય જાતના વધુ માણસોની સંખ્યા છે. અર્થાત્ વધુ મજબૂત સાથીદારો, વધુ સારા પાડોશીઓ, વધુ વિશ્વાસપાત્ર મિત્રો, વધુ વફાદાર પ્રેમીઓ, વધુ સદ્‌ગૃહસ્થો — ટૂંકમાં તે જાતના લાયક લોકો વધુ મળશે; પરંતુ બીજા વર્ગના લોકો, કે જેમને આપણે દૂર કરવા ઇચ્છીએ છીએ, તથા જેઓ 'ઘણા વધારે હોવાથી' ફાંસો ખાઈને પોતાની મેળે મરી જાય એવું ઇચ્છીએ છીએ, તે વર્ગના ઓછાં.

આજે વિકાસવાદનો સિદ્ધાંત બધા મનુષ્યોના મોંમાં રમી રહ્યો છે, (જોકે મોંમાં વધુ હોય છે, અને સમજમાં

ઓછો હોય છે), ત્યારે મનુષ્યપ્રાણીઓની જાત સુધારવા માટે આડકતરી પદ્ધતિ જ અખત્યાર કરવી જોઈએ, એ બાબત ઉપર વધુ ભાર મૂકવાની જરૂર ન હોય. 'પરિસ્થિતિની સુધારણા', કે 'બાહ્ય સંજોગોની સુધારણા' એવા નામથી તે વસ્તુ બધાને લાંબા કાળથી પરિચિત છે. ઘણા માણસો હવે આપણા આત્માઓ સુધારવા માટે આ લોકમાં કે પરલોકમાં મળનારાં ઇનામો કે શિક્ષાઓ બતાવવાની કે પાપીઓને તુચ્છકારવાની ઉપદેશાત્મક પ્રવૃત્તિઓની સીધી પદ્ધતિને બદલે, ઉપર જણાવેલી આડકતરી પદ્ધતિ વધુ અસરકારક માને છે; અને કેટલાક કટ્ટર વિકાસવાદીઓ તો એટલે સુધી જાય છે કે, તેઓ સીધી પદ્ધતિને સમૂળગી જતી કરી, આડકતરી પદ્ધતિનો જ સ્વીકાર કરે છે. સામાન્ય સિદ્ધાંતની દૃષ્ટિએ તે લોકો સાચા છે, એમ મને લાગે છે; એમાં એટલી મર્યાદા સમજવી જોઈએ કે 'પરિસ્થિતિ' કે 'બાહ્ય સંજોગો'માં માણસો પણ આવી જાય છે. (હમણાં ઉપર ઉલ્લેખેલા કટ્ટર લોકોનો અપવાદ ગણવો.)

આપણે જેવા છીએ તેવા આપણને બનાવવામાં 'બાહ્ય સંજોગો' કે 'પરિસ્થિતિ' કારણભૂત છે, એ સિદ્ધાંત કેટલોક ફેરફાર કર્યા વિના ભાગ્યે જ કોઈ એમ ને એમ સ્વીકારી લે. આપણા સદ્ગુણો કરતાં આપણા દુર્ગુણોની ઉત્પત્તિ દર્શાવનાર તરીકે તે સિદ્ધાંતને સ્વીકારવા આપણે વધુ તૈયાર હોઈએ છીએ. ગુનેગારો અને બદમાસોને તે સિદ્ધાંત આપણે છૂટથી તથા ઉદારતાથી લાગુ કરીએ છીએ. મજૂરોની કંગાળ ચાલીઓમાં રહેનારા લોકોના દુરાચારો તેમની પરિસ્થિતિને આભારી છે એમ ઘણી વાર બતાવવામાં આવે છે, અને તે યોગ્ય પણ છે. પરંતુ, તેમના સદ્ગુણો કે જે તેમના દુર્ગુણો, જેટલા જ સ્પષ્ટ

હોય છે, તેમને પણ તેમની પરિસ્થિતિને જ આભારી ઠરાવવા, એ તો તે કઠોર પરિશ્રમ હેઠળ કચરાતાં મનુષ્યોનું અપમાન કરવા જેવું જ હું માનું. ફાંસીએ લટકવાની રાહ જોઈ રહેલા ખૂનીને આપણે એવું આશ્વાસન ભલે લેવા દઈએ કે, તેની પરિસ્થિતિ જો જુદી હોત, તો તેની આવી વલે ન થઈ હોત; તેમ જ જે સમાજે તેને ફાંસીની શિક્ષા કરી છે, તેને પણ એવું માનવાનું કહી શકાય; પરંતુ રણભૂમિ ઉપર વીરતા બતાવવા બદલ વિક્ટોરિયા ક્રૉસ મેળવનારને એમ કહીએ કે, આ માન તારી પરિસ્થિતિને આભારી છે, નહિ કે તને, તો તે કદી ન ચાલે. ઉપરાંત હું એમ પણ માનું છું કે, આપણા પાડોશીઓ આ રીતે ઉદારતાથી આપણા દુર્ગુણોને આપણા સંજોગોનું પરિણામ બતાવે, તેનાથી આપણે ઘણા ખરા ચલાવી લઈએ છીએ; પરંતુ આપણામાંના બહુ ઓછા — અને તેય જે ભારે હલકટ હશે તેઓ જ — પોતાની જાતને માટે પોતે જ એમ કરતા હશે. જ્યારે આપણે પોતે એ ઉદારતા આપણી જાત પર વાપરવા જઈએ છીએ ત્યારે અંદરથી એક અવાજ જાણે બોલી ઊઠે છે: 'તે ખોટું છે'. ગમે તેમ હોય, જે લોકો ચાલીઓમાં રહે છે, તેઓ દેવળની છાયામાં કે યુનિવર્સિટીની હદમાં રહેતા લોકો કરતાં વધુ પ્રમાણમાં પોતાના સંજોગો વડે ઘડાયેલા છે, એમ નથી જ. અને એ કારણે આપણામાંના કેટલાકને એ સિદ્ધાંત જતો કરવાનું પણ મન થાય. આપણા માનવબંધુઓ પોતાની 'પરિસ્થિતિ'ની જ પેદાશો નથી; તેથી તો તેઓ આપણાં આદર તથા સેવાને પાત્ર છે, અને આપણે તેમનાં આદર અને સેવાને પાત્ર છીએ.

તેમ છતાં, એ સિદ્ધાંતને બરાબર સમજવામાં આવે, તો તત્ત્વની દૃષ્ટિએ એ સાચો છે. પરંતુ તેને બરાબર સમજવામાં થોડી મહેનત પડે તેમ છે. ખરેખર, આપણે જેને 'પરિસ્થિતિ' કે 'બાહ્ય સંજોગો' કહીએ છીએ, તેનો શો અર્થ? એ સિદ્ધાંતનો જે સામાન્ય અર્થ કરવામાં આવે છે, તેમાં તો 'પરિસ્થિતિ'-નો સ્થળની દૃષ્ટિએ જ અર્થ કરવામાં આવે છે; પરંતુ માણસને કાળને લગતી પરિસ્થિતિ પણ છે, એ વસ્તુ ભૂલી જવામાં આવે છે. સ્થળભાવનાની રીતે તેની 'પરિસ્થિતિ' એટલે એવો જ અર્થ કરવામાં આવે છે કે, ભૌતિક પદાર્થો રૂપે જે વસ્તુસ્થિતિ તેને વીંટળાઈને અને તેને ઘેરીને રહેલી છે તે. જેમ કે, તેનું જીવન જે સ્થળે વ્યતીત થાય છે તે સ્થળની ખાસિયતો; તેના શરીર ઉપરનાં કપડાં, તેનું ઘર, તેનું ઘર જે ગામ કે શહેરમાં આવ્યું છે તે, તેના ભાણામાં રહેલો ખોરાક, તેનો સરસામાન, તેની બારીઓમાંથી નજરે પડતા દેખાવો, રસ્તાઓ તથા ગટરોની બાંધણી, કારખાનાં તેમ જ નિશાળના આવવા-જવા માટે વાહનવ્યવહારની સગવડ – ઇત્યાદિની અનંત યાદી. એ બધાંને સુધારો, તેમની 'વહેંચણી' બરાબર કરો, એટલે તમે માણસને સુધારી શકશો, એમ આપણને કહેવામાં આવે છે. પરંતુ તે ઉપરાંત આપણે ભૂલવું ન જોઈએ (જોકે, આપણે સામાન્ય રીતે ભૂલી જ જઈએ છીએ) કે, દરેક માણસની પરિસ્થિતિનાં સૌથી વધુ સક્રિય તત્ત્વોમાં તેને તથા તેના પડોશીઓને ભૂતકાળમાંથી જે ટેવો, રૂઢિઓ અને પરંપરાઓ મળી છે, તેમનું આખું તંત્ર પણ છે. એ સંજોગો મોટે ભાગે અદૃશ્ય રીતે કાળમાં કામ કરતા હોય છે; અને હમણાં ઉપર જણાવેલા સ્થળમાં રહેલા પદાર્થો કરતાં તેમને

બદલવા એ વધુ મુશ્કેલ છે.

એ જ વસ્તુ બીજી રીતે પણ બતાવી શકાય તેમ છે. દરેક માણસની 'પરિસ્થિતિ'માં સૌથી વધુ સક્રિય તથા અસર-દાર તત્ત્વ તેના 'मानवबंधुओ' છે. બીજી બધી વસ્તુઓ કરતાં તેઓ જ તેની પરિસ્થિતિને વધુ પ્રમાણમાં સારી યા નરસી બનાવે છે. જો તેની આજુબાજુના માનવબંધુઓની જાત, અર્થાત્ તેમના ગુણ ખરાબ હશે, તો તેની બાકીની પરિસ્થિતિ પણ ખરાબ જ રહેશે; તમે તેની આજુબાજુની ભૌતિક પરિસ્થિતિમાં ગમે તેટલો ફેરફાર કરશો તોપણ તેને સારી બનાવી શકાશે નહીં.

એ સત્ય પણ બીજાં સત્યોની પેઠે બેધારું છે. જેમ બીજાં માણસો દરેક માણસની પરિસ્થિતિમાં નિકટના સક્રિય અંશરૂપ છે, તેમ દરેક માણસ બીજાં માણસોની પરિસ્થિતિનો પણ સક્રિય તથા નિકટનો અંશ છે. જો મારા પડોશીઓની મારા અસ્તિત્વ ઉપર અસર પડતી હોય, તો મારી અસર પણ તેમના ઉપર પડે છે. તેથી જ્યારે પરિસ્થિતિ સુધારવાનો પ્રશ્ન આવે, ત્યારે મને પરિસ્થિતિનો ઉત્પાદક ગણવો કે પરિસ્થિતિના પરિણામરૂપ ગણવો, એ પ્રશ્ન માત્ર દાષ્ટિબિંદુનો જ નથી બની જતો? હું પરિસ્થિતિનું પરિણામ તેમ જ તેનો ઉત્પાદક બેઉ છું. આ બાબતોમાં અન્યોન્યાશ્રયત્વ રહેલું છે. અને તે હંમેશાં રહ્યું હોવું જોઈએ. ફેર એટલો કે, સમાજની પ્રારંભિક દશામાં માનવ પરિસ્થિતિનું ક્ષેત્ર બહુ નાનું હતું, તેમ જ તેની અને વ્યક્તિ વચ્ચેના સંબંધો પણ સીધા સાદા હતા. પરંતુ હવે તો પરિસ્થિતિ બહુ વિસ્તૃત બની ગઈ છે, તથા તેની અને વ્યક્તિ વચ્ચેના સંબંધો પણ

તેટલા જ પ્રમાણમાં જટીલ બની ગયા છે, તથા બંનેની એકબીજા ઉપરની અસર પણ વધુ તીવ્ર બની ગઈ છે.

એટલે આપણે જો હજુ પણ કહીએ કે, "બાહ્ય સંજોગો જ બળવાન છે, અને પરિસ્થિતિ જ માણસોને ઘડે છે,' — અને તેને હું ઇન્કારતો નથી — ત્યારે આપણે માત્ર ભૌતિક સંજોગોનો જ વિચાર ન કરવો જોઈએ, પરંતુ માનવ તત્ત્વની જે મોટી તથા વધતી જતી અસર તે અને તેમાં રહેલ સંબંધોની પરસ્પરતા તે યાદ રાખવી જોઈએ. 'સ્વર્ગ' જેવી ભૌતિક પરિસ્થિતિમાં મને મૂકો, પરંતુ ત્યાં જોડે જો નર્યાં મૂર્ખ, હરામખોરો, વિશ્વાસઘાતીઓ, દંભીઓ, ભાષણિયાઓ, વાતોડિયાઓ, ઠગો, લબાડો, બદમાશો, અને બેઠાખાઉઓને મારા સાથીદારો તરીકે મૂકો, તો મારી પરિસ્થિતિ આ જરા વધુ પવનવાળા વ્યાખ્યાનગૃહમાં ગ્લાસગોના શ્રોતાજનો સમક્ષ અત્યારે છે તે કરતાં પણ વધુ ખરાબ થઈ જાય. તે જ પ્રમાણે તમે તમારી જાતને સ્વર્ગીય પરિસ્થિતિમાં મૂકો, પણ સોબતી તરીકે મને એકલાને રાખો, તોપણ તમારી પરિસ્થિતિ જેવી જોઈએ તેવી નહીં જ કહેવાય.

'માણસ તેની પરિસ્થિતિથી ઘડાય છે,' એ સામાન્ય સિદ્ધાંત, આ બધી વિચારણાઓને કારણે, નબળો પડતો નથી, પરંતુ તેને એક નવું જ સ્વરૂપ જરૂર પ્રાપ્ત થાય છે, કે જે ડાર્વિનના ચેલાઓ કે માર્ક્સના ચેલાઓની વ્યાખ્યામાં તેને નથી જ મળતું. ઉપરાંત, તે વિચારણાઓને કારણે, તે સિદ્ધાંતનો ઉપયોગ કરવાની બાબતમાં પણ સાવચેત રહેવાની આપણને ચેતવણી મળે છે; નહીં તો તે આપણી જ ઉપર ચડી વાગે. આપણા ઉપર બીજાની અસર થાય છે એટલું જ

નહીં, પણ આપણે પણ તેમની ઉપર અસર કરીએ છીએ, એવું સમજી ન રાખીએ, તો આપણે કોઈ પણ સામાજિક સિદ્ધાંતનું સ્વરૂપ બરાબર સમજી શકવાના નથી. 'બીજાઓના ભલા માટે જીવન વ્યતીત કરવામાં' આપણે સારું જ કરીએ છીએ; પરંતુ તેમની બાજુથી જોઈએ તો આપણે પણ 'બીજાઓ' જ છીએ, એ વસ્તુને ઉપરછલી પરોપકારવૃત્તિ ઝટ ભૂલી જાય છે.

આના સંબંધમાં, 'સારી પરિસ્થિતિ' એ શબ્દોનો અર્થ પણ આપણે જરા ઝીણવટથી સમજવો જોઈએ. થોડી વાર પૂરતા આપણે તેમનો જે સામાન્ય અર્થ કરવામાં આવે છે, તે કબૂલ રાખીએ કે, સારી પરિસ્થિતિ' એટલે આજુબાજુની ભૌતિક સાધનસામગ્રી — ઘર, કપડાં, અન્ન, અવકાશ, હવા, પ્રકાશ, ગરમી ઇત્યાદિમાં સુધારો. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે, દરેક નાગરિક આ પૃથ્વી ઉપર આવે કે તરત તેને આ બધી વસ્તુઓ તો તૈયાર મળવી જોઈએ, તથા તે બધી વસ્તુઓ તેને મળી રહે એ જોવાનું કામ સમાજવ્યવસ્થાનું છે. આ વસ્તુની હું ના નથી પાડતો; પરંતુ આ વિચારસરણી તેની પછીનું એક સત્ય ભૂલી જાય છે, તે તેને દર્શાવી આપવું જોઈએ: **आ बधी 'परिस्थिति'-रूप वस्तुओ मानव मजूरीनी पेदाश छे; अने तेमने सुधारवानो एक ज मार्ग होई शके अने ते ए के, आ वस्तुओ उत्पन्न करनार मजूरीने सुधारवानो.**

આ વિષયનો અભ્યાસ કરનારા સંખ્યાબંધ માણસોને મેં પૂછ્યું છે કે, તેઓ 'સારી પરિસ્થિતિ' શબ્દનો શો અર્થ કરે છે. તો આઠમાંથી દશ દાખલાઓમાં સૌથી પ્રથમ એ

વસ્તુ દર્શાવવામાં આવી કે 'સારાં ઘરો.' — જોકે, એક કે બે દાખલામાં તો 'સારાં' ને બદલે 'વધારે' કહીને મુદ્દો ગૂંચવી નાખવામાં આવ્યો હતો. હવે 'સારાં ઘરો' એ 'સારી પરિસ્થિતિ'ના પ્રતીક તથા સારરૂપ છે, એમ આપણે સ્વીકારી લઈએ, તો પ્રશ્ન એ થાય છે કે, સારાં ઘરો અસ્તિત્વમાં કેવી રીતે આવશે? એ તો ઉઘાડું છે કે, તેનો એક જ માર્ગ છે: તે ઘર બાંધવામાં કામે લાગનારાઓ બધા જ, અર્થાત્ શહેરની યોજના તૈયાર કરનારી સમિતિ તથા મકાનનો નકશો તૈયાર કરનારાઓથી માંડીને ઈંટો ચાંપનારા નાના નાના મજૂરો સુધીના બધા જ ઊંચા પ્રકારની કારીગરી કે કુશળતા દાખવે તો જ તેમ બને. તે જ વાત મકાન બાંધવામાં વપરાતી વસ્તુઓ, જેવી કે, ઈંટો, ચૂનો, ઇમારતી લાકડાં, પ્લાસ્ટર, નળિયાં, કાચ, લોઢું, સીસાની નળીઓ અને બાકીની તમામ વસ્તુઓને પણ લાગુ પડે છે. એ આખી પ્રક્રિયાના દરેક અંગમાં ટ્રસ્ટીપણું, વૈજ્ઞાનિક આવડત, અને વૈયક્તિક કુશળતા ભેગાં દાખવવામાં આવે, તેના ઉપર જ છેવટના પરિણામનો આધાર છે. તે વસ્તુઓમાં સુધારો કરો, એટલે તમને સારાં ઘર મળશે. તેમને સુધારો નહીં, તેમની જાત બગડવા દો, તો તમને ભવિષ્યનાં ઘોલકાં મળશે. છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન સુધરાઈઓએ કરેલાં મકાનો એ દશાએ થોડા વખતની અંદર જ પહોંચવાનાં છે.

પ્રત્યક્ષ વ્યવહારમાં તો સારાં અને ખોટાં તત્ત્વોનું વિચિત્ર મિશ્રણ જ નજરે પડે છે. કેટલાક દાખલાઓમાં યોજના, કલ્પના, તથા કારીગરી ઠીક હોય છે, પરંતુ સાધનસામગ્રી તકલાદી હોય છે. કેટલીક વાર યોજના મૂર્ખાઈભરેલી ને

કલ્પના નિર્માલ્ય હોય છે, પરંતુ સાધનસામગ્રી તથા કારીગરી ઉત્તમ હોય છે. કેટલીક વાર બધી જ બાબતો સારી હોય છે, તો કેટલીક વાર બધી જ બાબતો ખરાબ હોય છે. જાણે એક જ નાવમાં સદાચારી અને દુરાચારી, વીરો અને બદમાશો, સામસામે જોર કરતા હોય એવી વ્યગ્ર પ્રક્રિયા થઈને ઊભી રહે છે. માનવમજૂરીનું રહસ્ય સર્વાંગીણ દૃષ્ટિએ ન સમજનારા, પરંતુ જુદા જુદા અંશો પૂરતું જ વિચારનારા આજના જમાનાના પ્રતીકરૂપ એ વસ્તુ છે.

તકલાદી બાંધકામને ખરાબ પ્રકારે કરાતી મજૂરીમાત્રના નમૂના તરીકે ગણીને હું એમ બતાવવા માગું છું કે, ખરાબ રીતે કરેલું કામકાજ તેમાં ભાગ લેનાર બધા પક્ષોને હીન બનાવનાર તથા માનવ પ્રાણી તરીકે તેમની સત્ત્વહાનિ કરનાર વસ્તુ છે. તે વસ્તુ કારીગરનું પોતાનું સ્વમાન ઓછું કરે છે એટલું જ નહીં, પણ તેના કામકાજ તરફ નજર કરનાર બધાની નજરમાં તે હલકો પડે છે. તે આખા નૈતિક વાતાવરણને કલુષિત કરે છે. તેને આર્થિક મદદ કરનાર રાજ્યતંત્ર, તેની યોજના કરનારા તેના કલ્પકો, તેનો ઠેકો રાખનારા, તેમાં કામે લાગનારાં તમામ દહાડિયાં, તથા તેવાં બાંધકામ નભાવી લેનાર આમ જનસમુદાય—એ બધાને તેનાથી નૈતિક નુકસાન થાય છે. પછી એ નુકસાનને પહોંચી વળવા તેનો સામનો કરવા કે તેને નાબૂદ કરવા નીતિશિક્ષકો અને ધર્મોપદેશકો તેમનું બધું જોર ખર્ચે તોપણ સફળ ન નીવડે. એવું કામ કરનારા બધા પક્ષો વચ્ચેનો આપસ-આપસનો સંબંધ પણ હલકા પ્રકારનો હોય છે. તે બધાને એકબીજા પ્રત્યે આદરભાવ નથી હોતો. તે બધા અંતરમાં એમ જાણતા

હોય છે કે, પોતે એક ભારે દગાબાજી કરી રહ્યા છે. તેથી તેઓની એકબીજા પ્રત્યેની વફાદારી, દગાબાજોની ટોળીમાં હોતી વફાદારીની હદથી જરાય ઉચ્ચ કોટીની નથી હોતી. તેમ જ એ કામ 'મૂડીદારોના રાજ્યતંત્ર' હેઠળ કરવામાં આવ્યું હોય કે 'મજૂરોના રાજ્ય હેઠળ' કરવામાં આવ્યું હોય, તોપણ પરિણામે કશો જ ફેર પડતો નથી. પોતે ભેગા મળીને જે કામ કરી રહ્યા છીએ તે સુંદર છે તથા પ્રમાણિક છે, એવા ભાનથી દિલમાં જે સ્ફૂર્તિ ઊપજે છે, તેના વિના માણસ માણસ વચ્ચે માનભર્યા સંબંધો ઊભા થવા મુશ્કેલ છે. એવા સંબંધો આખી ઔદ્યોગિક સંસ્કૃતિ માટે ભારે અગત્યના છે. પરંતુ ઉપર જણાવેલા દાખલામાં તેમનો સદંતર અભાવ છે. તેથી આખું નૈતિક વાતાવરણ દૂષિત બની જાય છે. તેવા વાતાવરણમાં પરસ્પર ઝેરવેર, અવિશ્વાસ અને સંકુચિતતા જ ઊભાં થાય; ઉદારતા તથા વફાદારીની ભાવના ન જ ઊભી થાય. તેઓ ખોટી રીતે મેળવેલી લૂંટમાં ભાગ મેળવવા જરૂર તકરાર કરવાના; पोतानुं कामकाज खराब प्रकारे करता समाजने एवी तकरारोमांथी कोई बचावी नहीं शके. લૂંટારુઓ, ચાંચિયાઓ, ધૂર્તો, તથા જાહેર જનતાની સુખશાંતિના તેવા બીજા દુશ્મનોની ટોળીઓમાં અંદરોઅંદર પ્રવર્તતી વફાદારી તથા સચ્ચાઈ વિષે ભારે પ્રશંસાભરી વાતો કહેવામાં આવે છે; પરંતુ તે જાતની વફાદારી કે સચ્ચાઈ બહુ દીર્ઘજીવી હોતી નથી; તથા કાળ-ભાવનાની કસોટીએ પાર ઊતરી શકતી નથી. કાળ તેનાં મૂળ ખોદ્યા જ કરતો હોય છે, અને જ્યારે લૂંટની વહેંચણીનો વખત આવે છે, ત્યારે આખી ઇમારત ભાગી પડે છે.

આ મુદ્દાને હજુ પણ કેટલેય વિસ્તારી શકાય. પરંતુ તે અનાવશ્યક છે; કારણ કે બધા જ સમજદાર માણસોને તેનું રહસ્ય સ્પષ્ટ સમજાઈ ગયું હોય છે. બાકી વિસ્તાર જ કરવો હોય તો તો, રેઢિયાળ કામકાજથી આખા સમાજનું નૈતિક વાતાવરણ શિથિલ બની જાય છે એ વસ્તુ કહી દીધા બાદ, સારા કામકાજથી આખા સમાજના નૈતિક વાતાવરણમાં થતો સુધારો લંબાણથી વર્ણવી શકાય. એ પ્રમાણે બંને જાતના કામકાજની તે કામકાજ કરનારાઓ ઉપર થતી અસર વર્ણવી દીધા બાદ, તે કામકાજ જેઓને માટે કરવામાં આવે છે, તેમના ઉપર થતી અસર વર્ણવવામાં કેટલાંય પ્રકરણો ભરી શકાય. દાખલા તરીકે, સારી રીતે બંધાયેલા તથા સુવ્યવસ્થિત શહેરમાં રહેવું, તથા પોતાના ઘરની બારીમાંથી ડોકિયું કરીએ ત્યારે કે પોતાને રોજને કામે જવા નીકળીએ તે વખતે, પોતાની આસપાસ પોતાના માનવબંધુઓની કુશળતા, આવડત, અને વિશ્વાસુપણાની સાબિતીઓ જોવા મળે, એ કેવી સરસ વસ્તુ છે! તે નગરના રહેવાસીઓ માટે તે કેવી સરસ કેળવણી છે! ભવિષ્યની પ્રજા માટે તે કેવો ઉત્તમ વારસો છે! તેનાથી માનવજાતિના ગૌરવ વિષે આપણને કેવી લાગણી ઊભી થાય છે! તેનાથી તે કુશળ, પાવરધા, અને વિશ્વાસુ લોકોના ટોળામાં જોડાવાનો આપણને કેવો ઉમળકો થાય છે! પરંતુ તે બધાથી ઊલટી પરિસ્થિતિમાં રહેવું એ કેવી ખરાબ વસ્તુ છે! જાહેર મકાનો શું, કે ઘર શું, કે દુકાનો શું, જ્યાં ત્યાં તમને ખરી વસ્તુઓના દેખાવવાળી જૂઠી વસ્તુઓ જ જોવા મળે; અનાવડત અને બદમાશી ( એ બંનેનું કાયમી જોડકું હોય છે ) ચારે બાજુ વ્યાપેલા કદરૂપાપણામાંથી અને ગોટાળામાંથી તમારી

સામે ડોકયાં કર્યાં કરે; અને કામ કરનારાઓ પોતે તમારા દેખતાં જ તેમની વેઠિયાવાડ કરતા હોય — માણસજાતની દુષ્ટતાની એ બધી ઉઘાડી સાબિતીઓ સામે કયું ધર્મપુસ્તક માણસજાતને ચાહવાનું તમને સમજાવી શકે? કયો ધર્મસિદ્ધાંત તેના દિવ્ય જન્મ વિષે તમને ખાતરી કરાવી શકે? તમે તો ઊલટું એમ જ કહેવાના, 'ચાલ ભાઈ! આ લોકોથી દૂર ભાગ.'

રચનાત્મક નાગરિક ધર્મનું અંતિમ ધ્યેય માણસની પોતાની જાત સુધારવાનું છે, એ મેં પૂરેપૂરું કબૂલ રાખ્યું છે. પરંતુ પ્રશ્ન એ છે કે, એ મુશ્કેલ તથા મહાભારત કામ શરૂ કયાંથી કરવું? તેના પાયા આપણે કયાં નાખવા? મારી એવી સૂચના છે કે, આપણે તેની શરૂઆત કુશળતા, આવડત અને ટ્રસ્ટીપણાની દિશામાં માણસના કામકાજની જાત સુધારવાના પ્રયત્નથી કરવી જોઈએ; તથા સામાજિક, રાજકીય કે કેળવણીવિષયક બધાં બળોને એ બાબત ઉપર જ કેન્દ્રિત કરવાં જોઈએ. આપણે ખાતરી રાખવી જોઈએ કે, ત્યાં કરેલા સુધારાનો પડઘો કામ કરનારાઓ તથા જેમને માટે તે કામ કરવામાં આવે છે તે બધાની જાત અથવા 'ગુણ' ઉપર તેમ જ તેમની વચ્ચે પ્રવર્તતા પ્રેમના, ભાઈચારાના, ઐક્યના કે બીજા તેવા સંબંધો ઉપર જરૂર પડશે. નાગરિકતાને લગતા સદ્દગુણોની તથા વીરતાની કેળવણી આપવાની આ આડકતરી પદ્ધતિ છે. પ્રેરક વ્યાખ્યાન કે ઉપદેશ આપવાની જે સીધી રીત છે, તેને તો પડતી જ મૂકવી જોઈએ. અલબત્ત, તે પદ્ધતિ ઉપર જ આધાર રાખવામાં ન આવે કે તેનો વધારેપડતો ઉપયોગ કરવામાં ન આવે, તો તે પણ તાબેદાર સાથી તરીકે તથા છેવટની ઘડીએ ખીલાને પૂરેપૂરો અંદર પેસાડવા માટે

વિજયનાદ સાથે હથોડાનો છેલ્લો ઘા કરવા પૂરતી ભારે ઉપયોગની છે.

ધાતુનાં પતરાં કરતી વખતે વધારે ઓછી ગરમીને કારણે કે મૂળ ધાતુમાં કાંઈ ખામી હોવાને લીધે કોઈ કોઈ વાર તે પતરાની ઉપર પરપોટો ઊપસી આવે છે. તે વખતે તે પરપોટાને કેવી રીતે બેસાડી દેવો એ પ્રશ્ન ઊભો થાય છે. બિનઅનુભવી માણસ તો એમ જ કહે કે, તે પરપોટાને હથોડાથી ટીપવો એટલે તે બેસી જશે. પરંતુ અનુભવીઓ જાણે છે કે, તમે જો પરપોટાને જ સીધો ટીપવા જશો તો પતરામાં તરડ પડી જશે. તેથી તેઓ તેની आसपासनो ભાગ ટીપવા માંડે છે. શરૂઆતમાં તો બને તેટલે દૂરથી ટીપવાનું શરૂ કરે છે, અને ધીમે ધીમે તે પરપોટાની પાસે આવતા જાય છે. દરમ્યાન પેલો પરપોટો, કે જેને ન અડવાની તેઓ ખાસ કાળજી રાખે છે, તે ધીમે ધીમે ઓછો થતો જાય છે, અને અંતે બેસી જાય છે.[1]

'परपोटा उपर ज सीधो हथोडो न मारता; तेनी आजुबाजु खंतथी हथोडो चलावो.' આપણા સમાજજીવનમાં જે જોખમકારક પરપોટા અવારનવાર ઊભા થાય છે, તેમને સીધા કરવાનો ભાર જેઓ પોતાને માથે લઈ બેઠા છે તેઓને, તથા સામાન્ય રીતે જેઓ જનસમુદાયના આમ-હિતના સંરક્ષકો મનાય છે તેમને હું આ નિયમ ભેટ ધરું છું. પરપોટા ઉપર જ ટીપવા જતાં ધાતુનાં કેટલાંય કીમતી પતરાં તૂટી ગયાં છે.

૧. આ ઉદાહરણ મને સર ઓલિવર લૉજ પાસેથી મળ્યું છે. તે કહે છે કે, હર્બર્ટ સ્પેન્સર સાથે વાતચીત કરતાં તે તેમને મળ્યું હતું.

૧૬

# આધ્યાત્મિક અને ભૌતિક

આપણી આજની સંસ્કૃતિ સામે મુકાતા સંખ્યાબંધ આક્ષેપોમાં સૌથી સામાન્ય આક્ષેપ એ છે કે, તે 'ભૌતિક' છે. આપણા સામાજિક રોગ-મીમાંસકોના ગ્રંથોમાં પણ 'ભૌતિકવાદ' શબ્દ વારંવાર નજર પડે છે, અને ઘણી વાર તો આપણને લાગુ પડેલા સૌથી ખરાબ રોગના નામ તરીકે અથવા તો તેવા બધા જ રોગોના સારરૂપે તેને રજૂ કરવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે, આ જમાનાનો ભૌતિકવાદ જો દૂર કરવામાં આવે, તો સમાજના બધા રોગોની જડ નીકળી જાય, અને બાકીનું કામ બધા માટે સહેલું થઈ જાય. તેને દૂર કરવા માટે જુદાં જુદાં ઔષધો પણ બતાવવામાં આવે છે. કેટલાક ખ્રિસ્તીધર્મનો પ્રચાર સૂચવે છે; તો કેટલાક નવા કાયદાઓનો વળગાડ સૂચવે છે. દુનિયાનો એ મહારોગ દૂર કરવા ખાતર આધ્યાત્મિક ઉપાયોનું આખું વૈદક ફીંદવામાં આવે છે, અને સંખ્યાબંધ 'વાદો'માંથી વધુ શિષ્ટ લાગતા વાદોના આખા લશ્કરને તેની ઉપર હુમલો કરવા તૈયાર કરવામાં આવે છે. પરંતુ મને ચોક્કસ વહેમ જાય છે કે, 'ભૌતિકવાદ' એ શબ્દ 'વસ્તુશૂન્ય વિકલ્પ' જ છે.

તમે ભૌતિકવાદ દૂર કરવા માટે રજૂ કરાતા તેમ જ જાહેર કરાતા ઉપાયોને તપાસશો, તો એક ધ્યાન ખેંચે તેવી

બીના તમારી નજરે પડશે કે, તેમાંનો દરેક ઉપાય ભૌતિક પાયા ઉપર જ રચાયેલો હશે. તે દરેક ઉપાય ભૌતિક સૃષ્ટિની મદદ કોઈ ને કોઈ સ્વરૂપે લેતો જ હશે; અને ઘણી વાર તો નિર્લજ્જપણે! તેમાંના જે ઉપાયો ભૌતિક 'પરિસ્થિતિ' અથવા 'બાહ્ય સંજોગો' સુધારવાનો માર્ગ લે છે, તેમની બાબતમાં તો એ વસ્તુ ઉઘાડી જ છે; પરંતુ જે ઉપાયો 'આધ્યાત્મિક' પરિભાષા વાપરે છે, તેઓ પણ દેવળો, વ્યાસ-પીઠો, નિશાળો, સભાસ્થાનો, છાપખાનાં, ચોપડીઓ અને શબ્દોનો ઉપયોગ તો કરતા જ હોય છે. કેટલાક ઉપાયો તો આ 'ભૌતિક સંસ્કૃતિ' સાથે એટલા બધા ગાઢપણે સંકળાયેલા હોય છે કે, તેના વિના તેઓનું કામ જ આગળ ન ચાલે. 'સમાજનું અધ્યાત્મીકરણ' ઇચ્છતા કોઈ પણ માણસને પૂછો કે, તું તે વસ્તુ શી રીતે સિદ્ધ કરવા ઇચ્છે છે, તો તે તરત જ કોઈ ને કોઈ પ્રકારના ભૌતિકવાદનો જ આશરો લેશે — ભલે પછી તે કોઈ પરિષદ જ ભરવા પૂરતો હોય. કારણ કે તેને માટે તરત ઓછે ભાડે ટિકિટો આપવા રેલવે કંપનીઓને અરજ કરવામાં આવશે, અને પ્રતિનિધિઓને સભાસ્થાને લઈ જવા માટે કેટલાય કોલસા બાળી નાખવામાં આવશે. જ્યાં લગી માણસનો આત્મા શરીર સાથે જોડાયેલો છે, કે તેનું મન કોઈ પણ રીતે મગજના તંતુઓ સાથે જોડાયેલું છે, ત્યાં લગી 'ભૌતિકવાદ'નો ફિટકાર કાંઈક સંયમપૂર્વક કરવો જોઈએ.

જોકે એ ફિટકાર કરનારાઓ કંઈક મહત્ત્વની વસ્તુ કહેવા માગે છે, એ ઉઘાડું છે; પરંતુ તેઓ ચોક્કસ શું કહેવા માગે છે, એ સમજવું મુશ્કેલ છે. તેઓ ભૌતિક તત્ત્વને બિલકુલ નાબૂદ કરીને તેના વિના જ ચલાવવાનું તો નહીં જ ઇચ્છતા

હોય; કારણ કે અશરીરી આત્માઓ પણ કદાચ તેમ નહીં કરી શકે. જ્યાં લગી અબજો માણસોને ખવરાવવાનાં છે, ઢાંકવાનાં છે, હૂંફાળાં ઘરોમાં વસાવવાનાં છે, ત્યાં સુધી સમાજને ભૌતિક તત્ત્વ સાથે લેવા-દેવા રાખ્યા વિના કેમ કરીને ચાલવાનું ? એ અબજોને આપણે ચંદ્રિકા નહિ જ ખવરાવી શકીએ, મેઘધનુષ્યના રંગો નહિ જ પહેરાવી શકીએ, તત્ત્વચર્ચામાં જ નહીં વસાવી શકીએ, કે સુંદર શબ્દો વડે જ ગરમી નહીં પૂરી પાડી શકીએ. એટલે આ ફિટકાર કરનારાઓ ભૌતિક તત્ત્વને નાબૂદ કરવાનું તો નહીં જ ઇચ્છતા હોય, પણ તેને તેના યોગ્ય સ્થાને મર્યાદિત કરવાનું જ ઇચ્છતા હશે. પરંતુ ભૌતિક તત્ત્વનું સાચું સ્થાન શું અને કેટલું છે તે સ્પષ્ટ રીતે સમજ્યા વિના, એ બાબતમાં કશો જ પ્રયત્ન ન કરી શકાય. પરંતુ એ વસ્તુની સ્પષ્ટ સમજ બહુ મુશ્કેલ તેમ જ વિરલ છે.

ભૌતિક તત્ત્વ એટલે શું? જુદા જુદા ફિલસૂફો આ પ્રશ્નનો જુદો જુદો જવાબ આપે છે; પરંતુ તેની એવી વ્યાખ્યા આપીએ કે, "ભૌતિક તત્ત્વ એટલે એવી વસ્તુ કે જેના વિના આપણે ન ચલાવી શકીએ"— તો કંઈ વાંધો નહીં આવે. એક પતિએ પોતાની પત્નીની કબર ઉપર જે સુપ્રસિદ્ધ લેખ કોતરાવ્યો છે કે, 'જેની સાથે જીવવું અઘરું છે, પણ જેના વિના જીવવું તેથી પણ અઘરું છે'— તેના જેવી એ વ્યાખ્યા છે. તેથી જરા વધુ ઊંડા ઊતરીએ, અને મતભેદનું જોખમ વહોરી લઈએ, તો કહી શકાય કે, ભૌતિક તત્ત્વ આત્મતત્ત્વના સાક્ષાત્કારની પ્રથમ ભૂમિકા છે; આત્મતત્ત્વના સાક્ષાત્કારનો માર્ગ ભૌતિક વસ્તુઓમાં થઈને જ જાય છે; તેમને વટાવીને નહીં. બીજી બાજુ, તેથી ઊલટું કહીએ તો, ભૌતિક તત્ત્વનું રહસ્ય

પારદર્શક થઈ જાય, તેનો યથાયોગ્ય ઉપભોગ થઈ જાય, અને તેનો ઊંડો અનુભવ થઈ જાય, તેનું નામ જ આત્મસાક્ષાત્કાર. ભૌતિક વસ્તુઓને જ જ્યારે કુશળ કારીગરીથી, 'હંમેશને માટે સૌંદર્ય અને આનંદભરી' ચીજોરૂપ બનાવી દેવામાં આવે છે, ત્યારે તે આધ્યાત્મિક વસ્તુઓરૂપ જ બની જાય છે; અને જ્યારે તેવી વસ્તુઓનું સૌંદર્ય અનુભવીને તમે આનંદિત થાઓ છો, ત્યારે તમે પોતે આધ્યાત્મિક બની જાઓ છો.

જગતનું સામાન્ય કામકાજ, માનવજાતિની આધ્યાત્મિક સંસ્કૃતિના મૂળરૂપ તેમ જ તેને ઊગવાની ભૂમિરૂપ છે, એવું માનનારાઓમાંનો હું એક છું, એવું તમે હવે જાણી ગયા છો. માણસોનાં શરીરને પોષણ આપનાર રોજની રોટીની તેમના આત્માને પોષણ આપનાર આધ્યાત્મિક રોટી બનાવી શકાય, તથા રોટી કમાવાની ક્રિયાને આધ્યાત્મિક વિકાસનું સાધન બનાવી શકાય. હું પોતે તો સમજી જ નથી શકતો કે, ભૌતિક પ્રાણી તરીકે માણસ પોતાની આજીવિકા જે પ્રવૃત્તિઓ દ્વારા ચલાવે છે, તે પ્રવૃત્તિઓ બાતલ રાખવામાં આવે, તો બીજે કયે માર્ગે માણસના આત્માનો વિકાસ સાધી શકાય. કાર્લાઇલે કહ્યું છે, 'હું બે માણસોને જ માન આપું છું — ત્રીજા કોઈ ને નહીં: એક તો મજૂરી કરીને થાકતા કારીગરને કે જે પોતાની મજૂરી દ્વારા ભૌતિક સાધનોથી ભૌતિક પૃથ્વીને જીતીને માણસની બનાવે છે. . . . અને બીજો માણસ તે, આધ્યાત્મિક પોષણ માટે અનિવાર્ય એવી વસ્તુઓ મેળવવા માટે મજૂરી કરનારો: રોજની રોટી માટે નહીં, પણ જીવનની રોટી માટે . . . આ બીજાને હું પહેલા કરતાં પણ વધુ માન આપું છું.'

પરંતુ આ માણસો સાચે જ બે છે? તેમને જરા ઝીણવટથી તપાસશો તો તમને માલૂમ પડશે કે, તે બંને એક જ છે. જે વસ્તુઓ તેઓ જુદા જુદા ઉત્પન્ન કરે છે, તેમની અનિવાર્યતાની બાબતમાં તથા તે અનિવાર્ય છે એવા ભાનની બાબતમાં તેઓ બંને એક બની જાય છે.

સ્થૂલ પદાર્થ કે વિશ્વનું ભૌતિક તત્ત્વ એવી વસ્તુ છે કે, તેના વિના આપણામાંનો કોઈ, અરે ગમે તેવો આધ્યાત્મિક વલણવાળો પણ, ન ચલાવી શકે; એ કથનમાં હવે હું એક બીજું કથન ઉમેરું છું, અને તે પણ તેના જેટલું જ નિર્વિવાદ છે.

ભૌતિક તત્ત્વની ભારેમાં ભારે અર્થપૂર્ણ એવી વિશિષ્ટતા એ છે કે, તેનો સદુપયોગ કરવામાં આવે, તો તે પણ સામો તેવો જ જવાબ વાળે છે. ભૌતિક તત્ત્વનું અંતિમ સ્વરૂપ ગમે તે હોય, પરંતુ જ્યારે તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે બદલામાં તે જે કીમતી વસ્તુઓથી આપણને નવાજે છે, તેને અંત જ નથી. તેનો દુરુપયોગ કરો તેની સાથે જ તે તમારો ખરાબમાં ખરાબ દુશ્મન બની જાય છે; તેનો સદુપયોગ કરો, તો તે તમારો સારામાં સારો મિત્ર બની જાય છે. 'ભૌતિક તત્ત્વની ઉત્તમ બનવાની શકયતા' એ વિષય ઉપર કોઈએ હજુ ગ્રંથ નથી લખ્યો એ નવાઈની વાત છે. બીજા કશા ખાતર નહીં, તો પેલા ખોટે રસ્તે ચડેલા ફિલસૂફોની સાન ઠેકાણે આવે તેટલા માટે પણ તે ગ્રંથ લખાવો જોઈએ. જે લોકો ભૌતિક તત્ત્વનો દુરુપયોગ કરે છે, તેમની સાથે તે જે ગંદી રમતો રમી જાય છે, તે જોવામાં આવ્યા કરે, પરંતુ જેઓ તેનો સદુપયોગ કરે છે, તેમને તે જે ઉદાર બદલો આપે છે, તે તરફ નજર ન જાય, તેથી ભરમાઈ જઈને તે

ફિલસૂફોએ ભૌતિક તત્ત્વને સ્વભાવથી જ અનિષ્ટ કહ્યું છે. તમે સાંભળેલું સારામાં સારું સંગીત થોડાક લોઢાના તાર અને આજુબાજુના વાયુમંડળમાંથી જ નીપજે છે. જે સંગીત-શાસ્ત્રી એ ભૌતિકતત્ત્વનો સારો ઉપયોગ કરે છે, તેને તે સામો તેવો જ બદલો આપીને કૃતાર્થ કરી મૂકે છે. કળાના ક્ષેત્રમાં કે વીરતાના ઇતિહાસમાં પ્રાપ્ત કરવામાં આવેલી કોઈ પણ ઉત્તમ સિદ્ધિ તમે જુઓ; તમને તેની પાછળ ભૌતિક તત્ત્વનો સારી રીતે કરેલો ઉપયોગ જ દેખાશે. આપણા અનુભવમાં આવતી તમામ ઘટનાઓમાં, પોતાનો સારો ઉપયોગ કરનારને સામો તેવો જ જવાબ આપવાનો ભૌતિક તત્ત્વનો સ્વભાવ મને સૌથી વધુ ઉત્સાહપ્રેરક લાગ્યો છે. જે લોકો તેનો દુરુપયોગ કરે છે, તેમના ઉપર તે અચૂક જે કારમું વેર લે છે, તેનું મને જરાય દુઃખ લાગતું નથી. તેના તે બંને સ્વભાવો માટે હું તેની આગળ મારું શિર ઝુકાવું છું, અને ઈશ્વરને હાર્દિક ધન્યવાદ આપું છું કે, મને તેણે ભૌતિક જગતમાં જીવવા મૂક્યો છે.

પરંતુ ભૌતિક તત્ત્વનો 'સારો ઉપયોગ' એટલે શું, કે જેનો તે ઉદારતાથી સામો તેવો જ જવાબ આપે છે? તથા તેનો 'ખોટો ઉપયોગ' એટલે શું, કે જેથી દુભાઈને શિક્ષા કર્યા વિના તે કદી ઝંપતું નથી? 'સારો ઉપયોગ' એટલે જે ત્રણ વસ્તુઓ આ વ્યાખ્યાનોમાં હું તમારી આગળ ધર્યા કરું છું, તે ત્રણ વસ્તુઓવાળો ઉપયોગ – અર્થાત્ ટ્રસ્ટીપણું, વૈજ્ઞાનિક આવડત અને વૈયક્તિક કુશળતાપૂર્વક કરેલો ઉપયોગ. અને 'ખોટો ઉપયોગ' એટલે તે ત્રણ વિનાનો અર્થાત્ દગાબાજી, બિનઆવડત, અને અકુશળતાથી કરેલો ઉપયોગ. માણસ એટલે ભૌતિકતત્ત્વનો સાચો ઉપયોગ કરનાર ટ્રસ્ટી, અને

ભૌતિક તત્ત્વ એટલે સારા કામદારનો ઉદાર મિત્ર અને ખરાબ કામદારનો કટ્ટર દુશ્મન. માણસ અને ભૌતિક તત્ત્વની આ બે વ્યાખ્યાઓ ઉપર ધ્યાનપૂર્વક વિચાર કરવા હું ફિલસૂફો, ધર્મતત્ત્વજ્ઞો, ભૌતિકશાસ્ત્રીઓ, જુવાનોના શિક્ષકો, અને મજૂર-પક્ષના આગેવાનોને વિનંતી કરૂં છું.

આપણા 'હકો અને ફરજો'ને આપણા માનવબંધુઓ પૂરતાં જ નિયત કરી દઈએ, તો આપણે તેમની બહુ સંકુચિત વ્યાખ્યા બાંધી કહેવાય. તે તો આખા વિશ્વ જેટલાં વિસ્તૃત છે. તેમનાં મૂળ આખા વિશ્વની ધરતીમાં નંખાયેલાં છે. આખું વિશ્વ દરેક માણસના રોજિંદા કામ ઉપર નજર રાખે છે; તથા ભૌતિક તત્ત્વનો સારો ઉપયોગ કરવા માટે બંધાયેલા ટ્રસ્ટી તરીકે, તે પોતાની ફરજ અદા કરે કે ન કરે તે અનુસાર, તેને બદલો આપે છે કે શિક્ષા કરે છે. 'યંત્રશાસ્ત્રી અને ગણિતશાસ્ત્રી, તથા અતિ મહાન પરમેશ્વરનો નમ્ર સેવક'. ભૌતિક તત્ત્વ પ્રત્યેની આપણી ફરજ, એ ઈશ્વર પ્રત્યેની આપણી ફરજનું જ બીજું નામ છે. એ ફરજ આપણે અદા કરીએ તેના ઉપર જ સ્થળ અને કાળમાં આપણને મળેલા બધા હકો આધાર રાખે છે. ભૌતિક તત્ત્વ પ્રત્યેની આપણી ફરજ ખંતથી અદા કરવા દ્વારા આપણે ઈશ્વર તેમ જ આપણા માનવબંધુઓની સેવા કરીએ છીએ; તેમનાં શરીર તેમ જ તેમના આત્માની સેવા કરીએ છીએ. પરંતુ તે ફરજ પ્રત્યે આપણે બેદરકાર રહીએ, તો તે બંનેની કુસેવા કરીએ છીએ, તેમને અન્યાય કરીએ છીએ, તથા જાહેર કરીએ છીએ કે, 'માનવ ભાંડુઓ પ્રત્યે અમારામાં પ્રેમ નથી.' પછી આપણે બીજી ગમે તેટલી 'સમાજસેવા' કરીએ, તોપણ આપણે કરેલા અન્યાયનો

બદલો વળી શકે નહિ. રોગમીમાંસકો જે સામાજિક રોગોનું નિદાન કર્યા કરે છે, તે બધાનું મૂળ ભૌતિકવાદ નથી; પરંતુ ભૌતિક તત્ત્વનો દુરુપયોગ છે, તેને કરેલો અન્યાય છે, અકુશળતાથી કરેલું કામકાજ છે; વસ્તુઓનો બિનઆવડત-પૂર્વક કરેલો ઉપયોગ છે, અને મજૂરીમાં દાખવેલી હરામખોરી છે. એ તો પોતાના વિશ્વાસઘાતી ટ્રસ્ટીઓ ઉપર તેણે લીધેલું વેર છે. તમે ભૌતિક તત્ત્વ સાથે મિત્રાચારીભરી રીતે વર્તો, તો તે તમને કાયમનાં રહેઠાણો પૂરાં પાડશે; પરંતુ તેને તમારો દુશ્મન બનાવશો, તો તે તમને અંધારખીણમાં ધકેલી મૂકશે.

'ભૌતિકવાદ,' 'પરિગ્રહીપણું,' 'હરીફાઈ'— આજની ઔદ્યોગિક સંસ્કૃતિ સામે વારંવાર કરવામાં આવતા આ ત્રણ આક્ષેપોનો અર્થ લગભગ સરખો જ થાય છે; અને મેં જણાવ્યું છે તેમ, તે આક્ષેપો પાછળ કંઈક મહત્ત્વનો અર્થ જરૂર છે. પરંતુ તે કયો? અત્યાર સુધી જે વિચારસરણીને આપણે અનુસરતા આવ્યા છીએ, તેમાંથી એનો જવાબ આપણને મળે છે: તે ત્રણે આક્ષેપો કદ અથવા જથાને ઉદ્દેશીને છે; અર્થાત્ ભૌતિક તત્ત્વના મોટા જથા સામે, મિલકતના મોટા જથા સામે, અને ધનના મોટા જથા સામે છે. ભૌતિક તત્ત્વ પ્રત્યે જરાય આદર વિનાનો તથા જરાય ભય વિનાનો ભૌતિકવાદ; 'વધારે'ની જ માગણી કર્યા કરતું પરિગ્રહીપણું; અને કોણ 'સૌથી વધારે' પડાવી જાય છે એ મુદ્દા ઉપર જ ચાલતી હરીફાઈ— આ ત્રણ જરૂર આપણી અધોગતિ કરે છે, તથા આપણને નુકસાન કરે છે. કાળ અને ગુણ પ્રત્યે દુર્લક્ષ કરી, સ્થળ અને જથાની જ ઉપાસના

કરતા જમાનાના તે ત્રણે દુર્ગુણો છે. પરંતુ ભૌતિક તત્ત્વ પ્રત્યે આદર અને ભયની લાગણીવાળો ભૌતિકવાદ, અર્થાત્ ઉદ્યમ વડે તે તત્ત્વમાંથી 'સૌંદર્ય અને આનંદભરી' ચીજો બનાવવા ઇચ્છતો, તથા 'ભૌતિક તત્ત્વ આપણા ઉદ્યમનો વળતો જવાબ આપશે, તથા આપણે તેને જેટલા વફાદાર રહીશું, તેટલું તે પણ આપણને વફાદાર રહેશે' એવી શ્રદ્ધાવાળો 'ભૌતિકવાદ' તો જેટલો વધારે હોય તેટલો સારો; કારણ કે, તે તો માનવ જીવનને ગૌરવ આપનાર સર્વ બાબતોનું ખાસ મૂળ છે. તે જ પ્રમાણે, વાસ્તવિક મૂલ્યોની ભૂખવાળું તથા તેવાં મૂલ્યો ઉત્પન્ન કરીને પોતાનાં બનાવવા ઇચ્છતું પરિગ્રહીપણું પણ આવકારદાયક જ છે. હું તો એમ જ કહું કે, બધા જ માણસો તેવી સંપત્તિના ઢગલા કરે, અને મેળવાય તેટલી મેળવે. તેમ જ જે હરીફાઈ, કોણ વધુ મેળવી જાય છે એ મુદ્દાને બદલે, કોણ વધુ સારું કરે છે એ મુદ્દાની આસપાસ ચાલે, તે હરીફાઈ વડે તો આખી પૃથ્વી છવાઈ જાઓ, એમ જ હું કહું. જથાના જ ધ્યેયવાળી સ્થળભાવનાની દુનિયામાં માણસોને કશું વ્યક્તિત્વ હોતું નથી; તેઓ એક સળંગ પ્રક્રિયાના માત્ર ચટકો કે મણકા જ બની જાય છે; તે દુનિયામાં વિભાગનો કાયદો પ્રવર્તે છે; અને 'વિગ્રહનાં દુઃખો' તેને લલાટે લખાયેલાં છે. પરંતુ ગુણના ધ્યેયવાળી કાળ-ભાવનાની દુનિયામાં મનુષ્યો પરસ્પર સહકાર કરે છે, એક બીજાને ચાહે છે, અને પોતાને માટે 'કાયમનાં રહેઠાણ' બાંધે છે. સ્થળભાવનાની દુનિયામાં જે ભૌતિકવાદ, પરિગ્રહીપણું, અને હરીફાઈ અનિષ્ટરૂપ છે, તે કાળ-ભાવનાની દુનિયામાં ગુણરૂપ બની જાય છે.

હું ફરી એક વાર કહું છું કે, માનવ સંસ્કૃતિનો જન્મ માણસના સામાન્ય કામકાજમાંથી થાય છે; ત્યાંથી આગળ વધતી વધતી તે વધુ સૂક્ષ્મ બાબતો તરફ પ્રગતિ કરે છે. જો એ વસ્તુ સાચી હોય તો પછી, સમાજની કળા, સાહિત્ય, અને ધર્મરૂપી આધ્યાત્મિક સંસ્કૃતિ રોજના કામકાજથી ખૂબ જ વિખૂટી પડી જાય, એ તો ભારે દુર્ભાગ્યની વાત જ બની કહેવાય. આત્માના ખોરાકને આપણાં શરીરને પોષનાર રોજના ખોરાક સાથે જોડનાર સાંકળ તૂટી જાય, અથવા માણસો ભૂલી જાય કે શરીરને ભૌતિક દૃષ્ટિએ અનિવાર્ય એવી વસ્તુઓ પૂરી પાડવાની મજૂરી, તેમ જ આત્માને આધ્યાત્મિક દૃષ્ટિએ અનિવાર્ય એવી વસ્તુઓ પૂરી પાડવાની મજૂરી એ એક સળંગ ક્રિયા છે, અને ઉત્તમતાનો એક જ નિયમ તે બંનેને લાગુ પડે છે,—તો તે કેવી ભારે કમનસીબીની વાત છે? કારણ કે, એ સળંગ ક્રિયાને એક છેડે ઉત્તમતા ન દાખવો ત્યાં સુધી બીજે છેડે તેને દાખવવી એ અશક્ય વસ્તુ છે.

જ્યારે ભૌતિક અને આધ્યાત્મિક વચ્ચે એ રીતે છૂટાછેડા થઈ જાય છે — અને આજે તેવા છૂટાછેડા થયા જ છે — ત્યારે 'સારું જીવન' જીવવાનો ઉત્સાહ અચૂક ઓસરી જાય છે. આપણે તેને વિષે ચર્ચાઓ કરીએ છીએ અને તેને લગતી મોટી મોટી વાતો કરીએ છીએ; તથા લેખકો, નીતિશાસ્ત્રીઓ, અને ધર્મોપદેશકો તેમની ટેવ મુજબ તેને માટે મોટાં મોટાં વ્યાખ્યાનો આપે છે કે લેખો લખે છે. પરંતુ એ પ્રકારની જીભાજોડીથી આપણે જે સુંદર છાપ ઊભી કરીએ છીએ, તેની આડે, સારા જીવન વિષે વસ્તુતાએ આપણે કેટલા નિરપેક્ષ

છીએ એ વસ્તુ આપણે જોઈ શકતા નથી. આ ભંગાણ મટાડવું અને આધ્યાત્મિક તથા આધિભૌતિક વસ્તુઓને એક-બીજાના ગાઢ સંબંધમાં આણીને જગતના રોજિંદા કામકાજ તથા જગતની આધ્યાત્મિક સંસ્કૃતિ વચ્ચેની સાંકળ ફરીથી જોડવી, એ રચનાત્મક નાગરિકધર્મના ઉપાસકોએ હાથમાં લેવાના કામનું બીજી રીતે કરેલું વર્ણન છે; જોકે તેમાં વસ્તુતાએ બીજાપણું કશું નથી.

સત્ય, સૌંદર્ય અને શ્રેય એ ત્રણ આત્યંતિક મૂલ્યોની બાબતમાં માણસોએ 'વિચારેલી અને કહેલી સર્વોત્તમ વસ્તુઓ' જાણવી એટલે જ સંસ્કાર અથવા સંસ્કૃતિ — એવો મૅથ્યુ આર્નોલ્ડનો મત હતો. એ ત્રણની બાબતમાં જે કાંઈ સારાં કથનો કરવામાં આવ્યાં છે, તેમને એકત્રિત કરીએ, તો આપણી સામે મૅથ્યુ આર્નોલ્ડના અર્થમાં સંસ્કૃતિનો સાર આવી જાય. પરંતુ સત્ય, સૌંદર્ય અને શ્રેયને ગમે તેવી સારી ભાષામાં રજૂ કરવામાં આવ્યાં હોય, તોપણ તે સાંભળવાથી કે જાણવાથી આપણે સાચેસાચ એ ત્રણ શાશ્વત મૂલ્યો પામીએ છીએ? ઘણી વાર તો આપણે તે મૂલ્યો વિષેનાં કથન કરવા–સાંભળવાથી એવા ભ્રમમાં પડીએ છીએ કે, આપણે ખરેખર તે મૂલ્યો પામ્યા છીએ. પરંતુ વસ્તુતાએ તો તેમનો અંગુલિસ્પર્શ જ આપણે કર્યો હોય છે. સંસ્કાર પ્રાપ્ત કરવાની આ કલ્પનાથી તો આપણી સંસ્કૃતિ પ્રવાહી બનતી બનતી એક બહુ જ પાતળા તથા પોષક તત્ત્વો વિનાના માદક પીણા જેવી જ થઈ જાય. જ્યાં સુધી આપણે સત્ય, સૌંદય અને શ્રેય – એ ત્રણમાંથી ગમે તે એકને સર્જવાનો માર્ગ ન લઈએ, ત્યાં સુધી તેમને માટે આપણામાં સાચો પ્રેમ જ જાગતો નથી. કોઈ

માણુસ પ્રમાણિકપણે, અર્થાત્ ટ્રસ્ટીપણાના ભાવથી, કાંઈ કામ કરતો હોય, તથા જે વસ્તુ સહેજે કદરૂપી બનાવી શકાઈ હોત તેને મહેનત કરી સુંદર બનાવતો હોય, કે તેને ઉપર ઉપરથી દેખાવ પૂરતી સારી બનાવીને પૈસા મારી ખાવાને બદલે તેને વસ્તુતાએ સારી બનાવતો હોય, તેવા માણુસને પેલાં શાશ્વત મૂલ્યો બરાબર લાધ્યાં છે — માત્ર તેમનો અંગુલિસ્પર્શ નથી થયો, એમ હું જરા પણ ખચકાયા વિના જરૂર કહું. તે માણુસ કોઈ દેશનો રાજ્યકારભાર ચલાવતો હોય, કે વહાણ હંકારતો હોય, ચોપડી લખતો હોય કે કવિતા બનાવતો હોય, કે ઈંટો ચણવાનું જ કામ કરતો હોય; પરંતુ દરેક દાખલામાં તે વસ્તુનું હાર્દ તમને તેનામાં રહેલું દેખાશે. શાશ્વત મૂલ્યો એ કંઈ મનોહર આભાસો જ નથી. તેઓ તો માનવઉદ્યોગનાં સતેજ મૂળતત્ત્વો છે. તેમને વિષે જે કાંઈ સારામાં સારું વિચારાયું હોય કે કહેવાયું હોય, તેની માહિતી કરતાં કંઈક વિશેષ આપણુને આપણી સંસ્કૃતિએ આપવું જોઈએ. તેમને પ્રત્યક્ષ જગતમાં મૂર્તિમંત કરવાની કુશળતા તેણે આપણુને આપવી જોઈએ. જ્યાં સુધી ભૌતિક તત્ત્વનું આપણું ટ્રસ્ટીપણું સાચા, સારા, અને સુંદર પદાર્થોરૂપે બહાર મૂર્તિમંત ન થાય, જેથી તેમને આંખ જોઈ શકે, કાન સાંભળી શકે, હાથ પકડી શકે, અને મનુષ્ય પોતે તેમનાથી આનંદિત થઈ તેમનો ઉપયોગ કરી શકે; તથા આપણી સર્જક પ્રવૃત્તિથી આપણે દુનિયાની તેવી વસ્તુઓના વારસામાં એક વધુ ઉમેરો ન કરીએ, ત્યાં સુધી આપણે જંપવું જોઈએ નહીં. એ રીતે ચરિતાર્થ થયેલી સંસ્કૃતિ જ સંસ્કૃત કહેવાય; તેમ જ એ રીતે કુશળતામાં પરિણુત થતું ડહાપણુ જ ડહાપણુ કહેવાય.

હા, વસ્તુઓ. ઉપરના વાક્યમાં આવતા એ શબ્દ ઉપર હું ભાર મૂકવા માગું છું. વસ્તુઓ કે જેમને જોઈ શકાય, સાંભળી શકાય, સ્પર્શ કરી શકાય, પકડી શકાય, વાપરી શકાય, અને માણી શકાય. તે વસ્તુઓ બજારમાં વેચવા માટેના માલરૂપ પણ ભલે હો. માત્ર તે બજારમાં પણ ઉત્તમતાની ભાવના વ્યાપેલી હોવી જોઈએ. તે બધી જ વસ્તુઓ આપણને સામાજિક પ્રાણીઓ બનાવનાર ઉદ્યોગરૂપી ધંધાનાં ફળરૂપ હોય: તેમાંની કેટલીક એટલી નાની હોય કે તેમને દુકાનોની બારીઓમાં પ્રદર્શિત કરી શકાય; કેટલીક એટલી મોટી હોય કે તેમને પ્રદર્શિત કરવા માટે આખાં નગરો, વિશાળ પ્રદેશો કે આખા ભૂ-ખંડો જોઈએ.

એમર્સને કહ્યું છે કે, 'વસ્તુઓ માણસજાત ઉપર સવાર થઈ બેઠી છે,' એ વાત સાચી છે. જેઓ ભૌતિક તત્ત્વનો દુરુપયોગ કરે છે, તેમના ઉપર તે એવું વેર જરૂર લે છે — તેમને તે ભારવાહી ગર્દભો બનાવી દે છે તથા તેમની ફજેતી કરીને તેમના ઉપર સવાર થાય છે. પરંતુ તેમાંથી બચવાનો ઉપાય ભૌતિક તત્ત્વને ઉતારી પાડવું એ નથી. કારણ કે તેનાથી તો તે ઊલટું વધારે નાલેશીભર્યું વેર લેશે.

'માણસ સમગ્ર વિશ્વનો નાગરિક હોઈ ભૌતિક તત્ત્વનો ટ્રસ્ટી છે અને તેથી કરીને આધ્યાત્મિક પ્રાણી છે' — એ ગંભીર સત્યનો સાક્ષાત્કાર એ જ એનો ઉપાય છે.

કોઈ એક પ્રાચીન ફિલસૂફે કહ્યું છે કે, માણસ પોતાની આકૃતિ ઉપરથી જ પોતાના ઈશ્વરની આકૃતિ કલ્પે છે. તે સાચું છે કે નહીં તેની ચર્ચામાં હું નહીં પડું. પરંતુ એટલું નક્કી છે કે, તે પોતાનાં વાસણકૂસણ, પોતાનાં ઘર,

પોતાનાં કારખાનાં, પોતાનાં નગરો, અને સામાન્ય રીતે તેની આખી દશ્ય સંસ્કૃતિ તો તે પ્રમાણે જ ઘડે છે. મારા કહેવાનો અર્થ એ નથી કે, તે તેનાં વાસણકૂસણનો આકાર માણસ જેવો બનાવે છે કે તેમના ઉપર પોતાના જેવા આકારો ચીતરે છે, — જોકે ઘણી વાર તો તે તેમ પણ કરે છે; પરંતુ મારા કહેવાનો અર્થ એ છે કે, તે બધી વસ્તુઓમાં તેના આત્માનું પ્રતિબિંબ પડતું હોય છે: તેના ગુણો, તેનું ચારિત્ર્ય, કે માણસ તરીકેની તેની લાયકાતની છાપ તેમની ઉપર પડે જ છે. ટ્રસ્ટીપણાની બાતતમાં, આવડતની બાબતમાં, કે કુશળતાની બાબતમાં તેણે જે સિદ્ધિ મેળવી હોય છે, તેની તેમના ઉપર બરાબર છાપ પડી હોય છે. તેણે ભૌતિક તત્ત્વના ટ્રસ્ટી તરીકે પોતાનો ભાગ પ્રામાણિકતાથી ભજવ્યો છે? તે રહસ્યપૂર્ણ તત્ત્વ પ્રત્યેની તેની ફરજ અદા કરવામાં તેણે પોતાની આધ્યાત્મિકતા દાખવી છે? તે પ્રશ્નોનો જવાબ તેનાં વાસણ-કૂસણ જ આપશે. ક્રેટન* લોકોનાં વાસણકૂસણના બારીક નિરીક્ષણ ઉપરથી જ મહાન પુરાતત્ત્વવિદ સર આર્થર ઇવાન્સે તે પ્રાચીન લોકોના સ્વભાવ વિષે આપણને કેટલી બધી ચોક્કસ માહિતી આપી છે? સર આર્થરને મિનોઅન* લોકોનું વાસણ આપો, ને તરત જ તમને મિનોઅન લોકોના અધ્યાત્મ વિષે પણ કંઈક માહિતી મળશે. તે જ પ્રમાણે હું કહું છું કે, તમે તમારા ગ્લાસગો શહેરની દુકાનોની બારીઓમાં પ્રદર્શિત કરેલી વસ્તુઓ જુઓ, અને તરત તમારા નગરમાં રહેતા લોકોના આધ્યાત્મિક વિકાસ વિષે પણ તમને માહિતી મળશે. દાખલા તરીકે, મીઠાઈઓની સંખ્યાબંધ દુકાનો તરફ તમે નજર કરો એટલે તરત તમને દેખાઈ આવશે કે, સુખ — અને ખાસ

કરીને ગળ્યાં સુખ — માટે ભક્તિ તમારા લોકોમાં પ્રાધાન્ય ભોગવે છે. અથવા જ્યાં સખત માદક પીણાં વેચાય તે દુકાનો તરફ નજર કરો. અને જો બાલ્ઝાક* કહે છે ખરું હોય કે, દારૂ પીવો એ 'અનંતની ઉપાસનાનું' લોકગમ્ય સ્વરૂપ છે,— તો અનંતની એ ઉપાસનાનો તમારા શહેરમાં અભાવ નથી, એ તમને સમજાઈ જશે. અમેરિકામાં તે ઉપાસનાની કાયદાથી બંધી કરી દેવામાં આવી છે, એ વસ્તુ અમેરિકાનો આત્મા સમજવા ઇચ્છનાર માટે અગત્યના સૂચન-રૂપ છે; અને ભવિષ્યનો કોઈ પુરાતત્ત્વવિદ તેની જરૂર નોંધ લેશે. માત્ર વાસણકૂસણથી જ નહીં, પણ ખાધાખોરાકીની તથા પીણાંની ચીજોથી પણ માણસનું આંતરિક સ્વરૂપ તથા તેની આધ્યાત્મિક મુખાકૃતિ વ્યક્ત થાય છે. મુખાકૃતિ ચીતરવામાં જગતનો સૌથી મોટો ચિત્રકાર ગણાતા વેલાસ્કવેઝની* બાબતમાં એવું કહેવાય છે કે, માણસો સ્થળ-ભાવનાથી બહાર જેવા દેખાતા તેવી તેમની મુખાકૃતિઓ તે નહોતો ચીતરતો; પરંતુ કાલ-ભાવનાથી જોતાં તેઓ જેવું જીવન જીવતા હોતા, તેવી તેમની મુખાકૃતિઓ તે ચીતરતો. આપણી દુકાનોની બારીઓમાં ગોઠવેલા પદાર્થોથી પણ તે જ વસ્તુ સિદ્ધ થાય છે. કાળ-ભાવનાથી વિચાર કરનારો માણસ જો ત્યાં બારીકાઈથી નજર કરે, તો આધુનિક મનુષ્યની કામનાઓ, તેની ઇચ્છાઓ, તેની આકાંક્ષાઓ, તેની અક્કલ, તેનું ડહાપણ, તેની મૂર્ખાઈ, તેના સદ્ગુણ, અને તેના દુર્ગુણો સહિત તેની આખી આકૃતિ તે ત્યાં પ્રત્યક્ષ દેખી શકે.

પરંતુ એ મુદ્દો ત્યાં જ પૂરો નથી થતો. આ બાબતમાં પણ આપણને પેલો અન્યોન્યાશ્રયનો ગૂઢ નિયમ સામો

મળે છે. મનુષ્યને લગતી બધી બાબતો તે નિયમ અનુસાર ગોળ ચકરાવામાં ફર્યા કરે છે. કારણ કે, જો આપણે આપણી છાપ એ વસ્તુઓ ઉપર પાડીએ છીએ, તો તેઓ પણ તે જ પ્રમાણે આપણા ઉપર તેમની છાપ પાડે છે. એ બધાં વાસણ-કૂસણને જોનારી આંખો ઉપર, તેમને વાપરનાર હાથો ઉપર અને તેમાંથી પાણી પીનાર મોઢાં ઉપર તેમની સામી અસર પડે છે. આપણે જે શહેરો બાંધીએ છીએ, તેમની સામી અસર તે શહેર બાંધનારા અને આજે કે ભવિષ્યમાં તે શહેરોમાં રહેનારા ઉપર પણ પડે જ છે. જો આપણે તેમને કદરૂપા દેખાવો, ગંદા અવાજો, અને દુર્ગંધોથી ભરી મૂકીએ, તો તેઓ આપણા ચારિત્ર ઉપર પણ તે જાતની જ છાપ પાડીને પોતાનું વેર લે છે જ. તેથી ઊલટું, આપણે તેમને સારાં બનાવીએ અને રાખીએ, તો આપણા ઉપર પણ તેઓ તેવી સારી છાપ પાડીને તેનો બદલો આપે છે.

## ૧૭

# સહકાર

અનાજ વાવવા માટે આપણે જે જમીન ખેડીએ છીએ, તેનાં કસ તથા ફળદ્રુપતા કાયમ રાખવા સારુ આપણે સતત મહેનત કર્યા કરી તેને પદ્ધતિસર ખેડ્યા કરવી પડે છે. તે જ પ્રમાણે માનવપ્રાણીઓ વચ્ચે લગ્ન, ભાગીદારી, સમવાયો, સંઘો, સંધિઓ, કે કરારો વગેરે રૂપે બાંધવામાં આવતા સંબંધો કે કરવામાં આવતાં જોડાણોમાંથી જે ફળની આપણે આશા રાખીએ છીએ, તે આપણે મેળવતા રહેવું હોય, તો તેમને વારંવાર ખંતથી તથા પદ્ધતિસર ખેડ્યા કરવાં જોઈએ. લગ્ન શું કે રાષ્ટ્રસંઘ શું, કોઈ પણ સંબંધ જોડનારની તે માટેની સંકલ્પશક્તિ, તે સંબંધ ચાલુ રાખવા માટે સતત સંકલ્પ કર્યા કરતી રહેવી જોઈએ; નહીં તો થોડા વખતમાં જ તે સંબંધ નાશ પામી જાય; અને જે જમીન ઉપર તે એક વાર ફૂલ્યો-ફાલ્યો હતો, ત્યાં ઝાડવાં-ઝાંખરાં જ છવાઈ રહે. તે સંબંધોને જોડી રાખનાર શક્તિ સંકલ્પાત્મક હોય છે. માણસ માણસ વચ્ચેના પ્રેમનો અર્થ જો એક બીજા પ્રત્યેના લાગણીવેડા જ થતો હોત, તો આપણે તેને જીવનની મેળ-શક્તિ તરીકે ઉપયોગમાં જ ન લઈ શકત.

જુદા જુદા સંબંધોની પાછળ પ્રતિજ્ઞાઓ, કરારો, દસકતો વગેરે, તેમ જ એકબીજાના જન્મદિવસના ઉત્સવો વગેરે બાહ્ય

વિધિવિધાનો સિવાય બીજા કશાનું પ્રેરક બળ ન હોય, તો તેઓ તરત ક્ષીણ થવા લાગે છે, અને નાશ પામે છે. ચીલી અને આર્જેન્ટાઇન દેશની પ્રજાઓ વચ્ચે કાયમી સુલેહના પ્રતીક તરીકે એન્ડીઝ પર્વતની ટોચ ઉપર ઊભું કરવામાં આવેલું ક્રાઈસ્ટનું બાવલું, તથા તેની નીચે કોતરવામાં આવેલા ગંભીર શબ્દો પણ તે બે પ્રજાઓને પોતાની મિત્રાચારી ટકાવી રાખવા પ્રયત્નશીલ રહેવાની આવશ્યકતામાંથી છુટકારો નથી આપતાં. પરંતુ તે તો તેમને — અને એ રીતે બધી પ્રજાઓને — વળી વધારે પ્રયત્નશીલ રહેવાને તથા એ સંબંધ ટકાવી રાખવામાં માણસાઈ દાખવવાને સતત ટકોર્યા કરે છે. કારણ કે, મેં વારંવાર કહ્યા કર્યું છે તેમ, નાના કે મોટા સંબંધો બાંધવા એ કંઈ મુશ્કેલ કામ નથી — જોકે ઘણી વાર તો તે પણ મુશ્કેલ હોય છે,— પરંતુ એક વાર સંબંધ બાંધ્યા પછી તેમને કાયમ તથા ફળપ્રદ રાખવા એ ખાસ મુશ્કેલ હોય છે. થોડા વખત પહેલાં એક પ્રસિદ્ધ લેખકે લખ્યું હતું કે, 'પોતાની જાતને વારંવાર केळव्या करती શ્રદ્ધા, એનું નામ જ બુદ્ધિ'. તે જ પ્રમાણે આપણે પણ કહી શકીએ કે, પોતાની જાતને केळव्या करतो સહકાર એનું નામ જ સામાજિક જીવન. અલબત્ત, એ બહુ મુશ્કેલ કામ તો છે જ.

એ મુશ્કેલી, જે પ્રમાણમાં એ સંબંધનો વ્યાપ વધતો જાય, કે તેના વડે જોડાતા માણસોના સંકલ્પોની તથા તેમના જુદા જુદા સ્વાર્થોની સંખ્યા વધતી જાય, એટલું જ નહી, પણ, તેથીય વધારે તો, કાળ જેમ જેમ પસાર થતો જાય, તેમ તેમ વધતી જાય છે. સંબંધોનો મોટો દુશ્મન કાળ છે. લગ્નસંબંધમાં બને છે તેમ, એ સંબંધથી જોડાનારા પક્ષો

એક ને એક જ હોય, તોપણ, એ સંબંધ શરૂઆતમાં જે સંજોગોમાં બંધાયો હોય, તેથી કેટલાય જુદા સંજોગોમાં એને ટકાવી રાખવો પડે છે. પરંતુ સંજોગો બદલાવાથી ઊભી થતી મુશ્કેલી, જ્યારે તે સંબંધ બાંધનારા માણસો પણ બદલાય છે, ત્યારે ઓછામાં ઓછી બમણી થઈ જ જાય છે. દાખલા તરીકે, એક પક્ષના રાજદ્વારી પુરુષોએ કરેલી સંધિ જ્યારે તેમનાથી વિરોધી સિદ્ધાંતવાળા કે કાંઈ પણ સિદ્ધાંત વિનાના રાજદ્વારી પુરુષોને, કે પોતાના પૂર્વજોએ આપેલી બાંહેધરીઓ પ્રત્યે જરા પણ આદરભાવ વિનાની પેઢીને, પાળવી પડે છે, ત્યારે તેમ જ બને છે.

મિ. વિક્ટર ચેરબુલીઝે ગણતરી કરી છે કે, ઈ. સ. પૂ. ૧૫૦૦ થી ઈ. સ. ૧૮૬૦ સુધીના ગાળામાં ૮૦૦૦ સુલેહનામાં ઉપર દસકત કરવામાં આવ્યા હતા; અને તેમાંનું દરેક સરેરાશ બે વરસ સુધી કાયમ રહ્યું હતું. એ આંકડા ચોક્સ હો કે ન હો; પરંતુ એ વાત તો નક્કી છે કે, સુલેહનામાંના ક્ષેત્રમાં બાળમરણનું પ્રમાણ ઘણું મોટું છે. રૂસો કહે છે તે જાતનો કોઈ ‘ સામાજિક કરાર ’* કદી પણ કરવામાં આવ્યો હશે તોપણ તે બહુ લાંબો વખત ચાલ્યો હોય તેમ લાગતું નથી. કારણ કે રૂસો જ્યારે તેને શોધી કાઢ્યાની વાત કરે છે, તે સમયે તો તે લગભગ પૂરેપૂરો નષ્ટ થવાની સ્થિતિમાં આવી ગયો હતો, અને પૃથ્વી ઉપર તેના રહ્યા સહ્યા અવશેષો જ દેખી શકાતા હતા. બે વ્યક્તિઓનાં લગ્નથી માંડીને બે પ્રજાઓ વચ્ચેનાં સુલેહનામાંઓ સુધીની, અને રાષ્ટ્રસંઘોની સ્થાપનાથી માંડીને સામાજિક કરારો સુધીની બધી સહકારી યોજનાઓ, સંધિઓ, કે સંબંધોને એક વખત અસ્તિત્વમાં લાવ્યા પછી

તેમની સતત કાળજી ન રાખીએ, તો તે તરત જ 'કાગળનાં ચીંથરાં', અથવા તેથી પણ નકામી ચીજો બની જવાનું શરૂ કરી દે છે; અને તેમાંનાં ઘણાંખરાં, 'બાળવય' માં જ મૃત્યુ પામી જાય છે તેનું કારણ પણ એ જ છે. માણસે ઉપાડેલાં કામોના બીજા કોઈ ક્ષેત્રમાં કાળે આટલો બધો કેર નથી વરતાવ્યો: ઇતિહાસ–સાગરના કિનારાઓ તૂટેલા કરારોના અવશેષોથી છવાયેલા છે.

સહકાર એટલે માણસોની સંકલ્પશક્તિના વિવિધ પ્રવાહોને એકત્રિત કરી, એક પ્રવાહરૂપે એક સામાન્ય ધ્યેય તરફ વહેતા કરવા તે. આ કહેતાની સાથે આપણાં મનઃચક્ષુ સમક્ષ બે ચિત્ર ખડાં થાય છે. એક તરફ આપણે એવી દુનિયા જોઈએ છીએ કે જેમાં માણસોની વિવિધ સંકલ્પશક્તિઓ વિરોધી પ્રયોજનો પાછળ પડીને કે એકબીજાને વિઘાતક નીવડીને મોટે ભાગે વ્યર્થ ખરચાઈ જાય છે. આજની પ્રત્યક્ષ દુનિયામાં એ જાતનું નૈતિક દેવાળું આપણે ચારેબાજુ વિસ્તરેલું જોઈ શકીએ છીએ. બીજી બાજુ આપણી કલ્પનામાં તેથી ઊલટી એવી દુનિયા ખડી થાય છે કે જેમાં બધા માણસોની સંકલ્પ-શક્તિ એકત્રિત થઈ, એક જ સામાન્ય ધ્યેયને સિદ્ધ કરવા તરફ વિજયી કૂચ કરતી હોય છે; જેથી પરિણામે જરા પણ શક્તિ નિરર્થક નથી જતી. એ જાતની સહકારી દુનિયા સર્જવાનાં હજુ તો આપણે સ્વપ્નો સેવીએ છીએ.

આ બીજા ચિત્રને વ્યક્તિવાદી કે સમાજવાદી, ધર્મ-સુધારક કે વ્યવહારસુધારક એમ બધા જ પોતાના તાત્કાલિક પ્રયોજન તરીકે કે કદાચ અંતિમ પ્રયોજન તરીકે પણ સ્વીકારશે. અલબત્ત, 'બધાનું સામાન્ય ધ્યેય' શું હોવું જોઈએ

એ નક્કી કરવામાં તેઓ જરૂર જુદા પડવાના; પરંતુ તેઓ એટલું તો કબૂલ રાખશે કે, તે ધ્યેય બધાએ મળીને સિદ્ધ કરવું જોઈએ. અર્થાત્ 'સહકાર' એ બધા સામાજિક આદર્શવાદોની સામાન્ય ભૂમિકારૂપ શબ્દ છે. 'સંસ્કૃતિની એકતા' કે 'માનવ-બંધુત્વ' વગેરે શબ્દો વડે આપણે બીજું શું કહેવા માગીએ છીએ? રાષ્ટ્રસંઘ પણ બીજું શું સિદ્ધ કરવા ઇચ્છે છે? કામદાર-સંઘો કે ઉદ્યોગધંધાના સંઘો, કે જુદા જુદા ખ્રિસ્તી સંપ્રદાયો વચ્ચે એકતા સ્થાપવા ઇચ્છનારા પણ બીજું શું ઇચ્છે છે?

આપણે એક પગલું આગળ જઈએ. એ સહકાર કે બધાની એકસંપી જો તરત અદૃશ્ય થવા માટે જ દેખા દેતી હોય, કે કાયમ રહેવાની તેમ જ વિકાસ પામવાની ખાતરી વિનાની હોય, તો તેનાથી કોઈને સંતોષ નહીં થાય. એ વસ્તુ લગ્ન જેવા નાના પ્રમાણના સહકારને તેમ જ રાષ્ટ્રસંઘ જેવા મોટા પ્રમાણના સહકારને પણ સરખી લાગુ પડે છે. અસ્વાભાવિક સંબંધોમાંથી કે ખોટી રીતે કલ્પેલા સહકારોમાંથી કેટલાં બધાં તીક્ષ્ણ વેરઝેર ઉત્પન્ન થયાં છે? અને એ જાતનાં વેરઝેર સૌથી વધુ તીવ્ર હોય છે, એ પણ બધા જ કબૂલ કરશે. એક જાતનો પ્રેમ એવો હોય છે કે જે તરત જ તીવ્ર ધિક્કારમાં પલટાઈ જાય છે; એક જાતનો સંબંધ એવો હોય છે કે જેને પરિણામે ભેદભાવ અને વિગ્રહ જ નજીક આવીને ઊભો રહે છે.

સમાજવિદ્યાના અભ્યાસીએ આ બે જાતના સંબંધો અથવા સહકારો વચ્ચે ભેદ પાડતાં શીખવું જોઈએ. તેણે પોતાની જાતને પૂછવું જોઈએ કે, આ બાબતોમાં કાયમીપણું શાથી આવે છે, અને જલદી વિનાશનું કારણ શું હોય છે?

તેને તપાસ કરતાં જણાશે કે, સ્પષ્ટ નિર્દેશ કરેલી ઉચ્ચ બાબતોને સમજપૂર્વક વરેલાં વિશ્વવિદ્યાલયો અને ધાર્મિક સંઘો જેવા સહકારો જ સૌથી વધુ કાયમ રહે છે. પરંતુ જે સહકારો વાસનાતૃપ્તિ કે ધનપ્રાપ્તિ જેવા હીન હેતુઓ પર યોજાયા હોય છે, તે તરત પડી ભાગે છે.

અલબત્ત, 'પ્રેમ કરીને પ્રેમ ગુમાવવો એ, કદી પ્રેમ ન કરવા કરતાં સારું છે.' પરંતુ એનો અર્થ કોઈ એવો તો નહીં જ કરે કે, જે દંપતીનાં લગ્નનો અંત છૂટાછેડાની અદાલતમાં આવે છે, તેઓને તે લગ્નથી ફાયદો જ થાય છે. ન પરણવા કરતાં પરણીને છૂટાછેડા લેવા એ વધારે સારું તો નથી જ, પણ કેટલાયગણું વધારે ખરાબ છે. તે જ પ્રમાણે, ઘણા લોકો કબૂલ કરશે કે, પોતાની જાતને ટકાવી ન રાખી શકે તેવો તથા જલદી જ છિન્નભિન્ન થઈ જાય તેવો રાષ્ટ્રસંઘ કે ધાર્મિક સંઘ સ્થાપવા કરતાં, તેને ન સ્થાપવો એ જ વધારે સારું છે. એવા નિષ્ફળ નીવડેલા દાખલાઓ તો સહકારની આખી ભાવનાને ભારે ધક્કો પહોંચાડે છે.

'એકતાથી એકઠાં રહેતાં માનવ ભાંડુઓ'ની કલ્પનાનું ચિત્ર ઘણી વાર એવી રીતે દોરવામાં આવે છે કે જેથી ઉપર જણાવેલાં મૂળભૂત સત્યો વધુ દેખાઈ આવવાને બદલે ઊલટાં ઢંકાઈ જાય. વિલિયમ મોરિસ*નું 'ન્યૂઝ ફ્રોમ નો-વેર' એ પુસ્તક એ બાબતના ઉદાહરણરૂપ છે. તે પુસ્તકમાં 'માનવોની એકતા'નો એક સુખી ક્ષણે ફોટોગ્રાફ પાડી લીધો છે; પરંતુ તે એકતાનું પ્રેરક કે ધારક બળ તેમાં ક્યાંય શોધ્યું જડતું નથી. એવાં ચિત્રો ઘણી વાર ઉત્તેજક નીવડે છે, તેની ના નથી; પરંતુ જ્યાં સુધી તે બધાં 'ભાંડુઓ' સક્રિય રીતે તથા

વફાદારીથી એવા એક સામાન્ય કાર્યમાં સહકાર ન કરતાં હોય, કે જે કામ તેમના એકત્રિત પ્રયત્નને યોગ્ય છે એવું સ્વીકારવામાં આવ્યું હોય, તથા માનવ પ્રાણીઓ તરીકે તેમને છાજે તેવું હોય, ત્યાં સુધી એ પ્રમાણે 'એકતાથી એકઠા રહેવું' શક્ય જ નથી. આપણે યાદ રાખવું જોઈએ કે, માનવ એકતાનો જો કંઈ અર્થ થતો હોય, તો તે માનવ संकल्पनी એકતા હોવી જોઈએ; અથવા ચોક્કસ શબ્દો વાપરીએ તો સતત संकल्प कर्या करवानी એકતા હોવી જોઈએ. તે એકતા અમુક ચોક્કસ દિશામાં ગતિ આપનાર બળરૂપ હોવી જોઈએ. માણસો જેમાં એકબીજાને પડખે એકબીજાને વળગીને બેસી રહે તથા જેની પાછળ એકબીજા માટે સામાન્ય મમતાની ભલી લાગણી સિવાય બીજું કશું ધારક બળ ન હોય, એવી સ્થિતિનો અર્થ એકતા નથી. એકતાથી એકઠા रहेवुं એ શબ્દથી એકતાનો સાચો અર્થ વ્યક્ત થતો નથી. એકઠા 'રહેવું' એમ કહેવાથી તો માનવ જીવનના ઘરમાં પસાર કરાતા કલાકો ઉપર વધારેપડતું લક્ષ ખેંચાઈ જાય છે; પરંતુ કામકાજના કલાકો, કે જ્યારે માણસો પોતાના માનવબંધુઓ સાથે પડોશીઓ તરીકે માત્ર 'રહેવા' કરતાં બીજા સંબંધમાં આવે છે, તેમના ઉપર બહુ ઓછું લક્ષ મુકાય છે. વસ્તુતાએ તો એ કામકાજના કલાકો દરમ્યાન જ ઉદ્યોગી સંસ્કૃતિની એકતાનાં મૂળ નંખાય છે; તથા એકબીજા માટે મમતા કે એકબીજાને 'સાથીદાર' કહીને સંબોધવાનો હક પણ તે કલાકોમાંથી જ નિષ્પન્ન થાય છે.

'માનવપ્રેમ' વિષે હું પછીના વ્યાખ્યાનમાં વધુ કહેવાનો છું. પરંતુ અહીં તેને લગતી એક વાત કહી જવી આવશ્યક

છે. તે ઉત્તમ ગુણ ઉત્પન્ન કરવાને માટે જે અનેક શાબ્દિક કે બીજા ઉપાયો યોજવામાં આવે છે, તે સૌમાં 'उपयोगी काममां साथे भागीदार थवुं' એ ઉપાય જેવો અસરકારક બીજો કોઈ ઉપાય હું જાણતો નથી. જેઓને ઔદ્યોગિક નીતિના વિષયમાં રસ છે, તેવાઓને માટે આ મુદ્દો અગત્યનો છે. 'નવા કરાર'ના[1] લેખકે પોતાના અનુયાયીઓને कार्यथी એક-બીજાને ચાહવાની આજ્ઞા કરવામાં આ મુદ્દા ઉપર બરાબર ધ્યાન ખેંચ્યું છે. એક નિવાસભૂમિમાં 'સાથે રહેતા' પડોશીઓ કરતાં, આપણી આ કર્મભૂમિમાં માણસોને એકબીજા સાથે કંઈક વધુ લેવા-દેવા છે. વસ્તુતાએ તેઓ કામકાજના સાથીદારો છે; અથવા કહો કે રમતના ભેરુઓ છે. કારણ કે, કામકાજ અને રમત એ બેનું સ્વરૂપ બરાબર સમજવામાં આવે, તો તત્ત્વની દૃષ્ટિએ તે બંને એક છે. જે પ્રેમ એ જાતના સંબંધમાં જલદી પરિણમે છે, તે જ कायम રહે છે. આપણો કુદરત પ્રત્યેનો પ્રેમ પણ કુદરતનાં ભૌતિક તત્ત્વો સાથે મળીને આપણે કાર્ય કરતાં શીખીએ છીએ, ત્યારે જ વાસ્તવિક બને છે; કારણકે, ત્યારે જ આપણને માલૂમ પડે છે કે, પહેલો પ્રેમ તો તેણે આપણી સાથે કર્યો હતો; પરંતુ આપણો કુદરત-પ્રેમ માત્ર તેનું રૂપ નિહાળવા ઉપર જ ઊભો થયો હોય છે, ત્યારે તે તરત કૃત્રિમ કે દંભરૂપ બની જાય છે. તે જ પ્રમાણે માણસ પ્રત્યેનો પ્રેમ પણ બે સાથે રહેતા પડોશીઓ વચ્ચેની વસ્તુ નથી. પરંતુ કામકાજના સાથીદારો વચ્ચે ઊભી થતી વસ્તુ છે. માત્ર જોવાના દૃશ્ય તરીકે આપણા પડોશીમાં, તેના પ્રત્યે આપણામાં પ્રેમ પ્રજ્વલિત કરવાની કંઈ તાકાત નથી.

---

૧. જોન, ૩, ૧૮.

ભલે પછી તે પડોશી ભીંતની પેલી બાજુએ રહેતો હોય કે પૃથ્વીના ગોળાની પેલી બાજુએ રહેતો હોય. 'પહેલી નજરે જ બંધાયેલો કહેવાતો પ્રેમસંબંધ,' અર્થાત્ આભાસો જેવી બે વ્યક્તિઓ એક બીજાની આંખનો વિષય બનતાં જ તેમની વચ્ચે બંધાતો પ્રેમસંબંધ,— એ નામે જે વસ્તુ ઓળખાય છે, તે ઉપર કરેલા કથનથી કંઈક ઊલટું સિદ્ધ કરતી દેખાય છે. પરંતુ એ રસિક ઘટનાનું રહસ્ય પણ આપણે બારીકાઈથી તપાસીએ તો આપણને માલૂમ પડશે કે, જગતના મૂળમાંથી જ પ્રેમીઓને માટે એક બીજાના સહકારથી સિદ્ધ કરવાનું એક ભારે અર્થપૂર્ણ કામ નિર્માણ થયેલું છે.—'તેણે તેમને સ્ત્રીરૂપે અને પુરુષરૂપે બનાવ્યાં તથા નરમાદા તરીકે તેમના સંબંધ દ્વારા જે વ્યવહારોની આશા તેમની પાસેથી રાખવામાં આવી હતી, તે તેમને કહી બતાવ્યા.' આ નિયમ બધે જ લાગુ થઈ શકે. ભેગા મળી, એકબીજાના સહકારથી વફાદારીપૂર્વક અને કુશળતાપૂર્વક કોઈ કામ પાર પાડવાનું ન હોય, તો મનુષ્યો વચ્ચે ઊભો થતો પ્રેમ એ એક ક્ષીણ થતી તથા નાશ પામતી વસ્તુ છે.

સહકાર એટલે માનવ પ્રયોજનો સિદ્ધ કરવામાં શક્તિનો બચાવ કરવાની પદ્ધતિ — એવો ઘણી વાર અર્થ કરવામાં આવે છે. અને અવ્યવસ્થિત પ્રયત્નની સરખામણીમાં તેનાથી શક્તિનો બચાવ થાય છે પણ ખરો. પરંતુ તેની આ જાતની વ્યાખ્યાનો જ્યારે એવો અર્થ કરવામાં આવે કે, જેમ જેમ સહકાર વ્યાપક બનતો જાય, તેમ તેમ માનવજીવન નૈતિક-દૃષ્ટિએ સહેલું બનતું જાય, ત્યારે તેને જરૂર ખોટો કહેવો જોઈએ. સહકાર સિદ્ધ કર્યો એટલે સંકલ્પશક્તિને કામ

કરવામાંથી મુક્તિ મળી ગઈ એવું હરગિજ નથી બનતું. ઊલટું, ત્યાર પછી તો મનુષ્યની સંકલ્પશક્તિને વધુ ઉચ્ચ તથા મુશ્કેલ ભૂમિકાએ નવું કામ કરવાનું આવે છે. અર્થાત્ જે સંગઠિત જીવન અસ્તિત્વમાં આવ્યું હોય, તેને સતત પ્રાણપૂર્ણ કરવાનું, અને બીજા શબ્દોમાં કહીએ તો, સહકારના તત્ત્વનું જ ધારણ-પોષણ કરવાનું કામ આવે છે. સહકાર કરનારી વ્યક્તિઓને સતત આત્મનિયંત્રણ કરવું પડે છે. એ રીતે જોતાં, આખા જગદ્વ્યાપી સહકારરૂપ 'સંસ્કૃતિની એકતા' પણ આરામ અને નિરાંતની સ્થિતિ હોવાને બદલે નૈતિક પ્રયત્નની પરાકાષ્ઠારૂપ હશે અને તેની તાકાત પણ વિશ્વના ભંડારોમાંથી, વીજળી કે પાણીની પેઠે, એમ ને એમ મફત-મળવાની નહીં હોય. તેને તો સહકાર કરનારાઓએ પોતાની સંકલ્પશક્તિને સતત ઉપયોગમાં લાવીને ઉત્પન્ન કરવી પડશે. તે સિવાય તે બીજે ક્યાંયથી મળી શકવાની નથી.

તેથી સહકાર એટલે માણસની સંકલ્પશક્તિને કડાકૂટમાંથી, બોજામાંથી, જોખમમાંથી કે જવાબદારીમાંથી મુક્ત કરી, તેને પોતાની વૃત્તિ કે સ્ફૂર્તિ અનુસાર મરજી મુજબ જીવવાનો માર્ગ ખુલ્લો કરી આપનાર વસ્તુ — એવો તેનો અર્થ કરવો, એ તદ્દન વિપરીત અર્થ જ થયો. અલબત્ત, સહકારથી મનુષ્ય-જાતિને ઘણા લાભો થાય છે; તેનાથી ઘણો કલહ ઓછો થઈ જાય છે, અને બધા વચ્ચે સુમેળ સ્થપાય છે, તેનાથી શક્તિનો ઘણો નિરર્થક વ્યય થતો બચે છે, તેનાથી પદાર્થોની ઉત્પત્તિનું પ્રમાણ વધે છે, તેમ જ તેમની વહેંચણી પણ વધુ ન્યાયી થાય છે. એ બધાની હું ના નથી પાડતો. પરંતુ એટલાથી જ અટકી જવું, અને તેથી આગળનું સત્ય ન જોવું, કે સહકાર

કરનારાઓની સંકલ્પશક્તિ કોઈ ઉદાત્ત ધ્યેયો ઉપર કેંદ્રિત થાય, અને તેઓ તે ધ્યેયોને વીરતાપૂર્વક અનુસર્યાં કરે, તો જ તે લોકોમાં સહકાર જામી શકે કે કાયમ રહી શકે, એ ભારે જોખમકારક વસ્તુ છે. આળસુ, હલકટ, કાયર, આરામી અને અણઘડ લોકોમાં સહકાર ઊભો થવો જ અશક્ય છે. થોડી વાર માટે તેઓમાં સહકાર ઊભો થાય. તોપણ તે દગાબાજોને પોતાનાં કાવતરાં રચવાની, કાયરોને બહાનાં શોધવાની, અને અણઘડ મૂર્ખોને ભયંકર ભૂલો કરવાની તક આપવા સારુ જ.

સહકારનું આ જાતનું નિરૂપણ બહુ કડક લાગતું હોય, તો હું તેમાં એટલું ઉમેરીશ કે, સારો સહકારી સારા ખેલાડીને ઘણી બાબતોમાં મળતો આવે છે. તે પોતાના પક્ષની જીત માટે બહાર પડ્યો હોય છે; પરંતુ પોતાનો પક્ષ હારે તોપણ તે ક્ષુબ્ધ નથી થઈ જતો, તેમ જ પોતાના સાથીદારોને ગાળો નથી ભાંડતો કે બળવો નથી જગવતો. પ્રયત્નને અંતે પ્રાપ્ત થતાં લાભ કે નુકસાન બંને ઉઠાવવા માટે તે તૈયાર હોય છે, તેથી હાર કે જીત બંનેમાં તે પોતાનો ફાળો હસતે મુખે સ્વીકારે છે. ટૂંકામાં, સહકાર એ સદ્‌ગૃહસ્થનો — ખાનદાનીનો વ્યવહાર છે.

ઊગતી પ્રજાને સહકારવૃત્તિની કેળવણી આપવા માટે કરવામાં આવતા પ્રયત્નોમાં મને 'સ્કાઉટ'— બાલ-ચમૂ — ની ચળવળ ભારે આશાપ્રદ લાગે છે. તે ચળવળમાં ટકી રહેવા તેમ જ વિકાસ પામવા સરજાયેલી સંગઠિત હિલચાલનાં સર્વ લક્ષણો છે. તે ક્યારનીય જગદ્‌વ્યાપી તથા આંતરરાષ્ટ્રીય થઈ ગઈ છે; અને તેના વિસ્તાર પાછળ તેના ઊંડાણનું પણ બળ છે. કામકાજ અને રમતગમત, મજૂરી અને આરામ વગેરે

દ્વંદ્વો વચ્ચેના વિરોધો જે ઉંમરે ભારે હાનિકારક નીવડે છે, તે ઉંમરે જ તે ચળવળ એ વિરોધોનું નિરાકરણ કરી દે છે. તે ચળવળ 'મૂર્ખ બનવાની રમત'ની જગાએ માણસ બનવાની રમત રજૂ કરે છે; અને એ રમતમાં બધાને સાથે ભેળવીને તેમનામાં પરસ્પર વફાદારીની ભાવના ખીલવે છે. તે ચળવળમાં સેવાનો આદર્શ હમેશાં નજર સામે રાખવામાં આવે છે. એટલું જ નહીં પણ તેને બીજા અનેક નૈતિક આદર્શોની પેઠે એક આદર્શ જેવો કોરો રહેવા દેવાને બદલે કુશળ કામકાજમાં પરિણત કરવામાં આવે છે. તે ચળવળમાં ભૌતિક પદાર્થો સાથે સક્રિય પરિચય દ્વારા જ્ઞાન અને ડહાપણ શીખવવામાં આવે છે. વર્ષાઋતુના ભીના તથા ઘનઘોર દિવસો, મુશ્કેલીઓ, નડતરો, અને વિરોધોનો તે ચળવળમાં છૂટથી સામનો કરવામાં આવે છે; કારણ કે મુશ્કેલીઓનો માણસાઈથી સામનો કરવો, એ તે રમતનો આવશ્યક ભાગ છે. આ પ્રમાણે એક નૈતિક આદર્શની સેવામાં કાર્યકુશળ શિસ્ત હેઠળ ખેલાડીની ખેલદિલીની ભાવનાને યોજી દેવામાં આવે છે. યુવાન હૃદયને એ જોડાણ હંમેશ પ્રિય હોય છે. વફાદારી, આવડત, અને મિલનસાર ખુશમિજાજ — આ છેલ્લી વસ્તુ જ્યાં જ્યાં સહકારની વાત હોય છે, ત્યાં ભારે અગત્યની છે — એ વસ્તુઓનું શિક્ષણ આપતી શાળા તરીકે એ ચળવળ ભવિષ્યના નાગરિકના ઘડતરમાં ભારે લાભદાયક નીવડવાને સરજાયેલી છે, એવું મને લાગે છે. તે ચળવળ છોકરાઓ ઉપરાંત છોકરીઓમાં પણ દાખલ કરવામાં આવી છે, એ વસ્તુ તે ચળવળનું જેમ તેમ જ તેના સિદ્ધાંતોની સંગીનતા સિદ્ધ કરે છે. તેની અસર કેળવણીસુધારની દિશામાં ક્યારનીય પડવા લાગી છે.

૧૮

# સામાજિક ખેંચાતાણ

'ખેંચાતાણ' શબ્દથી બે છેડે જુદી દિશામાં ખેંચાતા દોરડાની આકૃતિ કલ્પનામાં ખડી થાય છે; જેમ જેમ તે ખેંચાણ વધે છે, તેમ તેમ તે દોરડું તૂટવાની અણી ઉપર આવતું જાય છે. તે શબ્દથી બીજી જે વસ્તુ સૂચિત થાય છે, તે શાળ ઉપરના કાપડની. જ્યાં સુધી સૂતરના તારને જોરથી ખેંચાયેલા ન રાખવામાં આવે — પરંતુ એટલા જોરથી નહીં કે તે તૂટી જાય — ત્યાં સુધી કપડું વણી જ ન શકાય. કપડું એ ખેંચાણનું જ પરિણામ છે એમ કોઈ કહે, તો પણ ખોટું નથી. વણતી વખતે ખેંચાણ કાયમ રાખવામાં આવ્યું ન હોત, તો કપડું વણાયું જ ન હોત.

'ખેંચાતાણ' શબ્દ જ્યારે માનવજીવનને લગાડવામાં આવે છે, ત્યારે તે એક રૂપકની રીતે જ લગાડાય છે. ઉપર જણાવેલા તાંતણાના ખેંચાણથી નીપજતા કપડાનું રૂપક સામાજિક જીવનનું અને સામાન્ય રીતે મનુષ્યજીવનનું સ્વરૂપ સમજવામાં કીમતી ઉદાહરણરૂપ થઈ પડે તેમ છે: બે વિરુદ્ધ દિશાઓમાં એકી સાથે ખેંચાયેલા રહે — છતાં એટલા જોરથી નહીં કે જેથી બધા તાર જ તૂટી જાય — તો જ બીજા તાર સાથે તેમને વણીને કપડું બનાવી શકાય.

ભક્ત હૃદયોએ વિશ્વના ધારક પરમ તત્ત્વને સંબોધીને ગાયું છે કે, 'સાળ ઉપર કપડાની ભાત વણે, તેમ તું યુગોને વણે છે.' એ શબ્દો આપણને યાદ કરાવે છે કે, આ વિશ્વના તાણા-વાણામાં પણ આપણે ખેંચાતાણની એક એવી યોજના સાથે કામ લેવાનું છે કે, જેના જુદા જુદા અંશો વચ્ચેના વિરોધો — ખેંચાતાણો — અંતે આખી રચનામાં સુફળ નિપજાવનારા સહકારોરૂપે જ પરિણત થતા હોય છે. તેનો કોઈ તાંતણો ઢીલો કે નિરુપયોગી નથી; અને ખેંચાતાણનું જે બળ તેમને તોડી નાખનારું દેખાય છે, તેના વડે જ તેઓ સજીવ અર્થાત્ કાર્યકર રહે છે: તેવા સજીવ તંત્રમાંથી ખેંચાણ દૂર કરવું, અથવા તેને તૂટી જાય તેટલી હદે લઈ જવું, એ બંને ક્રિયાઓની અસર સરખી જ થાય છે: આખી રચના ભાગી પડે છે. કારણ કે એ ખેંચાણ એ જ તેનો આધાર-સ્તંભ છે.

આપણા જીવનવ્યાપારમાં આપણી ચેતનાને પણ એક પ્રકારની ખેંચાતાણ કહીને વર્ણવી શકાય. કારણ કે, એક યા બીજા જે કોઈ લક્ષ ઉપર તે કેન્દ્રિત થઈ હોય છે, તેમાંથી તેને છૂટી પાડવા યા ખસેડવા માટે વિરોધી ખેંચાણ સતત ચાલતું જ હોય છે. એક તરફ આપણે જે વસ્તુ કરવા લાગ્યા હોઈએ છીએ તે કરવાની અર્થાત્ આપણું પ્રયોજન સિદ્ધ કરવાની વૃત્તિ અથવા ઇચ્છાથી આપણે ખેંચાતા હોઈએ છીએ; પરંતુ તે દરમ્યાન બધો જ વખત વિરોધી બળોનો આખો સમુદાય આપણને તેનાથી દૂર ખેંચતો હોય છે. જેમ કે, આપણે જે કાંઈ કરતા હોઈએ તે તરફ બીજા લોકોની બેદરકારીનો જ મહાભાર; આપણા માર્ગમાં આડે આવતા

લોકોએ કરેલાં નડતરો; આપણા હેતુ સાથે અથડામણમાં આવતા બીજા હેતુઓનો દબાવ; આપણી શારીરિક નિર્બળતાઓ, વગેરે. એમ આપણો હેતુ સિદ્ધ કરવાનો માર્ગ કદી 'સુગમ' હોતો નથી. આપણે સતત વિરોધી હેતુઓનો સામનો કરી, આપણું બળ દાખવતા રહેવું પડે છે; તથા વિરોધી બળો જે ખેંચાણ ઊભું કરતાં હોય છે, તેને સહન કરવું પડે છે. એ વસ્તુનું ભાન આપણને જાગ્રત, સક્રિય તથા ચપળ રાખે છે.

એક જ ક્ષણે આ રીતે બે વિરોધી દિશાઓમાં ખેંચાવાનું આ ભાન ઘણા લોકોને જીવનના એક સિદ્ધાંતરૂપ નથી લાગતું, પરંતુ એક અનિષ્ટરૂપ લાગે છે; તથા ડાહ્યા પુરુષે તેમાંથી જલદી છુટકારો મેળવવો જોઈએ, એવું તેઓ માને છે. એ જાતની દૃષ્ટિને કારણે દુનિયામાં ઘણા નિરાશાવાદી જીવન-સિદ્ધાંતો નીપજ્યા છે. એ જાતની ખેંચાતાણમાં વેદનાનો અંશ અચૂક હોય છે, એ વાત સાચી છે; તથા સુખકર વેદનાઓ અનુભવવી એ વસ્તુને જ જેઓ જીવનનું ધ્યેય માને છે, તેઓને એ જાતની ખેંચાતાણનું કાયમીપણું નિરાશાવાદ તરફ ઘસડી પણ જાય. પરંતુ મેં આગળ જણાવ્યું છે તેમ, માણસની કુદરતી રચના ઉપરથી તો એમ જ સૂચિત થાય છે કે, આપણે જેટલા સુખ ભોગવવાને અર્થે સરજાયા છીએ, તેટલા જ દુ:ખ સહન કરી શકવાને માટે પણ સરજાયા છીએ. હું તો તેથી પણ આગળ જાઉં છું.

ઑક્સફર્ડના ડૉ. સ્ટ્રીટરે પોતાની 'વાસ્તવતા' ('રિયૅલિટી') નામની સુંદર ચોપડીમાં એવી માન્યતા રજૂ કરી છે કે, જીવનની મૂળભૂત વસ્તુ સુખ નથી પણ દુ:ખ છે. અને ડૉ. સ્ટ્રીટર કંઈ નિરાશાવાદી નથી. હું પોતે તો તે વસ્તુને

જુદી રીતે મૂકું. ડૉ. સ્ટ્રીટરના શબ્દો કાયમ રાખીને કહું તો, 'જીવનની મૂળભૂત વસ્તુ સુખ પણ નથી, તેમ જ દુઃખ પણ નથી; परंतु ए बेनी हाजरीथी ऊभी थती खेंचाताणनुं भान छे.' જે પ્રાણીઓ સ-વિચાર દશાએ પહોંચ્યાં છે, તે બધાંમાં સુખની લાગણી સાથે દુઃખનો અંશ મળેલો હોય જ છે—ભલે પછી તે એ સુખ ચાલ્યા જવાના ભય પૂરતો હોય; તેમ જ દુઃખની લાગણી સાથે અચૂક સુખનો અંશ પણ હોય છે—ભલે પછી તે એ દુઃખમાંથી છુટકારાની આશા પૂરતો હોય. વિક્ટર હ્યૂગોએ* કહ્યું છે કે, 'પૂરેપૂરા સુખી થવું એ તો ભયંકર વસ્તુ છે.' ભયંકર એટલા માટે કે, તમને તેની સાથે ભાન હોવાનું જ કે તે સ્થિતિ कायम રહેવાની નથી: કાળરૂપી ઉંદર તેને કોતરી રહ્યો જ છે. અને પાસ્કલે* કહ્યું છે કે, પૂરેપૂરા દુઃખી થવાની ક્ષણ જ છુટકારાની આશાના ઉદયની ક્ષણ હોય છે. આપણું ભાન હમેશાં સુખપૂર્ણ તેમ જ દુઃખપૂર્ણ હોય છે. તેને માત્ર સુખકર વેદનાઓના સ્વર્ગ દ્વારા નર્યું સુખપૂર્ણ કરવાના, કે દુઃખની સતત વેદનાઓના નરક દ્વારા નર્યું દુઃખપૂર્ણ કરવાના પ્રયત્નો નિષ્ફળ જ જશે. બંનેમાંથી માત્ર એકવાળું જીવન કલ્પી શકાતું જ નથી. જેમ પાણીની ઉત્પત્તિ માટે ઑક્સીજન અને હાઇડ્રોજનની મેળવણી જરૂરી છે, તેમ જીવનના ઘડતર માટે સુખ અને દુઃખની મેળવણી આવશ્યક છે.

એટલે, જોકે કેનન સ્ટ્રીટરની પેઠે હું એમ કહેવા તૈયાર નહીં જ થાઉં કે, દુઃખ એ જીવનની 'મૂળભૂત' વસ્તુ છે; તેમ જ તે સિદ્ધાંત ઉપરથી તે જે અનુમાનો તારવી કાઢે છે, તે પણ હું નહીં સ્વીકારું; તોપણ મને લાગે છે કે, દુઃખ એ આપણા જીવનની અંગભૂત વસ્તુ છે, એ બીના ઉપર ભાર

મૂકવા પૂરતા તે સાચા છે. જીવનને તમે જ્યાં જ્યાં તપાસશો —અરે તેની નીચેમાં નીચી કક્ષાએ પણ—ત્યાં તમને દેખાશે કે, તેનો જન્મ હંમેશાં વેદનાથી થયો હોય છે, તથા તેનું ધારણ પણ અમુક અંશે વેદના વડે જ થતું હોય છે. અને તે વસ્તુ જો આપણા ભૌતિક જીવનની બાબતમાં સાચી હોય, તો આપણાં કલ્પના, બુદ્ધિ, તથા ભાવના અને નીતિના જીવનની બાબતમાં તો તે વધારે સાચી હોવી જોઈએ. ડૉ. ફેલીકસ એડ્લર* કહે છે કે, મનુષ્યજાતિના બધા મહાન આદર્શો વેદનામાંથી જન્મ્યા છે. દુઃખ, નિષ્ફળતા, નિરાધારતા, મૃત્યુ વગેરેના અસંખ્ય પ્રકારોમાંથી એક યા બીજા પ્રકારે મનુષ્યના વીર આત્માની તાવણી થતાં તેના જવાબ રૂપે જ એ બધા આદર્શો પ્રગટેલા હોય છે. ન્યાય, સ્વાતંત્ર્ય, સર્વોદય, માનવજાતનો કુટુંબભાવ, વગેરે તમામ આદર્શોના મૂળમાં ભયંકર ખેંચાતાણો રહેલી હોય છે. તે બધા વેદનામાંથી જન્મ્યા હોય છે અને વેદના વડે જ ટકી રહેતા હોય છે. સમાજસેવાનો આદર્શ પોતે જ તેવી જાતનો છે. તેનું મૂળ સામાજિક જગતમાં અનુભવાતા વિરોધોમાં છે; અર્થાત્ તે વિરોધોનું દૃશ્ય ઉત્તમ સ્ત્રી-પુરુષોના હૃદયમાં જે વેદના ઉત્પન્ન કરે છે, તેમાં રહેલું છે. સમાજસેવાની ભાવના ભારે ખેંચાતાણથી ભરેલી ભાવના છે. તે ભાવના, અનુભવમાં આવેલા વિરોધનો વીરતાભર્યો સામનો કરતી સામાજિક સંકલ્પશક્તિના પ્રતીકરૂપ છે. સમાજસેવાની શક્તિ તથા તેમાં રહેલી હિંમત તથા સર્જકતા, તેને જે વિઘ્નોનો સામનો કરવો પડે છે, તેમાંથી જન્મે છે; તેની પાછળ રહેલી ભલી લાગણી-માંથી નહીં.

મેં વાંચેલાં સુખાવતી નગરીનાં સર્વ શબ્દચિત્રોમાં — ખાસ કરીને વર્તમાનકાળમાં રજૂ કરવામાં આવતાં ચિત્રોમાં — આ અગત્યની બીના તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે; અને એ જ તેમનો પ્રધાન દોષ મને લાગ્યો છે. આ શબ્દચિત્રોના લેખકોના ધ્યાનમાં એ વસ્તુ આવી લાગતી નથી કે, સમાજ જેમ જેમ ઉચ્ચ ભૂમિકાઓએ ચડતો જાય છે, તેમ તેમ સામુદાયિક જીવનને તે ઉચ્ચ ભૂમિકાઓ ઉપર ટકાવી રાખવામાં સહન કરવી પડતી સામાજિક ખેંચાતાણોનું પ્રમાણ પણ વધતું જાય છે. એ લોકો તો પોતાના આદર્શસમાજની કલ્પનાને એક એવા બરાબર ગોઠવેલા યંત્રરૂપે રજૂ કરે છે કે જે ચાવી ભરેલા ઘડિયાળની માફક પોતાની મેળે જ ચાલ્યા કરે છે; જેથી તેના સભ્યોને તો જીવનની ખેંચતાણોથી સદંતર મુક્ત એવું ગંભીરતા અને જવાબદારીઓ વિનાનું જીવન ચાલુ જીવ્યા કરવાનું રહે છે. તેઓના ખ્યાલમાં એ વસ્તુ નથી આવી લાગતી કે, માણસની બનાવટ જ એવા પ્રકારની છે કે, તેને એવી પરિસ્થિતિ હેઠળ જીવવું જ અશક્ય છે.

વચ્ચે વચ્ચે બેજવાબદાર હળવા જીવનના ગાળાઓ ન આવતા હોય તો આપણને બધાને જીવન અસહ્ય જ લાગે; પરંતુ જો તેવા જીવન સિવાય બીજું કશું જ આપણે માટે બાકી ન રહેતું હોય, તો તો તે જીવન અસહ્ય તો શું, પણ તેથીય વધારે મુશ્કેલ બની જાય. એ દિશામાં માનવપ્રગતિ જ સંભવિત નથી. જેમ જેમ પ્રગતિની ભૂમિકા ઊંચી બનતી જાય છે, તેમ તેમ ખેંચતાણો પણ વધતી જાય છે. જેમ જેમ જીવનનાં મૂલ્યો મોટાં બનતાં જાય છે, તેમ તેમ તેમને ખોઈ બેસવાનો ભય પણ વધતો જાય છે, તથા તેમને

સાચવી રાખવાની ફરજનું દબાણ પણ વધતું જાય છે. સમાજ પોતાના સભ્યોની જવાબદારી ઓછી કરીને આગળ પ્રગતિ ન કરી શકે; પરંતુ તે જવાબદારીનું ક્ષેત્ર વિસ્તારીને, તથા સમાજના બધા વર્ગોમાં તેનું ભાન ઊભું કરીને જ તેમ કરી શકે. ગરીબ કે તવંગર, હાથનું કામ કરનાર કે માથાનું કામ કરનાર, એમ બધાએ પોતાને સામુદાયિક હિતના જવાબદાર ટ્રસ્ટી ગણતાં શીખવું જોઈએ; તથા સંસ્કૃતિના લાભોમાં જ નહીં, પરંતુ તેને જે જવાબદારીઓ વહન કરવાની છે તેમાં પણ, તથા તેને જે સતત યુદ્ધ કર્યાં કરવાનું છે, તેનાં જોખમોમાં પણ પોતાનો ભાગ સ્વીકારી લેવો જોઈએ. નાગરિકોનો તમામ સમુદાય — અમુક વર્ગ જ નહીં — સંસ્કૃતિને ટકાવી રાખવાની મજૂરીમાં તથા તેને તોડી પાડવા મથતાં બળોએ ઊભી કરેલી મોટી ખેંચાતાણોમાં પોતાને ફાળે આવતો હિસ્સો ઉઠાવી લેવા તૈયાર હોય, ત્યારે જ ઉચ્ચ સંસ્કૃતિ સંભવિત બને છે. આપણી નાગરિકતાનો અર્થ આપણે એટલો જ કરીએ કે, જે કોઈ સારી વસ્તુઓ મોજૂદ છે, તેમાં ભાગ મેળવવાનો હક આપણને તેનાથી પ્રાપ્ત થાય છે, તો આપણે માનવજાતિની પ્રગતિ રોકનારાં બળોનો પક્ષ લઈએ છીએ એમ નક્કી જાણવું. પ્રગતિનો અર્થ જ એ છે કે, જે લોકોમાં પહેલાં જવાબદારીનું ભાન નહોતું, તેમનામાં તે ભાન ઊભું કરીને તેનો વિસ્તાર કરવો; તથા જેઓમાં તે પહેલેથી હતું, તેને વધુ ઊંડું બનાવવું.

હવે જો પ્રશ્ન ઉઠાવવામાં આવે કે, આ સામાજિક ખેંચાતાણો કેવી રીતે ઊભી થાય છે, તથા તેમનું મૂળ શું છે, તો તેના જવાબમાં એક સુપ્રસિદ્ધ ચર્ચા તરફ ધ્યાન ખેંચ્યા

સિવાય બીજો કોઈ સારો માર્ગ હું જોતો નથી. તે ચર્ચા, સમાજજીવનમાં ‘પ્રેમ’ અને ‘દ્વેષ’ શો ભાગ ભજવે છે, તે બાબતને લગતી છે. આધુનિક લેખકોમાં મિ. ચેસ્ટર્ટને, ચણતરની કમાનના જુદા જુદા અવયવોના નીચે પડવાના વલણથી જ આખી કમાન અધ્ધર ઊભી રહે છે, એ ઉપમા વડે એ બાબતનું એક સુંદર ઉદાહરણ આપણને પૂરું પાડ્યું છે.

‘પ્રેમની શ્રેષ્ઠતા’ એ માનવસમાજનો સર્વોત્તમ સિદ્ધાંત છે, એ વિષે ઘણા લેખકોએ ઘણું કહ્યું છે. આપણા ‘સામાજિક પ્રશ્નો’નો ‘ઉકેલ’ પણ તે બળની મદદથી લાવવા બાબત ઘણું કહેવામાં આવ્યું છે: પ્રેમને સમાજમાં અબાધિત સામ્રાજ્ય ભોગવવા દો, એટલે તરત બધા સામાજિક સંબંધો વ્યવસ્થિત થઈ જશે, માનવજાત સંગઠિત થઈ જશે, અને એકબીજા માટે ભલી લાગણી તથા શાંતિ આખી પૃથ્વી ઉપર છવાઈ રહેશે.

આ સિદ્ધાંતનો દાવો મોટો છે તથા તેનો હેતુ સારો છે. પરંતુ મારે કહી દેવું જોઈએ કે, પ્રેમનું અબાધિત સામ્રાજ્ય એ એક અશક્ય સ્વપ્ન છે. પ્રેમનો સ્વભાવ છે કે, તે કદી અબાધિત રહી શકતો નથી. તેનો પ્રવાહ કદી નિર્વિઘ્ન વહ્યો નથી. જે પ્રેમ કાયમ રહે છે (અને કાયમ ન રહે તો તેની કિંમત પણ શી છે?) તે કદી વિઘ્નો વિનાનો પ્રેમ નથી હોતો; પરંતુ પોતાના માર્ગમાં જે કોઈ વિઘ્ન આવે, તેને ઓળંગી જનાર પ્રેમ હોય છે. સાચો પ્રેમ જાણતો હોય છે કે, તેનો વિરોધ કરવામાં આવશે જ; પરંતુ તે તેની પરવા કરતો નથી. લગ્નની પ્રતિજ્ઞામાં પ્રેમી કહે છે: મૃત્યુ સિવાય બીજું કશું જ તને અને મને જુદાં પાડી શકે, તો ઈશ્વર મને તેટલી અથવા તેથી પણ વધારે સજા કરજો. સામાજિક બળ તરીકે પણ પ્રેમ સતત

પોતાના વિરોધીઓનો સામનો કર્યા કરે છે; અને આપણા સામાજિક જીવનમાં જે સ્થળે ખેંચતાણ સૌથી વધુ પ્રબળ હોય છે, તે સ્થળે જ તે સૌથી વધુ જ્વલંત બન્યો હોય છે. એક બૌદ્ધ ધર્મગ્રંથમાં લખ્યું છે કે, પ્રેમ દ્વેષને હાંકી કાઢે છે. એ વાત સાચી છે. પરંતુ જે દ્વેષને હાંકી કાઢવામાં આવ્યો હોય છે, તે હંમેશાં અંદર પેસવાનો પ્રયત્ન કરતો બારણા આગળ જ ઊભો રહે છે. આપણે જો એમ માનતા હોઈએ કે, પ્રેમનું બળ એવું છે કે તેને જો આ જગતમાં પ્રવર્તાવવામાં આવે, તો તે સઘળા વિરોધોને હંમેશને માટે શાંત કરી દે, અને એક એવું દૃઢ સામ્રાજ્ય પ્રવર્તાવે કે જેની સામે હુમલો કરવાની કોઈ હિંમત ન કરી શકે, તો આપણે ભ્રમણામાં જ પડ્યા છીએ એમ કહેવું જોઈએ. કારણ કે, એ પ્રેમનું બળ તો જગતમાં ક્યારનુંય પ્રવર્તાવવામાં આવ્યું છે, પરંતુ અત્યાર સુધી તેણે મેળવેલી જીતોને તેનાં વિરોધી બળોનો સતત સામનો કર્યા વિના ટકાવી રાખી શકાય તેમ નથી, કે આગળ ધપાવી શકાય તેમ નથી.

એક લાગણી કે આવેગ તરીકે પ્રેમ બહુ ક્ષણિક વસ્તુ છે; અને તેનું બંધન પણ બહુ જ અદૃઢ હોય છે. તેના આવેગમય આવિષ્કારોને કાળ ખોતરી ખાય છે. એ જાતના પ્રેમસંબંધ અકસ્માત વડે થતા આઘાતોથી વિશેષે વ્યસ્ત થઈ જાય છે. પ્રેમની પાસે પોતાની જાતની બહાર બીજું કાંઈ એવું હોવું જોઈએ કે જેનો તે આશરો લઈ શકે, તથા જેમાંથી તે પોતાનું બળ મેળવી શકે. નહીં તો તે હંમેશાં ભાગી પડવાની અણી ઉપર રહે છે. પ્રેમ ક્ષણ વાર દ્વેષને ભલે હાંકી કાઢે; પરંતુ ઘણી વાર એવું બને છે કે, થોડા વખત બાદ તે હાંકી કાઢેલો

દ્વેષ વધુ તીવ્ર બની જાય છે, અથવા તો નવો જ ઊભો થાય છે. દુઃખી નીવડેલાં કેટલાંય લગ્નોનો ઇતિહાસ એ વસ્તુની સાક્ષી પૂરશે. જે પ્રજાઓ વચ્ચે એક વખત મિત્રાચારીનો સંબંધ બંધાયો હોય છે, અથવા જે માણસો એક વાર મિત્ર બન્યા હોય છે, તેમની વચ્ચેનાં વેર જ સૌથી વધુ તીવ્ર હોય છે. માણસો વચ્ચે ઊભા થતા ખરાબમાં ખરાબ વેરનું મૂળ તૂટી ગયેલી મિત્રતામાં કે અનિવાર્ય સંજોગો સાથેની અથડામણને લીધે ભાગી પડેલા પ્રેમમાં જ હોય છે. એ બીનાએ કેટલાંય કરુણાંત નાટકોને વસ્તુ પૂરું પાડ્યું છે; અને જ્યારે તે નાટકોના છેલ્લા અંકને અંધારામાં ઘેરતા વૈરાગ્નિની શરૂઆત તેમના પ્રથમ અંકને અજવાળતા પ્રેમરૂપે જ થઈ હોય છે, ત્યારે તો તે વસ્તુ ભારે હૃદયવેધક થઈ પડે છે.

દરેક દાખલામાં પ્રેમસંબંધ કાયમ રહે તે માટે બંને પક્ષની દૃષ્ટિ સમક્ષ કાયમ રહેતું કોઈ સહિયારું પ્રયોજન જોઈએ. સેવાનું કોઈ એવું સહિયારું ક્ષેત્ર બંને પ્રેમીઓ વચ્ચે હોવું જોઈએ, કે જેમાં તે બંને એકસાથે લાગી શકે. તેમની ઉપર અને તેમનાથી પર એવું એ ત્રીજું કાંઈક જોઈએ, કે જેને સાથે મળીને અનુસરવામાં તેમનો એકબીજા પ્રત્યેનો રસ તથા એકબીજા પ્રત્યેની ભક્તિ કાયમ રહે તથા પુષ્ટ થાય. દંપતીના દાખલામાં એ 'ત્રીજું કાંઈક' તેમના સંબંધથી ઉત્પન્ન થયેલાં બાળક હોઈ શકે; મિત્રોના દાખલામાં એ 'ત્રીજું કાંઈક' બંનેનું સહિયારું કોઈ પ્રયોજન હોઈ શકે, કે જેને તે બંને સિદ્ધ કરવા માગતા હોય; સમગ્ર નાગરિકોના દાખલામાં એ 'ત્રીજું કાંઈક' તેઓ જે શહેર કે રાષ્ટ્રમાં રહેતા હોય તે અથવા તો માનવજાતિનો સંઘ જ હોઈ શકે. તે બધા ઉપરાંત

કેટલાક એવા ઉચ્ચ હેતુઓ પણ છે કે જેમનો અર્થ ધર્મભાવના જ આપણને આપી શકે, પરંતુ તેમને અભાવે સમાજનો સંગ્રહ કરનાર બળ તરીકે પ્રેમ ટકશે જ એ વિષે કશી ખાતરી ન સંભવી શકે. દરેક દાખલામાં, પ્રેમીઓના સંકલ્પો એકત્રિત કરનારું એ 'ત્રીજું' જ કાયમી સંબંધો બાંધે છે; અને અકસ્માતોના આંચકાઓમાંથી કે કાળના કાટમાંથી તેમનું રક્ષણ કરે છે. એવા ત્રીજા કોઈ હેતુ વિનાનો પ્રેમસંબંધ — એ માનવપ્રાણીઓની એકબીજા પ્રત્યેની કામના — એવી અસ્થિર વસ્તુ છે કે, તેના કાયમીપણા વિષે કશી જ ખાતરી રાખી ન શકાય. તેની પાછળ સહકારનું તત્ત્વ ન હોય, તો તે પવનના સહેજ ફૂંકારાથી પણ બુઝાઈ જાય તેવી જ્યોતરૂપ જ રહે. ખ્રિસ્તી ધર્મની અસર હેઠળ ઊછરેલા ઘણા એવું માને છે કે, પ્રેમ એ સામાજિક કલ્યાણની ચાવીરૂપ છે; તેઓએ આ વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે.

પ્રો. રૉઇસ, કે જેમનાં લખાણમાંથી મેં બીજા સંબંધમાં આગળ ઉતારા ટાંક્યા છે, તે આ વસ્તુ ઉપર બહુ ભાર મૂકે છે, અને તેને સામાજિક ફિલસૂફીના ધ્રુવતારારૂપ ગણે છે. તેમણે આપેલું એક ઉદાહરણ હું ટૂંકમાં અહીં કહી જાઉં. દેખીતું તો તે બહુ સામાન્ય છે, પરંતુ તેનું રહસ્ય બહુ ઊંડું છે. પ્રો. રૉઇસ કહે છે, હું મારા મિત્રને ચાહતો હોઉં છું, તેથી જ જ્યારે મારે કંઈ અગત્યનું કહેવાનું હોય છે, ત્યારે તે સ્વાભાવિક રીતે મારો શ્રોતા બને એવી હું અપેક્ષા રાખું છું. અને તે જ કારણથી જ્યારે તેને કંઈક કહેવું હોય છે, ત્યારે હું તે સાંભળ્યા કરું એવી એ અપેક્ષા રાખે છે. આમાંથી મોડું યા વહેલું એવું બનવાનું કે, अमे बंने एकी वखते ज कंईक कहेवा मागता

હોઈશું. એ રીતે અમો બંનેનાં પ્રયોજનો અથડામણુમાં આવવાનાં અને બંનેમાં ચડભડાટ થવાનો. એ જાતની અથડામણુ પ્રેમના માર્ગમાં ઠેર ઠેર ઊભી થાય છે; અને જ્યારે બંનેની સમક્ષ કોઈ ત્રીજું સામાન્ય ધ્યેય એવું ન હોય, કે જે તે અથડામણોને સંભાળી લે, ત્યારે ધીમે ધીમે એ ચડભડાટ તીવ્ર બનતો જાય છે; અને અંતે બંને બચ્ચે વિચ્છેદ ઊભો થાય છે. માણસો કે પ્રજાઓ વચ્ચે નિકટ સંબંધને કારણે એકબાજુ જેમ એકબીજાને મદદ કરવાની સગવડ થાય છે, તેમ બીજી બાજુ એકબીજાની અથડામણુમાં આવવાની શક્યતા પણ વધતી જાય છે. બે માણસો જ્યારે એકબીજાની સાથે ચાલવા માંડે, ત્યારે જ તેમને એકબીજાના માર્ગમાં આવવાના ઘણા પ્રસંગ આવે; પરંતુ તેઓ માઈલો જેટલા દૂર ચાલતા હોય, તો તેવા પ્રસંગ ભાગ્યે જ આવે. રાષ્ટ્રસંઘે આ બાબત ઉપર દુર્લક્ષ કરવું જોઈએ નહીં.

તો પછી પ્રશ્ન એ ઊભો થાય છે કે, પ્રેમ અને દ્વેષની બાબતમાં માણસનું કુદરતી વલણુ શું હોય છે? માણસ સ્વભાવથી પોતાના પડોશીને ચાહવા ઇચ્છતો હોય છે કે ધિક્કારતો હોય છે? તેનું કુદરતી વલણુ પડોશીને મદદગાર નીવડવાનું હોય કે તેના માર્ગમાં નડતર ઊભું કરવાનું? તે પોતાના પાડોશીની હાજરીથી ખુશ થાય છે કે તે દૂર રહે એમ ઇચ્છે છે?

સત્તરમા સૈકામાં થઈ ગયેલા થોમસ હોબ્સ* નામના ફિલસૂફનો દૃઢ અભિપ્રાય હતો કે, માણસની પોતાના પડોશી પ્રત્યેની કુદરતી લાગણી વિરોધની હોય છે; અર્થાત્ મિત્રાચારી-ભરી હોવાને બદલે દ્વેષભરી વધુ હોય છે. હોબ્સને મતે દ્વેષભાવ

નૈસર્ગિક મનુષ્યના જીવનનો ત્રણ ચતુર્થાંશ ભાગ રોકે છે; અને પ્રેમભાવ બાકીનો રહ્યો સહ્યો ભાગ. હૉબ્સને મતે રાજ્ય-વ્યવસ્થા પણ માણસોએ એટલા માટે ઊભી કરી છે કે, પોતાના એકબીજા પ્રત્યેના તીવ્ર અણગમાને કારણે આવતાં માઠાં પરિણામોમાંથી બચી શકાય. એ સિદ્ધાંત બહુ આકર્ષક નથી; પરંતુ એટલું કબૂલ કરવું જોઈએ કે, પછીની રાજકીય વિચારસરણી ઉપર હૉબ્સ પોતાની ઊંડી અસર મૂકતો ગયો છે. તે કહે છે :

" ન્યાય, નિષ્પક્ષપાતતા, નમ્રતા, દયા તેમ જ 'બીજાઓ આપણી પ્રત્યે જેવી રીતે વર્તે એવું આપણે ઇચ્છતા હોઈએ, તેવું આપણે બીજા પ્રત્યે વર્તવું જોઈએ' એ જાતના 'કુદરત'ના નિયમોનું પાલન કરાવનાર કોઈ સત્તાનો ડર ન હોય, તો એમ ને એમ તો આપણી સ્વાભાવિક વૃત્તિઓ આપણને પક્ષપાત, અભિમાન, વેરની વસૂલાત વગેરે તરફ જ લઈ જાય . . . તરવારના ભય વિનાના કરારો નર્યું થૂંક ઉરાડવા બરાબર છે; તેમની કશી કિંમત નથી."

એક સૈકા બાદ ફ્રાંસમાં રૂસોએ તેથી ઊલટો જ સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો. તેના મત મુજબ માણસ સ્વભાવથી જ પોતાના જાતિભાઈઓને ચાહનારો છે. તેને ઝઘડો કરવો ગમતો નથી; તેને સુમેળ જ ગમે છે. અર્થાત્ તે એક મિત્રાચારીભર્યું અને શાંતિપ્રિય પ્રાણી છે. અને તે તેવો જ રહ્યો હોત; પરંતુ કૃત્રિમ રીતે ઊભા કરવામાં આવેલા રાજ્ય-તંત્રે તેને કાયદાઓ કરી કરીને બગાડી નાખ્યો. આપમેળે તો તે પોતાના માનવબંધુઓને ચાહતો જ રહ્યો હોત, તથા તેમની સાથે શાંતિથી રહેતો હોત. પરંતુ રાજસત્તાની ભૂલ-

ભરેલી ડખલગીરીથી તે પોતાના જાતિભાઈઓને ધિક્કારતાં શીખે છે, તથા તેમની સાથે દુશ્મનાવટ રાખે છે. રૂસોના આ મતને હાલમાં પણ પ્રો. એલિયટ સ્મિથ અને મિ. ડબલ્યુ. જે. પેરીની શોધોનો ટેકો મળ્યો છે. તે લેખકોએ પ્રાચીન સમાજો બાબત એકઠા કરેલા પુરાવા ઉપરથી ભારપૂર્વક સિદ્ધ કર્યું છે કે, માણસ કુદરતી રીતે 'લડાયક પ્રાણી' નથી; પછીની વિપરીત સંસ્કૃતિની અસર હેઠળ જ તે તેવો બન્યો છે. વૈયક્તિક રીતે માણસનું વલણ સુલેહસંપ તરફ જ હોય છે; પરંતુ રાજ્યતંત્ર જ લડાઈઓ ઊભી કરનાર સંસ્થા છે.

આ જાતના આ બે વિરોધી મતોનો વિરોધ દૂર કરવાનો કંઈ માર્ગ છે ખરો ? એકને મતે માણસ સ્વભાવથી પોતાના પડોશીને ચાહનાર તથા તેની સાથે શાંતિમાં રહેવા ઇચ્છનાર પ્રાણી છે; અને બીજાને મતે તે સ્વભાવથી પોતાના પડોશીને ધિક્કારનાર તથા તેની સાથે ઝઘડો કર્યા કરનાર પ્રાણી છે.

રૂસોના મૃત્યુ પછી થોડાં વર્ષો બાદ ઇમેન્યુઅલ કૅન્ટે* એ બે મતોનો વિરોધ દૂર કરવાનો પ્રયત્ન કર્યો હતો. ઈ. સ. ૧૭૮૪ના એક ચોપાનિયામાં — અલબત્ત તે બહુ જાણીતું નથી — કૅન્ટે એવો સિદ્ધાંત રજૂ કર્યો કે, સ્વભાવથી માણસ પોતાના પડોશીને ચાહે પણ છે, તેમ જ ધિક્કારે પણ છે. કૅન્ટના મત મુજબ માણસ એવું પ્રાણી છે કે જેને પોતાના જાતિબંધુ વિના ચાલતું પણ નથી, તેમ જ તે તેને દીઠ્યો પણ ગમતો નથી. 'માણસ પાસેથી તેના સાથીદારોને દૂર કરો, તો તરત તેને આખી દુનિયા નિર્જન વગડા જેવી અસહ્ય લાગશે. પરંતુ તેને તેનો સાથીદાર આપો, એટલે મોડા યા વહેલા, કદાચ નર્યા અકસ્માતથી જ, તેઓ એકબીજાના માર્ગમાં

અટવાવા લાગશે, તેમનાં પ્રયોજનો એકબીજા સાથે અથડામણમાં આવશે, અને તેઓ વચ્ચે કોઈ ને કોઈ પ્રકારનો ખુનખાર ઝઘડો ઊભો થશે.'

પરંતુ કૅન્ટ આવું વિધાન કરીને જ થોભતો નથી. તે એ કોયડાનો અર્થ એવી રીતે વિકસાવતો જાય છે કે, આપણા સમાજજીવનનું રહસ્ય સમજવામાં પણ તે આપણને અતિશય ઉપયોગી થઈ પડે તેમ છે. તે આ વસ્તુસ્થિતિને પોતાની વિચિત્ર શૈલીથી 'માનવજાતિની સમાજવિરોધી સામાજિકતા' કહે છે; અને તેના ઉપર બહુ ભાર મૂકે છે. સામાજિક પ્રાણીઓ તરીકે માણસો ભેગા મળી સમાજ રચવા માટે સ્વાભાવિક રીતે ઉત્સુક હોય છે. પરંતુ સમાજ રચાયો કે તરત જ તેમાંની વ્યક્તિઓ, પોતે નાખેલાં બંધનો સામે તાણવાનું જોર શરૂ કરે છે. આપણા સામાજિક જીવનની દરેક ભૂમિકાએ આપણે આ પ્રતિદ્વંદ્વિતા જોઈ શકીએ છીએ. એક બાજુ સમાજ પરસ્પર સહાય માટે સગવડો ઊભી કરે છે; પરંતુ તેમ કરવા જતાં જ તે એકબીજા સાથે અથડાવાના પ્રસંગ પણ ઊભા કરતો જાય છે. એમાં ઈર્ષ્યા કે અદેખાઈનું પણ કારણ નથી. જે માણસ સમાજના નિકટ સંબંધોમાં રહે છે, તે જરૂર કોઈ ને કોઈ રીતે તેના પડોશીના માર્ગમાં આડે આવવાનો જ; તેમ જ તેઓ પણ તેના માર્ગમાં આવવાના. બહુ જ ગીચ અવરજવરના મથક આગળ આવેલી મોટર-ગાડી તે જ ઘડીએ ત્યાં આવી પહોંચેલી બીજી મોટરગાડીઓના માર્ગમાં વિઘ્નરૂપ થવાની જ; કારણ કે આપણી સંખ્યા બહુ જ મોટી છે, તેમ જ આપણે બધા જ ક્યાંક ને ક્યાંક જતા જ હોઈએ છીએ.

પરિણામે સામાજિક ખેંચાતાણ ઊભી થાય છે; અને જેમ જેમ સમાજ સંસ્કૃતિની ઉચ્ચ ભૂમિકાઓએ પ્રગતિ કરતો જાય છે, તેમ તેમ તે વધતી જાય છે. એક બાજુ આપણે ભારે સંગઠિત સામાજિક તંત્ર ઊભું કરીએ છીએ, કે જેમાં વ્યક્તિને સામાજિક શિસ્ત અને નિયંત્રણને તાબે થવું જ પડે; અને બીજી બાજુ સમાજ પોતાની સંસ્કૃતિ તથા કેળવણીની પદ્ધતિઓ વડે પોતાના સભ્યોને 'અતિ વિકસિત' બનાવી મૂકવાને બનતું કર્યા કરે છે; કે જે વ્યક્તિઓ અતિ વિકસિત હોવાને કારણે જ પોતાનું ધાર્યું કરવાના વલણવાળી વધુ હોય છે. તેથી જે સામાજિક શિસ્ત તેમને સામાન્ય વ્યવસ્થામાં તાબેદાર એકમો તરીકે જ સ્થાન સ્વીકારવાની ફરજ પાડતું હોય છે, તેના તરફ તેઓ ખાસ વિરોધવૃત્તિવાળા બને છે. એ પ્રમાણે એક બાજુ અતિ વિકસિત વ્યક્તિના સ્વતંત્ર થવાના પ્રયત્નો, અને બીજી બાજુ તેને સમાજની સામુદાયિક આજ્ઞાને તાબેદાર એકમ બનાવવાના પ્રયત્નો, એ બે વચ્ચે ઊભી થતી ખેંચાતાણને જ આપણે 'માનવજાતિની સમાજવિરોધી સામાજિકતા' કહી શકીએ.

પહેલી નજરે તો એમ લાગે કે, આપણે આ જગાએ કોઈ અંધારી તથા ભયંકર જાળમાં ફસાયા છીએ. પરંતુ કૅન્ટ તેથી પણ ઊંડી નજર ફેંકે છે. કૅન્ટ કહે છે કે, આ બધી અથડામણો અને ખેંચાતાણો એ તો 'માણસની ઉત્તમોત્તમ શક્તિઓ બહાર લાવવા માટે કુદરતે યોજેલાં સાધનો' છે. એ ખેંચાતાણોમાંથી જ આપણું સ્વાભાવિક આળસ દૂર કરવા આપણને પ્રેરનારી શક્તિ જન્મે છે. તે આપણી શોધક શક્તિઓને ઉત્તેજિત કરે છે, તથા આપણને આગળના ઉચ્ચ

પ્રદેશોમાં આપણો માર્ગ શોધતા કરી મૂકે છે. એ ખેંચાતાણો પ્રગતિમાન સમાજના પ્રેરકબળ-રૂપ છે. કૅન્ટ કહે છે, 'માણસ તો આરામ અને મોજમાં પડી રહેવા ઇચ્છે છે; પરંતુ તેને શા માટે સર્જવામાં આવ્યો છે એ વસ્તુ કુદરત તેના કરતાં વધુ જાણતી હોવાથી, તેને પરિશ્રમ અને દુઃખપૂર્ણ ક્લેશો જ આપ્યા કરે છે, જેથી તે દુઃખોમાંથી પોતાનો ઉદ્ધાર કરવાનો તે પ્રયત્ન કરે.'

એ ઉચ્ચ વિચાર તથા ઊંડી દૃષ્ટિની સાથે આ વ્યાખ્યાનો ઉચિત રીતે પૂરાં થઈ શકે. એ આપણને વિશ્વની આપણી નાગરિકતાની વિશાળ અફાટ ભૂમિકા સૂચવે છે, કે જેની અંદર આપણે જોયેલા મુદ્દા સમાય છે, અને જેની બહાર એ કાંઈ સમજાતા નથી. કૅન્ટના એ સિદ્ધાંતને એથી આગળ વિસ્તારવો એ આ વ્યાખ્યાનોની મર્યાદા બહાર જવા જેવું થાય. પરંતુ તે સિદ્ધાંતની દૃષ્ટિએ, અત્યાર સુધી આપણે તારવેલા નિર્ણયો ટૂંકમાં તપાસી જઈએ.

માનવબંધુતા એટલે બધાએ મળીને સહિયારું સુખ ભોગવવું, એવો અર્થ વારંવાર કરવામાં આવે છે. અલબત્ત, તેનો એ અર્થ પણ થાય; પરંતુ માત્ર એટલો જ નહીં. માણસો, વર્ગો, અને પ્રજાઓ લાભની પેઠે નુકસાનમાં પણ ભાગ ઉઠાવવા, તથા સુખની પેઠે દુઃખમાં પણ સાથી થવા અત્યાર કરતાં વધારે પ્રમાણમાં તત્પરતા ન દેખાડે, તો માનવ-બંધુતા કે સામાજિક એકતા સિદ્ધ થવી શક્ય નથી. તેથી કરીને નાગરિકતાની કેળવણીએ ખાસ લક્ષમાં રાખવા જેવા ગુણ તરીકે सामाजिक वीरताना गुण ઉપર મેં આ વ્યાખ્યાનોમાં ખૂબ જ ભાર મૂક્યો છે.

સામુદાયિક — સર્વસાધારણ સંકલ્પશક્તિ એક હકીકત છે, એમ કહેનારા ફિલસૂફો સાથે હું સંમત છું. પણ જ્યારે તેઓ એમ કહે છે કે, આવી ઇચ્છાશક્તિ હમેશ સંગીન અને સદા શાણી હોય છે, ત્યારે મારે તેમનાથી જુદા પડવું પડે છે. તે નબળી થાય, ગૂંચવાઈ જાય, અસ્તવ્યસ્ત થાય, અને કાયર પણ બને. અને જ્યારે લોક આગળ 'સુખ'ને જ એકમાત્ર ચિંતાના અને લક્ષના પાત્ર તરીકે ધર ધર કરવામાં આવે, ત્યારે તો એ ઇચ્છાશક્તિ અચૂક એવી થાય. સામાજિક ખેંચાતાણનાં દુઃખો પુરુષાર્થભેર અંત સુધી સહવાનાં છે. એમ કરીને જ આપણે "આપણો દુઃખ-દરિયો" તરી જઈ શકીએ.

જીવનનું મૂલ્ય તેના સુખભોગોના પ્રમાણ ઉપરથી આંકવાને કારણે ઊભો થતો નૈતિક શક્તિનો હ્રાસ આપણને અત્યારે લાગુ પડ્યો છે; અને તેની અસર સમાજના બધા વર્ગોમાં દેખી શકાય છે. આપણી આધુનિક સંસ્કૃતિને 'રોગી' ગણનારાઓ સાથે હું તેટલા પૂરતો સંમત થાઉં છું, પરંતુ તેથી વધારે નહીં. જનસમાજની સામુદાયિક સંકલ્પશક્તિને આજે મજબૂત કરવાની જરૂર છે. એટલી હદ સુધી મજબૂત કરવાની જરૂર છે કે, તીવ્ર ખેંચાતાણો-ભરેલું જીવન આપણને ભાગી છૂટવા જેવું કે તિરસ્કારવા જેવું ન લાગે; પરંતુ ખુશીથી સ્વીકારવા જેવું તેમ જ આનંદથી ભેટવા જેવું લાગે. કારણ કે માણસ તેવા જીવન માટે જ સરજાયો છે, એને તેના સ્વભાવને તેવા જીવનથી જ પૂરેપૂરો સંતોષ મળી શકે તેમ છે. એ ફેરફાર જેટલે અંશે કેળવણીથી કે વિચારોના પ્રચારથી થઈ શકે તેમ છે, તેટલે અંશે તેને સિદ્ધ કરવા માટે ઉત્તમતાના આદર્શને જ આપણી સંસ્કૃતિના નિયામક આદર્શ તરીકે રજૂ કરવો જોઈએ,

તથા 'સુખ'ને બદલે ઉત્તમતાને જ આપણા સંસ્કાર તેમ જ કેળવણીનું ધ્યેય બનાવવું જોઈએ. એમ કરીએ તો જ લોકોની નીતિમત્તાનો મુખ્ય પ્રવાહ જગતના રોજિંદા કામકાજ તરફ વળે, અને ત્યાં સુંદર શબ્દોમાં ખરચાઈ જવાને બદલે આપણી પાસે આપણું કામકાજ અને ધંધો પરિપૂર્ણતાથી અદા કરાવવામાં ખરચાય. એ જ ઔદ્યોગિક નીતિ છે; અને તેની જ મેં વકીલાત કરી છે.

જો આ સિદ્ધાંતો સ્વીકારવામાં આવે, તો આપણી સમાજસેવાની કલ્પનાને પણ સ્થિર ભૂમિકા મળે. સમાજસેવાનો અર્થ જો એવો જ કરીએ કે, તે તો ફુરસદના સમયમાં કરવાનું કામ છે, કે આપણા ફાજલ પૈસા ખરચવાનો માર્ગ છે, તો આપણે તેનું સ્વરૂપ અધૂરું જ સમજીએ છીએ. તેમાં તે બધાનો સમાવેશ પણ જરૂર થાય છે; આપણા ફુરસદના સમય ઉપર કે ફાજલ પૈસા ઉપર સમાજનો કાયદેસર હક છે જ. પરંતુ સમાજસેવાનું મૂળ, આપણે कामथी परवारीने જે કાંઈ કરીએ તે નથી, પરંતુ આપણે काम करता होईए त्यारे જે કાંઈ કરીએ છીએ તે છે; તેમ જ કમાણી કરી લીધા बाद જે ફાજલ પૈસા રહે તેમનો જે ઉપયોગ કરીએ તેમાં નથી, પરંતુ આપણી તમામ મિલકત આપણે જે કામકાજથી कमाया હોઈએ તે કામકાજ જે હેતુથી કે ભાવનાથી આપણે કર્યું હોય, તેમાં રહેલું છે. એ કામ સારું કહી શકાય તેવું છે? તે સંજોગો દરમ્યાન શક્ય હોય તેટલું તેને મૂલ્યવાન બનાવવામાં આવ્યું છે? આપણે આપણા નાગરિક બંધુઓને તેમના પૈસાના બદલામાં સારી વસ્તુ કે કીમતી કારીગરી આપીએ છીએ? કે આપણે તેમની નિર્બળતા, તેમનું અજ્ઞાન કે તેમના ગમારપણાનો ગેરલાભ ઉઠાવીએ છીએ? જે

વસ્તુ આપણે બનાવીએ છીએ અને વેચીએ છીએ, તેમાં આપણે કહીએ છીએ કે દેખાવ કરીએ છીએ તેટલી સેવા રહેલી હોય છે, કે પછી 'પૈસા પડાવી લેવા' માટે આપણે તેમાં ઉપર-ઉપરની જ ટાપટીપ કરી હોય છે? સમાજસેવા તેમ જ ઔદ્યોગિક નીતિના આ મૂળભૂત પ્રશ્નો છે. પોતાના ઉમંગથી પોતાની ફુરસદ કે પોતાના પૈસા જાહેર હિતમાં મફત ખર્ચવારૂપી સમાજસેવા માટે પણ મારા મનમાં પ્રશંસા સિવાય બીજો કશો ભાવ નથી. એ બધાં કૃત્યો પણ સમાજસેવાના ઉમદા આદર્શોથી પ્રેરાયેલાં હોય છે, તેમ જ પહેલાંના જમાનામાં કદી ન દેખાઈ હોય તેવી સેવાની તમન્ના આપણને તે બધામાં જોવા મળે છે. સ્થાનિક સુધરાઈ કે પંચાયતના સખત કામકાજનો બોજો ઉઠાવવો, ઇસ્પિતાલોની વ્યવસ્થા કરવી, મજૂરાંનાં કોટડાંની વેતરણ કરવી, બાળકોની સંભાળ રાખવી, રોગો ઊભા થતા અટકાવવા, દારૂડિયા, ગુનેગારો અને અવળે માર્ગે ચડેલી પતિત સ્ત્રીઓને સુધારવાં, વગેરે માનવહિતનાં કામોમાં સમય તેમ જ શક્તિ નિઃસ્વાર્થપણે ખર્ચતું, તથા સતત આવતી મુશ્કેલીઓ, નિષ્ફળતાઓ અને નિરાશાઓ સામે, ઇનામ કે પ્રશંસાની કાંઈ પણ આશા વિના, વીરતાથી ઝૂઝતું એ સ્ત્રીપુરુષોનું ટોળું દેખી, આપણે પ્રશંસા અને આશ્ચર્યની લાગણીથી દબાઈ જઈએ છીએ. આપણાં મોટાં શહેરોના સામાજિક જીવનમાં જનસેવાની ભાવનાનું જે પ્રબળ મોજું ક્ષણે ક્ષણે ઊછળી રહ્યું હોય છે, તે અનુભવ્યા વિના આપણાં શહેરો શું છે, તથા તે શાનાં પ્રતિનિધિ છે, એ વસ્તુ સમજી જ ન શકાય. આવી વસ્તુસ્થિતિ ઊભી કરી શકનાર સંસ્કૃતિના ઉજ્જવળ ભાવી માટે સારામાં સારા શબ્દો પણ પૂરતા નથી.

પરંતુ આટલા મોટા પ્રમાણમાં સ્વાર્થત્યાગ તથા વીરતા દાખવીને હજારો સેવાભાવી સ્ત્રીપુરુષોને જેમનો સામનો કરવો પડે છે, તે બધાં અનિષ્ટો આવ્યાં છે ક્યાંથી? તેમનું અંતિમ મૂળ શું છે? હું તો તે પ્રશ્નનો એ જવાબ આપું કે, આપણે પેલી બીજી જાતની વધુ સૂક્ષ્મ સમાજસેવામાં નિષ્ફળ નીવડ્યા છીએ, તે જ તે બધાં અનિષ્ટોનું કારણ છે. એ બધાં 'સામાજિક અનિષ્ટો,' શારીરિક-માનસિક-કે-નૈતિક खराब कामकाज દ્વારા સમાજનો જે દ્રોહ કરવામાં આવ્યો છે, તેની જ સાબિતીરૂપ છે. દરેક કામદારે પોતાના રોજના કામકાજ દ્વારા પોતાનાં માનવબંધુઓની જે સેવા કરવાની છે, તે તેણે પૂરેપૂરી કે વફાદારીથી નથી બજાવી; તે પોતાની એ પ્રાથમિક ફરજમાં ચૂક્યો છે; તેને જ કારણે આ બધાં અનિષ્ટો ઊભાં થયાં છે. તમે બીજાં કારણો પણ વિચારી શકો; પરંતુ આ મુખ્ય કારણ જો નહીં વિચારો, તો સામાજિક અનિષ્ટોનું અસ્તિત્વ તમે સમજી જ શકવાના નથી.

હું માનું છું કે, ભવિષ્યનો નીતિધર્મ જગતના રોજિંદા કામકાજ દ્વારા અદા થતી ફરજના પાયા ઉપર જ રચાશે. તે પાયા ઉપર જ કળા, નીતિ, અને ધર્મ પોતાની ઇમારતો ખડી કરશે. એક વાર તે ઇમારતો એ પાયા ઉપર ખડી થઈ, એટલે તેઓ દ્વારા શી શી સિદ્ધિઓ સાધી શકાશે, તેની કશી જ મર્યાદા ન બાંધી શકાય. કારણ કે, તે વખતે તો કળા ઉદ્યોગ સાથે જોડાઈ હશે અને મજૂરી કેળવણી સાથે જોડાઈ હશે.

સારી રીતે કામકાજ કરવું — ઉમદા કામદારપણું — એ નિયમ વિશ્વ જેટલો ઊંડો છે. તેને આપણા જીવનનો નિયમ

બનાવવાથી આપણે સમગ્ર વિશ્વના નાગરિક બની શકીએ છીએ એટલું જ નહીં, પણ 'યુગોને સાળ ઉપરના કપડાની જેમ' વણનારા, તથા જુદા જુદા અવયવોના અનંત વિરોધો વડે સમગ્ર અવયવીમાં સુંદર સહકાર સાધનારા, તથા તાંતણાને તોડી નાખે તેવા દેખાતા ખેંચાણ વડે જ વિશ્વરૂપી કપડું સિદ્ધ કરનારા ઈશ્વરના પણ સાથીદારો બનીએ છીએ. વીર નાગરિકે પોતાનો 'સામાજિક દૃષ્ટિએ ઉપયોગી ધંધો' તે ક્ષેત્રમાં શોધવાનો છે; અને યાદ રાખવાનું છે કે, સુખ જેટલું જ દુઃખ પણ જીવનનું આવશ્યક તત્ત્વ છે; સર્વોચ્ચની ઉપાસના કરવા જતાં તેથી હલકા સર્વનો વિરોધ પોતા ઉપર વહોરી લેવો પડે છે, તથા મિત્રાચારી કરવા જતાં જ વેર પણ ઊભાં થાય છે. કાળનાં સંતાન તરીકે આપણા સ્વભાવમાંથી જ આ બધી ખેંચાતાણો ઊભી થાય છે. તેથી જ કાળ-ભાવનાથી વિચાર કરવાની પદ્ધતિ આપણે સળંગ સ્વીકારી છે.

આપણે ઉપર ચર્ચેલા મુદ્દાઓ ઉપર આપણી માનવ-જાતિના કાળ-ભાવનાવાળા જે જે સમર્થ વિચારકોએ પોતાના ડહાપણનો પ્રકાશ ફેંક્યો છે, તે સૌમાં એડમંડ બર્ક* જેવો મોટો વિચારક બીજો કોઈ હું જાણતો નથી. તેના કરતાં બીજા કોઈનું ઋણ મારા ઉપર વિશેષ નથી. આ વ્યાખ્યાનો તેના શબ્દોથી જ પૂરાં થશે. મેં જે કંઈ કહેવાનો પ્રયત્ન કર્યો છે, તે બધાના એ શબ્દો સારરૂપ છે:

'તેથી, આપણા સ્વભાવમાં રહેલી દરેક જાતની ઉદાર અને પ્રામાણિક લાગણીઓને આપણા મનમાં કાળજીપૂર્વક ખીલવવાની છે, તથા તેમને પૂરેપૂરી વિકસિત તેમ જ સબળ બનાવવાની છે. જે વૃત્તિઓ ખાનગી જીવનમાં શોભે છે,

તેમને સામુદાયિક જીવન ચલાવવામાં પણ ઉપયોગમાં લેવાની છે—અર્થાત્, સ્વદેશાભિમાની બનતી વખતે આપણે ભૂલવાનું નથી કે આપણે સદ્‌ગૃહસ્થ પણ છીએ. આપણે મિત્રાચારીઓ કરવાની છે અને વેર વહોરવાનાં છે—તે બંને આપણામાં પૂરજોસમાં હોય. પરંતુ પહેલાની બાબતમાં આપણે દૃઢ રહેવાનું છે, જ્યારે બીજાની બાબતમાં આપણે ઢીલા રહેવાનું છે. આપણે આપણા સિદ્ધાંતોને આપણી ફરજો અને આપણી પરિસ્થિતિ અનુસાર ઘડવાના છે. આપણે એવી ખાતરી રાખવાની છે કે, જે ગુણ આચરવો શક્ય નથી, તે વસ્તુતાએ પણ ગુણ નથી. કાંઈ પણ એબ ન લાગે કે જરાય ઉપયોગી પણ ન હોય તેવી રીતે આપણા દિવસો વેડફી નાખવા કરતાં, અસરકારક રીતે તથા બળપૂર્વક કામ કરવાને માર્ગે ભૂલ કરી બેસવાનું જોખમ ખેડવું વધારે સારું છે. સામાજિક જીવન એ તાકાત અને જોમ માગનારી વસ્તુ છે. દુશ્મન સાથે મળી જનારાની પેઠે જ, પહેરાને વખતે ઊંઘનારો પણ પોતાની ફરજનું તેવું જ ઉલ્લંઘન કરે છે.'

# ટિપ્પણ

**પા. ૪ : પ્લેટો**—(ઈ. સ. પૂ. ૪૨૭–૩૪૭) ગ્રીસનો મહાન તત્ત્વજ્ઞાની અને વિચારક. તેના જીવનકાળ દરમ્યાન તેનો દેશ એક ગંભીર કટોકટીમાંથી પસાર થતો હતો; રાજકારણમાં જ્યાંત્યાં બદફેલી, એશઆરામ, અને જોરજુલમનું રાજ્ય પ્રવર્ત્યું હતું. આ બધાથી ઘૃણા પામી, તેણે એક આદર્શ રાજ્યવ્યવસ્થાનું પોતાને મનભાવતું ચિત્ર પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ 'રિપબ્લિક'માં દોર્યું. તેમાં બધા લોકોને જીવનની જરૂરિયાતો પૂરતા પ્રમાણમાં મળી રહે, એવી વ્યવસ્થા તેણે વિચારી હતી; પરંતુ સમૃદ્ધિને ઘણાં અનિષ્ટો અને દુર્ગુણોનું મૂળ સમજી, કોઈ માણસ વધારે પડતો તવંગર ન બને તેની કાળજી રાખી હતી. લોકો અન્નવસ્ત્ર ઉત્પન્ન કરે, ઘેર બેસી શાંતિ અને સદાચારથી તે બધું ભોગવે, કુટુંબ સાથે આનંદ કરે, દેવતાઓનું સ્તવન–કીર્તન કરે, અને એકબીજા સાથે હળીમળીને રહે. કારીગરવર્ગ બધું કામકાજ કરે, સૈનિકવર્ગ બધાનું રક્ષણ કરે, અને શાસકવર્ગ બધાનું પાલન કરે. બધી વ્યવસ્થાનો આધાર એ નાના શાસકવર્ગ ઉપર હોવાથી, તે વર્ગની કેળવણી અને ઉછેરનું તેણે પોતાના પુસ્તકમાં વિગતભર્યું વર્ણન આપ્યું છે.

પ્લેટોના આ પુસ્તકે, પછીના સમયમાં, આ જાતનાં આદર્શ સમાજવ્યવસ્થાનાં ઘણાં કલ્પનાચિત્રોને પ્રેરણા આપી છે.

**પા. ૪ : એચ. જી. વેલ્સ**—(જન્મ : સપ્ટે૦ ૨૧, ૧૮૬૬) ઇંગ્લંડનો વિખ્યાત નવલકથાકાર. શરૂઆતમાં થોડીક રોમાંચક નવલકથાઓ લખ્યા બાદ, ઈ. સ. ૧૯૦૦ થી ૧૯૦૮ સુધીમાં તેણે કેટલાક સામાજિક નિબંધો લખ્યા. તેમાં તેણે ભવિષ્યની સમાજવ્યવસ્થા વિષે પોતાના વિચારોનું નિરૂપણ કર્યું. પછીથી તેણે તે વિષયની કેટલીક નવલકથાઓ લખી, અને તે કારણે તેની પ્રસિદ્ધિ સારી પેઠે

થઈ. ગત યુરોપીય મહાયુદ્ધ પછી તેણે જગતના ઇતિહાસની રૂપરેખા ોરતું સુપ્રસિદ્ધ પુસ્તક લખ્યું. તે ઇંગ્લંડની ફેબિયન સોસાયટીનો[1] સભાસદ રહ્યો હતો, અને ઈ. સ. ૧૯૨૨માં પાર્લમેંટના મજૂર-પક્ષના ઉમેદવાર તરીકે ઊભો થયો હતો

ભવિષ્યની સામાજિક વ્યવસ્થાનું પોતાનું કલ્પનાચિત્ર તેણે 'મૉડર્ન યુટોપિયા' (ઈ. સ. ૧૯૦૫) નામના પોતાના પુસ્તકમાં દોર્યું છે આખા વિશ્વનું માલિક એક વિશ્વ-રાજ્ય હોય, અને સ્થાનિક સરકારો તો તેના ઠકરાતી જમીનદાર તરીકે તેનો ભોગવટો ભોગવે. અન્ન, તેમ જ શક્તિના ઉત્પાદનનાં બધાં કેંદ્રોની માલકી વિશ્વ-રાજ્ય કે સ્થાનિક સરકારને હસ્તક જ રહે; તેઓ પટાદારો કે આડતિયાઓ દ્વારા તે બધાની વ્યવસ્થા કરે. એ જાતનું તે ચિત્ર છે.

**પા. ૯ : ડેન્ટે** — (ઈ સ. ૧૨૬૫–૧૩૨૧) ઇટાલીનો મહા કવિ. તે ફ્લોરન્સમાં જન્મ્યો હતો. તે નવ વર્ષનો થયો ત્યારે એક જલસામાં શરમાતો લપાતો ઊભો હતો, તેવામાં બિયેટ્રીસ નામે એક આઠ વર્ષની છોકરી તેની નજરે પડી. નજર પડતાંની સાથે જ તેનું હૃદય ભેદાઈ ગયું. તે કહે છે : "હું સાચું કહું છું કે, તે ક્ષણે હૃદયના ગુપ્તમાં ગુપ્ત ઓરડામાં વિરાજતો મારો આત્મા એટલા જોરથી કંપવા લાગ્યો કે, તે મારી નાનામાં નાની નાડીઓમાં પણ જોરથી ઊછળતો દેખાઈ આવતો હતો. તે પ્રમાણે ભયંકર વેગથી ધ્રૂજતો ધ્રૂજતો તે બોલી ઊઠ્યો — 'મારા કરતાં વધુ શક્તિશાળી આ ઈશ્વરને જો, તે આવીને મારા પર રાજ્ય ચલાવશે.'"

બિયેટ્રીસને આ વાતની ખબર પણ ન હતી; અને તે તો થોડા વખતમાં બીજાને પરણી પણ ગઈ; અને ૨૪ વર્ષની જુવાન વયે અકાળે મરણ પામી. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે, ડેન્ટે

---

૧. એ સોસાયટીવાળાઓ બંધારણીય માર્ગોએ ધીરે ધીરે પ્રગતિ કરી, સમાજવાદ પ્રસ્થાપિત કરવાના મતના છે.

પોતાના જીવનના અંત સુધી તેના પ્રત્યે પોતાનો પ્રેમ કાયમ રાખી શક્યો. તેણે બીજી એક સ્ત્રી સાથે લગ્ન કર્યું અને તેનાથી તેને ચાર બાળકો અને ઘણા ઝઘડા પ્રાપ્ત થયા. કાળ તેનું સૌંદર્ય ભૂસી નાખી શકે, તથા તૃપ્ત થયેલી કામના કલ્પનાને બૂઠી કરી નાખે તે પહેલાં ગુજરી ગયેલી બિયેટ્રીસનો ચહેરો તે કદી ભૂલી શક્યો નહીં.

પછી તે રાજકારણમાં પડ્યો, પણ હાર્યો અને દેશનિકાલ થયો. તેની બધી મિલકત જપ્ત કરી લેવામાં આવી. ૧૫ વર્ષની ગરીબાઈ અને રખડપટ્ટી બાદ તેને જણાવવામાં આવ્યું કે, તે જો રાજ્યને દંડ ભરે, તથા મુક્ત કરેલા કેદી તરીકે કરવાનો અપમાનકારક પ્રાયશ્ચિત્ત-વિધિ સ્વીકારે, તો તેને ફરી નાગરિક તરીકેના હક તથા તેની મિલકત પાછાં આપવામાં આવે. પણ એક કવિ તરીકેના અભિમાનથી તેણે તેમ કરવા ના પાડી. એ ઉપરથી, તે જ્યાં પકડાય ત્યાં તેને જીવતો સળગાવી મૂકવાની સજા ફરમાવવામાં આવી. તે પકડાયો તો નહીં, પણ આધ્યાત્મિક રીતે તો તેને જીવતો સળગાવી મૂકવામાં આવ્યો એમ જ કહેવું જોઈએ પોતાના મહાકાવ્યમાં નરકનું આટલું ઝીણવટ-ભર્યું વર્ણન તે કરી શક્યો, તેનું કારણ એ હતું કે, જીવતોજીવત તેને નરકના દરેક દુઃખનો અનુભવ આ પૃથ્વી ઉપર જ કરવો પડ્યો હતો. એક શહેરથી બીજે શહેર તે નાસભાગ કરતો રહ્યો; ન મળે કોઈ મિત્ર, અને દુશ્મનોનો પીછો તો સર્વત્ર ચાલુ જ હોય. કેટલીક વાર તે ભૂખે મરવાની અણી ઉપર આવી ગયો હતો.

આ અરસામાં ૪૫ વર્ષની ઉમરે, તેણે જે પોતાનું મહાકાવ્ય 'ડિવાઈન કૉમેડી' લખવાનું શરૂ કર્યું, તેને કારણે જ કદાચ તે ગાંડ-પણ કે આત્મહત્યામાંથી બચી ગયો. સત્યનું અનુસરણ, અનેસૌંદર્યનું સર્જન — એના જેવી, માણસના હૃદયનો કાટરડો સાફ કરનાર બીજી કોઈ વસ્તુ નથી. આ કડવી દુનિયા તરફ કાવ્ય કે કથાના વસ્તુ તરીકે જોઈએ, તો તેનો ડંખ ચાલ્યો જાય છે. ડૅન્ટેના કાવ્યનું વસ્તુ આવું છે: "જીવનની અધવચ" તે એક ગાઢ અરણ્યમાં અટવાઈ

પડયો. વર્જીલને અનુસરતો તે નરકના દરવાજે આવી પહોંચ્યો. તેના દરવાજા ઉપર લખ્યું હતું, "જેઓ અહીં દાખલ થાય, તેમણે સર્વ આશાઓ તજવી." તેણે નરકકુંડમાં બધા ફિલસૂફોને ટોળે કરેલા જોયા. એ ભયંકર વેદનાની જગાએથી વર્જીલ સાથે તે શુદ્ધીકરણની ભૂમિ "પર્ગેટરી"માં ગયો. અને ત્યાંથી બિયેટ્રીસની દોરવણી હેઠળ સ્વર્ગમાં ગયો. આપણું માનવજીવન, તે પ્રમાણે, હંમેશાં એક ભયંકર નરકરૂપ છે — સિવાય કે ડહાપણ (વર્જીલ) આપણી બધી દુષ્ટ વાસનાઓને ધોઈ કાઢે, અને પ્રેમ (બિયેટ્રીસ) આપણને શાંતિ અને સુખને માર્ગે પહોંચાડે.

**પા. ૧૦. કાર્લ માર્ક્સ:** (ઈ. સ. ૧૮૧૮-૧૮૮૩) આધુનિક શાસ્ત્રીય સમાજવાદનો પિતા. તેનો જન્મ ટ્રેવ્ઝ (રહાઈનલૅંડ-જર્મની)માં થયો હતો. તેનો બાપ મૂળે યહૂદી વકીલ હતો, અને પછીથી ખ્રિસ્તી થઈ ગયો હતો. માર્ક્સ પહેલેથી પ્રખર અભ્યાસી હતો. તેણે પ્રથમ કાયદાનો, પછી ઇતિહાસનો, અને પછી ફિલસૂફીનો અભ્યાસ કર્યો. તેવીસ વર્ષની ઉમરે તત્ત્વજ્ઞાનનો વિષય લઈ, તેણે પી એચ. ડી.ની પદવી પ્રાપ્ત કરી. તેના આગળ પડતા વિચારોને કારણે બૉન યુનિવર્સિટીએ તેને પોતાને ત્યાં નોકરીમાં રાખવા ના પાડી પછી તેણે વર્તમાનપત્રોમાં લેખો લખવાનું શરૂ કર્યું. જૂના જમાનાના જરીપુરાણા ખ્યાલો ઉપર હલ્લો કરી, જર્મનીમાં આધ્યાત્મિક સ્વતંત્રતાની સ્થાપના અર્થે (તેના અર્થ પ્રમાણે. ધર્મની બાબતમાં અનિયંત્રિતતા, અને રાજકારણી બાબતોમાં ઉદારમતવાદીપણું) તેણે જેહાદ શરૂ કરી. ઈ. સ ૧૮૪૨માં ૨૪ વર્ષની વયે રહાઈન પ્રાંતોના એક ઉદારમતવાદી પત્રના તંત્રી તરીકે તે ચૂંટાયો. પણ તંત્રીપણું હાથમાં આવતાં, તે વખતે પ્રાંતિક ધારાસભામાં અમુક આર્થિક બાબતો વિષે ચાલતી ચર્ચા વિષે તેને લખવાનું આવ્યું. તેને કારણે તેણે અર્થશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. પોતે જે બાબતમાં પડે, તેનો પૂરેપૂરો તલસ્પર્શી અભ્યાસ કર્યા વિના તેને ચેન પડે જ નહિ; એટલે તેણે વર્તમાનપત્રના કામમાંથી છૂટી મેળવી. ઈ. સ.

૧૮૪૩ અને ૧૮૪૪ના બે વર્ષના પોતાના ગાઢ અભ્યાસ બાદ, ૨૫-૨૬ વર્ષની ઉમરે તે કટ્ટર સમાજવાદી થઈને બહાર પડયો.

ઈ. સ. ૧૮૪૩ના ઉનાળામાં તે એક ઊંચો સરકારી હોદ્દો ભોગવતા અમલદારની પુત્રી વેરે પરણ્યો. માર્કસના કસોટીભર્યા અસ્થિર દીર્ઘ જીવન દરમ્યાન તે તેના સૌથી વધુ વફાદાર સાથી તરીકે તેને વળગી રહી, અને માર્કસના મૃત્યુ પહેલાં પંદર માસે મરી ગઈ

ઈ. સ. ૧૮૪૩ના ઑક્ટોબરમાં પોતાની નવોઢા પત્નીને લઈ, માર્કસ પારીસ ગયો. ત્યાં તેને ફ્રાંકો-જર્મન-ઇયરબુકનું તંત્રીપદ સંભાળવાનું હતું. તે કામને અંગે, તેમાં પ્રગટ થયેલા એક લેખ દ્વારા માર્કસને ફ્રેડરીક એંજલ્સ ( ૧૮૨૦-૧૮૯૫ ) સાથે મિત્રતા થઈ. તે લેખમાં એંજલ્સે પ્રચલિત આર્થિક વ્યવસ્થાનો ન્યાયની દૃષ્ટિએ વિરોધ કર્યો હતો. આ બે જણની કાયમી મિત્રતાની શરૂઆત આ રીતે થઈ. અહીં જ નોંધતા જઇએ કે, ખરા કટોકટીના સમયો દરમ્યાન એંજલ્સની આર્થિક મદદ માર્કસને ન મળ્યા કરી હોત, તો માર્કસ પોતાનું અભ્યાસી જીવન ચાલુ રાખી શકયો નહોત; તથા તેના અવ્યવહારુ, અસહાય, અને તેમ છતાં ઉદ્દામ અણનમ સ્વભાવને લીધે તે દેશવટામાં જ નાશ પામ્યો હોત.

પરંતુ એ ઇયર-બુકનું કામ પણ લાંબું ન ચાલ્યું. પછીનો ઘણો સમય માર્કસે ઈંગ્લંડ તથા ફ્રાંસનું અર્થતંત્ર, સમાજવાદ, અને ઇતિહાસના અભ્યાસમાં ગાળ્યો. ઈ. સ. ૧૮૪૫માં પ્રશિયન સરકારની ભંભેરણીથી તેને પારીસમાંથી હાંકી કાઢવામાં આવ્યો, અને તે બ્રસેલ્સમાં આવીને રહ્યો. ત્યાં તેણે પોતાનો સમય, એંજલ્સે પૂરાં પાડેલાં અર્થશાસ્ત્ર ઉપરનાં પુસ્તકોના ઊંડા અભ્યાસમાં ગાળ્યો.

ઈ. સ. ૧૮૩૬થી બહારદેશ રહેતા જર્મન કામદારોએ સ્થાપેલા એક સંઘે પોતાના પારીસ અને બ્રસેલ્સના સભાસદો દ્વારા આ સમર્થ અભ્યાસીની કીર્તિ સાંભળીને તેને વિષે માહિતી મેળવવી શરૂ કરી. એ સંઘ પછીથી સામ્યવાદીઓના સંઘમાં ફેરવાઈ ગયો

અને તેણે પોતાની પ્રથમ મહાસભા ૧૮૪૭ના ઉનાળામાં લંડન મુકામે ભરી. તેમાં એંજલ્સ હાજર રહ્યો હતો. ૧૮૪૭ના ડિસેંબરની બીજી બેઠકમાં માર્ક્સ પણ આવ્યો. તેને તથા એંજલ્સને એક નવો કાર્યક્રમ ઘડવાનું કામ સોંપવામાં આવ્યું. તેમણે ઘડેલો કાર્યક્રમ "સામ્યવાદીઓનું જાહેરનામું" ("કૉમ્યુનિસ્ટ મૅનિફેસ્ટો") એ નામે પ્રસિદ્ધ છે.

તે જાહેરનામાના પાયામાં રહેલો મૂળભૂત સિદ્ધાંત આ પ્રમાણે છે: દરેક ઐતિહાસિક યુગમાં માલની ઉત્પત્તિ અને વિનિમયની પ્રચલિત પદ્ધતિ તથા તેને આધારે ઊભી થયેલી સામાજિક વ્યવસ્થાના પાયા ઉપર જ તે યુગનો રાજકીય કે આધ્યાત્મિક ઇતિહાસ રચાય છે, અથવા તેના વડે જ સમજી શકાય છે. તેથી કરીને માનવજાતિનો સમસ્ત ઇતિહાસ (જ્યારથી જમીનની સહિયારી માલકી ભોગવતો પ્રાચીન સમાજ નાશ પામ્યો ત્યારથી) બે વર્ગો વચ્ચેના ઝઘડાઓનો જ ઇતિહાસ છે. એક બાજુ શોષક વર્ગ છે, અને બીજી બાજુ શોષિત વર્ગ છે; એક બાજુ શાસક વર્ગ છે, અને બીજી બાજુ શાસિત વર્ગ છે. આ વર્ગવિગ્રહોનો ઇતિહાસ, વિકાસની એક આગળ વધતી જતી ક્રમિક માળા જેવો છે; તેમાં અત્યારે એવી ભૂમિકા આવેલી છે, કે જ્યારે શોષિત તથા શાસિત વર્ગ, શોષક તથા શાસક વર્ગના હાથમાંથી પોતાની મુક્તિ, સાથે સાથે હંમેશને માટે આખા સમાજને તમામ પ્રકારના શોષણ, જુલમ, વર્ગભેદ અને વર્ગવિગ્રહમાંથી છોડવીને જ સાધી શકે.

જાહેરનામામાં મૂડીદાર વર્ગની ઉત્પત્તિ તથા ઇતિહાસનું વિગતવાર નિરૂપણ કરવામાં આવ્યું છે. સાથે સાથે માલ પેદા કરવા માટે જોઈતાં સાધનો ઉપર કાંઈ પણ માલકી વિનાના, તથા મૂડીદાર વર્ગે આપેલી રોજી ઉપર જ જીવનાર મજૂરવર્ગની ઉત્પત્તિ તથા સ્થિતિનો કરુણ ઇતિહાસ આપવામાં આવ્યો છે. મૂડીદાર તથા મજૂરવર્ગનાં હિતો આ યંત્રોદ્યોગી અર્થવ્યવસ્થા હેઠળ કેવાં એકબીજાથી છેક જ વિરોધી બનતાં જાય છે તે બતાવી, તેમાં જણાવવામાં આવ્યું છે કે, છેવટે મજૂરવર્ગ સંગઠિત થતો થતો બધી રાજ્યસત્તા

અને અર્થોત્પાદનનાં સાધનોની બધી માલકી પોતાના હાથમાં લઈ લેશે, ત્યારે જ તેના દુઃખનો અંત આવવાનો છે.

આ પ્રમાણે આખી વસ્તુસ્થિતિ અને તેના ઇતિહાસનું નિરૂપણ કરી, તે પ્રમાણે તાત્કાલિક અમલમાં મૂકવાનો કાર્યક્રમ પણ તે જાહેરનામામાં રજૂ કરવામાં આવ્યો છે. તેને અંતે કેવું ભવિષ્ય આવશે, કેવી સમાજવ્યવસ્થા સ્થપાશે, તેની રૂપરેખા પણ તે જાહેરનામામાં છે.

"આમ જ્યારે વર્ગો વચ્ચેના ભેદો ટળી જશે, અને ધનની ઉત્પત્તિ સંપૂર્ણપણે પ્રજાને હસ્તક આવી જશે, ત્યારે રાજ્યસત્તામાંથી રાજકીયપણું નીકળી જશે. કારણ કે, રાજ્યસત્તા એ તો, વસ્તુતાએ, એક વર્ગે બીજા વર્ગ ઉપર બળજબરી કરવા સંગઠિત કરેલી સત્તાનું જ નામ છે. એક વાર તે રાજ્યસત્તા હાથમાં લઈ, મૂડીહીન વર્ગ જૂના મૂડીતંત્રનો બળજબરીથી નાશ કરી નાખશે, એટલે પછી, તે તંત્રની સાથે સાથે જ, વર્ગો વચ્ચેના વિરોધોનો પણ નાશ થઈ જશે, અને તેની એક વર્ગ તરીકેની સત્તા પણ આપોઆપ લય પામતી જશે. અને અંતે એક એવો સમાજ ઊભો થશે કે જેમાં વ્યક્તિનો વિકાસ, સમષ્ટિના વિકાસની આવશ્યક શરતરૂપ બની ગયો હશે."

આ જાહેરનામાની પ્રસિદ્ધિ બાદ, ટૂંક સમયમાં યુરોપમાં ઠેર ઠેર બળવા ફાટી નીકળ્યા. મુક્તિનો દિવસ પાસે હોવાની આશા જાણે સફળ થવાની હોય તેમ લાગવા માંડ્યું. પરંતુ ટૂંક સમયમાં જ બધે એ બળવા કચરી નાખવામાં આવ્યા, અને વચગાળામાં તો જાણે પેલા જાહેરનામાની અસર કાયમને માટે ભૂંસાઈ ગઈ હોય એમ જ લાગ્યું. એંજલ્સે જોયું કે, આ રીતે છૂટાછવાયા બળવા કર્યે કશો અર્થ સરે તેમ નથી. તેથી તેણે ચૂંટણીમાં ભાગ લઈ, મજૂરવર્ગે બંધારણીય રીતે પોતપોતાના રાજ્યતંત્રમાં સત્તા ઉપર આવવાની વાત ઉપર ભાર મૂક્યો.

આ બધા બળવાઓ અને તેમને અંતે સાંપડેલી નિરાશાઓએ માર્ક્સના જીવનક્રમ ઉપર ભારે અસર કરી. બેલ્જિયમ, પારીસ વગેરે ઠેકાણેથી દેશનિકાલ થતો થતો તે છેવટે ૧૮૪૯માં લંડન આવીને

રહ્યો. ત્યાં શરૂઆતના થોડા મહિના તેણે તે બધા બળવાઓ વિષે પુસ્તક લખવામાં ગાળ્યા. પરંતુ પછી તેણે ભારે શ્રમ અને અભ્યાસપૂર્વક પોતાનું મહાન પુસ્તક 'કેપીટલ' લખવાનું શરૂ કર્યું.

તે અભ્યાસનાં વર્ષો દરમ્યાન જ, ઈ. સ. ૧૮૬૩ અને '૬૪માં, જુદા જુદા દેશોના કામદાર વર્ગોને સંગઠિત કરવાના શરૂ થયેલા નવા પ્રયત્નોમાં તે પાછો આગળ પડચો. તે ચળવળને પરિણામે ૧૮૬૪ના મે માસની ૨૮મી તારીખે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગોનું મંડળ સ્થપાયું. ત્રણ વર્ષ બાદ તેના પુસ્તક 'કેપીટલ'નો પ્રથમ ભાગ બહાર પડચો. તે ગ્રંથ ઉપર જ માર્ક્સની અર્થશાસ્ત્રી તરીકેની કીર્તિ નિર્ભર છે.

માર્ક્સનું પછીનું જીવન ઉપર જણાવેલા આંતરરાષ્ટ્રીય મંડળ સાથે જ તદ્રૂપ બન્યું. તેનો તે પ્રથમ પ્રમુખ હતો. રાજસત્તા બંધારણીય પગલાં દ્વારા કબજે કરી સામ્યવાદ સ્થાપવા ઇચ્છતા પક્ષનો તે આગેવાન હતો; તેની સામે ક્રાંતિના માર્ગોનો પક્ષકાર બુકેનીનનો પક્ષ હતો. માર્ક્સની રીતિ-નીતિ ઉપર જ જર્મન તેમ જ વિશ્વવ્યાપી રાજકારણી સામ્યવાદી ચળવળનો પાયો રચાયો છે. કેટલાક એમ કહે છે કે, સામ્યવાદી ચળવળને રાજકીય સ્વરૂપ આપ્યું એ માર્ક્સના તે ચળવળને મોટામાં મોટી ભેટ છે. કાર્લ માર્ક્સનો સમાજવાદ તેની પાછળ રહેલી તર્કબુદ્ધિની તેજસ્વિતા તથા જર્મનો ઉપરની તેની અસરને કારણે 'શાસ્ત્રીય સમાજવાદ' ગણાય છે.

માર્ક્સ ઈ. સ. ૧૮૮૩ના માર્ચની તા. ૧૭મીને શનિવારે લંડનમાં મરણ પામ્યો.

**પા. ૧૫: ફ્રા ઍંજેલિકો:** (ઈ. સ. ૧૩૮૧–૧૪૫૫). ઇટલીનો ધાર્મિક વિષયોનો વિખ્યાત ચિત્રકાર. તેનાં મોટા ભાગનાં ચિત્રો 'ફ્રેસ્કો'* છે. અને તેના ઉત્તમ નમૂનાઓ ફ્લોરેન્સમાં છે. તે બહુ પવિત્ર અને સંયમી જીવન ગાળતો, તેને પ્રતિષ્ઠા કે પદવીની

* ભીંતના પ્લાસ્ટરમાં જ રંગ પૂરી ચીતરેલું ચિત્ર.

દરકાર ન હતી, તથા તે ગરીબોનો મિત્ર હતો. કોઈએ તેને ગુસ્સે થયેલો કદી જોયો નથી. તે માત્ર ધાર્મિક વિષયોનાં જ ચિત્ર ચીતરતો, અને તેમાં સતત લવલીન રહેતો. પોતે ચીતરેલા ચિત્ર ઉપર તે સુધારો-વધારો કરવા ફરી પીંછી નહોતો ફેરવતો. તેને એવી શ્રદ્ધા હતી કે, એ વસ્તુ જેવી ચીતરાવી જોઈએ એવી જ પ્રભુએ ચીતરાવી હશે તે કહેતો કે, જેણે ક્રાઇસ્ટના જીવનનું ચિત્રણ કરવું હોય, તેણે ક્રાઇસ્ટમાં તદાકાર થવું જોઈએ. એમ કહેવાય છે કે, ખરા દિલથી પ્રાર્થના કર્યા વિના તે પીંછી હાથમાં ઝાલતો નહીં, તથા જ્યારે ઈશુના ક્રુસારોહણને ચીતરતો ત્યારે તેની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં.

**પા. ૧૫: કાર્લાઈલ** (ઈ. સ. ૧૭૯૫–૧૮૮૧) અંગ્રેજ નિબંધલેખક, ઇતિહાસકાર અને ફિલસૂફ. તેનો જન્મ સ્કૉટલૅન્ડના એક ગામડામાં થયો હતો. તેનો બાપ સામાન્ય ખેડૂત હતો. શરૂઆતમાં ગામઠી નિશાળે ભણી, ઈ. સ. ૧૮૦૯માં કાર્લાઈલ એડિનબરોમાં જઈ યુનિવર્સિટીમાં દાખલ થયો. ઈ. સ. ૧૮૪૧માં તેણે શિક્ષકના ધંધાથી શરૂઆત કરી. પણ તે કામ તેને માફક ન આવ્યું. સ્વભાવથી તે બહુ જલદ તથા સ્વતંત્રમિજાજી હતો. તેણે જર્મન સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. તે એક બે વિદ્યાર્થીનું ટ્યૂશન રાખતો, અને બાકીનો સમય અભ્યાસમાં ગાળતો. જર્મન વિચારસાહિત્યની તેના ઉપર ઊંડી અસર પડી, અને જર્મન વિચારનિધિનું પોતાના દેશમાં નિરૂપણ કરવાની તેને ભારે ઉત્કંઠા હતી. કાર્લાઈલને લાગતું કે પોતાને માનવજાતને કોઈ ખાસ સંદેશ આપવાનો છે; અને તેથી સાહિત્યપ્રવૃતિને આજીવિકાનું સાધન બનાવવામાં તે હીણપત માનતો. ઈ. સ. ૧૮૩૭માં તેનું સુપ્રસિદ્ધ પુસ્તક 'ફ્રેંચ રેવોલ્યૂશન' પ્રસિદ્ધ થયું, ત્યાં સુધી તેને પોતાનાથી સારી સ્થિતિમાં ઊછરેલી, પરંતુ પ્રેમી પત્ની સાથે, ભારે મુશ્કેલીમાં વખત કાઢવો પડ્યો. ત્યાર બાદ તેની કીર્તિ જામી, અને તેની મુશ્કેલીઓ કાંઈક અંશે દૂર થઈ.

તેના જીવનકાળ દરમ્યાન તેના દેશની સમાજસુધારણામાં તેનો ફાળો ઘણો મોટો છે. ૧૯મી સદીને બે સરખા ભાગમાં વહેંચી શકાય છે. પહેલાં પચાસ વર્ષ સામાજિક દૃષ્ટિએ જોઈએ તો ખંડનાત્મક-નિષેધાત્મક હતાં: વ્યક્તિને મુક્ત કરવી એ તેનો મુદ્રાલેખ હતો; પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ, વેપારસ્વાતંત્ર્ય, હરીફાઈ, અને વ્યક્તિવાદ, એ તેનાં મુખ્ય ફળ છે. પછીનાં પચાસ વર્ષ સામાજિક દૃષ્ટિએ વિધાનાત્મક-રચનાત્મક હતાં. વ્યક્તિવાદની પરિપૂર્તિરૂપે સામાજિક સંગઠિતતા ઉપર તે દરમ્યાન ભાર મુકાયો હતો: સંગઠન, સહકાર, ઇજારો, કેંદ્રિતતા, અને સમાજવાદ એ તેનાં મુખ્ય ફળ છે. કાર્લાઈલ પ્રથમ વિભાગનો છે, પરંતુ તેનામાં બીજા વિભાગની પણ ઓછી અસર નથી. તે પોતે વ્યક્તિવાદી હતો, પણ તેનાં લખાણો અવ્યાકૃત અવસ્થાના સમાજવાદથી ભરપૂર છે. કાંઈ પણ અનિષ્ટ કે અનાચારની ટીકા કરવામાં તે જૉન ધી બૅપ્ટિસ્ટ જેવો હતો. જગતમાં ઈશ્વરને પાછો લાવવાની જરૂર કેટલી બધી છે, તે શોધીને પોતાના જમાનાને તે જાહેર કરવું, એ તેનું જીવનકાર્ય હતું. અને એ આખા સૈકામાં તે કામ તેના જેવું બીજા કોઈએ પાર પાડયું નથી. "આપણે ઈશ્વરને ભૂલી ગયા છીએ" એ જ કાર્લાઈલના પોકારનું આદિ તેમ જ અંત-વાકય હતું. પોતાના જમાનાના બધા દંભોનો પાર તેની તીક્ષ્ણ દૃષ્ટિ પામી ગઈ હતી. અને તેણે જરા પણ રહેમદિલી બતાવ્યા વિના તેમને ઉઘાડા પાડયા છે. માંચેસ્ટરના નવા ઔદ્યોગિક અર્થશાસ્ત્રની તુચ્છતા, સ્વાર્થપરાયણતા, અને શૂન્યતા તેણે બતાવી આપી. જે જે વાદળોએ ઈશ્વરને જગતથી ઢાંકી દીધો હતો, તે બધાંના તેણે ગોટેગોટ ઉરાડી દીધા. સૌથી વધારે તો, તેણે **માણસમાં** ઈશ્વર નીરખ્યો. "તું પણ માણસ છે!", "ઈશ્વરનો પ્રાણ તારામાં રહેલો છે, આ જગતમાં તું તારા સ્વભાવનો સર્વાંગીણ વિકાસ કરવા અર્થે આવેલો છે, તારું શરીર તો દેવમંદિર છે," એ તેના મંતવ્યનું ધ્રુવપદ છે.

**પા. ૨૧: રાષ્ટ્રસંઘ :** ગત યુરોપીય મહાયુદ્ધ બાદ, વર્સાઈની સંધિની શરતો અનુસાર, ૧૯૨૦માં સ્થપાયેલું, જુદાં જુદાં રાષ્ટ્રોનું મંડળ. તેનું મુખ્ય મથક સ્વિટ્ઝર્લૅંડના જિનીવામાં હતું. પ્રમુખ વિલ્સને રજૂ કરેલા ૧૪ મુદ્દાઓમાં આ સંઘ સ્થાપવાનો મુદ્દો ૧૪મો હતો. પરંતુ અમેરિકાની કૉંગ્રેસે વર્સાઈની સંધિ નામંજૂર રાખી, અને ૧૯૨૦માં સંઘમાં જોડાવાની પણ ના પાડી. કરાર અનુસાર આ સંઘમાં જોડાનારી પ્રજાઓ એકબીજાની સ્વતંત્રતાને તથા એકબીજાના મુલકની અખંડિતતાને માન આપવા તથા તેના ઉપર હુમલો થાય તો રક્ષણ આપવા બંધાય છે. વળી કોઈ પણ ઝઘડાને રાષ્ટ્રસંઘ આગળ કે પંચ સમક્ષ રજૂ કરવામાં ન આવે, ત્યાં સુધી લડાઈ જાહેર ન કરવા બંધાય છે. જો રાષ્ટ્રસંઘ કે પંચ ૬ મહિનામાં એકમતીએ ચુકાદો ન આપે, તો પછી બીજા ત્રણ મહિના જવા દીધા બાદ, પક્ષો યુદ્ધ જાહેર કરી શકે. જે રાષ્ટ્ર કરારનો ભંગ કરી કોઈ દેશ ઉપર હુમલો કરે, તેની સામે અમુક પગલાં લેવામાં આવે.

રાષ્ટ્રસંઘની બેઠક દર વર્ષે જિનીવામાં મળે, અને દરેક રાષ્ટ્રને એક મત હોય, એમ ઠરાવવામાં આવ્યું હતું. સંઘની કારોબારી વર્ષમાં ત્રણ વાર મળે. ઇંગ્લંડ, ફ્રાંસ અને રશિયા તે કારોબારીના કાયમી સભ્યો રહે, પણ થોડા થોડા અરસા માટે ૧૨ બીજા સભ્યો ચૂંટવામાં આવે.

અમેરિકાએ આ સંઘમાં જોડાવા ન પાડવાથી શરૂઆતથી જ સંઘનું કામ સરાણે ન ચડયું. ઉપરાંત તેનું સંગઠન બહુ શિથિલ હતું, તથા તેનામાં પોતાની કશી કારોબારી શક્તિ હતી નહીં. તેમાં જોડાયેલાં રાષ્ટ્રો વ્યવહારમાં પોતાની સત્તા તથા રાષ્ટ્રીય નીતિને જતી કરવા રાજી ન હતાં. ઉપરાંત ૧૯૧૪-૧૮ના યુરોપીય યુદ્ધમાં હારેલા અને જીતેલાઓ વચ્ચેનો ભેદ પણ સંઘના કામમાં વિઘ્નકર બનતો હતો. ૧૯૨૫માં જર્મની સંઘમાં જોડાયું, ત્યારે સ્થિતિ કાંઈક સુધરતી લાગી, પણ હિટલર સત્તા ઉપર આવતાં ૧૯૩૩માં પાછું જર્મની તેમાંથી છૂટું થઈ ગયું. જર્મન દેશભક્તો સંઘને હમેશાં

મિત્રરાજ્યોનું જ તંત્ર કહીને વર્ણવતા. ૧૯૩૨ માં જાપાને મંચૂરિયા ઉપર કરેલા આક્રમણ સામે સંઘે કાંઈ પગલું ન ભર્યું. જ્યારે તેણે જાપાનને વખોડવાનો ઠરાવ કર્યો ત્યારે જાપાન તેમાંથી છૂટું પડી ગયું. ૧૯૩૪ માં સોવિયેટ રશિયા સંઘમાં જોડાયું, ત્યારે જર્મની અને જાપાનનો બદલો વળી રહે તેમ લાગ્યું, પણ ૧૯૩૫ માં ઈટલીએ એબિસીનિયા ઉપર કરેલા આક્રમણ વખતે સંઘે ભરેલાં પગલાંનું પરિણામ સંઘની હારમાં આવ્યું. ઈટલી સંઘમાંથી જુદું પડી ગયું. સંઘે ઈટલી સામે માત્ર વ્યાપાર-નિરોધક પગલાં લીધાં, પણ લશ્કરી પગલાં લેવાની તૈયારી ન બતાવી. આ ફટકો સંઘની પ્રતિષ્ઠાને કારી નીવડયો; અને જુદાં જુદાં રાષ્ટ્રો હવે જૂની રીત પ્રમાણે પોતપોતાને મનગમતાં રાષ્ટ્રો સાથે જુદાં જુદાં મંડળ બાંધવા મંડી ગયાં. જર્મનીએ ૧૯૩૮માં ઑસ્ટ્રિયા અને ઝેકોસ્લોવેકિયાને પોતાની અંદર ભેળવી દીધાં, તેનો સંઘે વિરોધ ન કર્યો, અને હવે તો તે નામનું જ અસ્તિત્વ ધરાવે છે.

**પા. ૩૪ : બર્ટ્રાન્ડ રસેલ :** ( જન્મ ઈ. સ. ૧૮૭૨). ઇંગ્લંડના વિનીત વડાપ્રધાન લૉર્ડ જૉન રસેલનો પૌત્ર; અને અર્લ રસેલ ત્રીજો. ઇંગ્લંડનો પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી, ફિલસૂફ, કેળવણીકાર, સમાજવાદી અને લગ્નસુધારક. શરૂઆતથી જ તેને ધર્માનુભવની ગૂઢતા પ્રત્યે ચીડ હતી. તે માનતો કે જગતનાં દુઃખો મોટે ભાગે આ ધાર્મિક ગૂઢવાદને આભારી છે. તે માનતો કે એ વસ્તુ વિચારને વમળમાં નાખી દઈ મૂઢ બનાવી નાખનારી છે; નીતિશાસ્ત્રનો પ્રથમ નિયમ 'સીધો વિચાર કરવો' એ હોવો જોઈએ. "આખી દુનિયા નાશ પામી જાય તે સારું, પણ હું કે બીજું કોઈ માનવ પ્રાણી કોઈ જૂઠ ઉપર શ્રદ્ધા કરે એ ખોટું — એ વિચાર-ધર્મ છે, તેની ધીગતી જ્વાળાઓમાં જગતનો ઘણો કાટરડો બળી જશે."

વિચારની સ્પષ્ટતા માટેની તેની આ ઝંખના તેને ગણિતશાસ્ત્ર તરફ ખેંચી ગઈ. એ ખાનદાન શાસ્ત્રની ગંભીર ચોકસાઈથી તે રોમાંચિત થઈ ગયો. તે કહે છે : ગણિતશાસ્ત્રને યોગ્ય રીતે નીરખીએ,

તો તેમાં સત્ય છે એટલું જ નહીં પણ સૌંદર્ય છે. જોકે, એ સૌંદર્ય શિલ્પકળાના સૌંદર્ય જેવું ઠંડું તથા કઠોર છે."

ઉપરાંત, ગણિતમાં વૈયક્તિક લાગણીવેડાને અવકાશ નથી, તથા તેનાં સત્યો પ્રત્યક્ષ છે, અને એ રીતે સનાતન તથા એકાંતિક છે. ફિલસૂફીએ પણ તે જ પ્રકારે ચોકસ કથનો કરીને ગણિતશાસ્ત્રની ચોકસતા અને સંપૂર્ણતાએ પહોંચવાનું લક્ષ રાખવું જોઈએ.

ખ્રિસ્તી ધર્મમાં રસેલને ઘણું એવું જણાયું કે જે ગણિતશાસ્ત્રની પરિભાષામાં રજૂ ન કરી શકાય. તેથી તેણે તેના નીતિસિદ્ધાંતો સિવાયના ભાગનો સદંતર ત્યાગ કર્યો. આ વિરોધોથી ભરેલા જગતમાં ઈશ્વરની કૃતિ જેવું શું છે ? આ બધાં દેવ-દેવી અને સ્વર્ગ-નરકની બાલિશ આશા–આકાંક્ષાઓમાં 'મુક્ત માણસ' કદી સંતોષ ન માની શકે. આ બધી દૈવી કહેવાતી પાશવિક શક્તિઓ કે જે માણસને હંમેશ માત કર્યા કરે છે, અને તેણે બાંધેલ દરેક ઘર કે સંસ્કૃતિને તોડી નાખે છે, તેમને આપણે પગે પડવું ? કે માણસમાં પોતામાં રહેલી સર્જક શક્તિઓ, કે જે, નિષ્ફળતાઓનો સામનો કરી, કળાકૌશલ્ય વડે — ભલે ક્ષણિક પણ ભવ્ય — સૌંદર્ય ઊભું કરે છે, તેમને નમવું ?

ત્યાર બાદ ગત યુરોપીય મહાયુદ્ધ આવ્યું. માનવજાતની એ મોટી પાગલતા જોઈ, તર્ક, ગણિત અને તાત્ત્વિક ચર્ચાઓમાં દટાઈ રહેલો રસેલ એકદમ છૂટેલી કમાનની પેઠે આગળ આવ્યો અને આ માનવસંહારની પાશવી લીલા ચલાવનાર પોતાના દેશના રાજકીય આગેવાનો ઉપર તૂટી પડયો. યુનિવર્સિટીમાંથી તેની નોકરી તો ગઈ જ, પણ તેને સમાજનિકાલ પણ કરવામાં આવ્યો અને દેશદ્રોહી જાહેર કરવામાં આવ્યો.

આ બધાં યુદ્ધોનાં કારણોની શોધમાં તે તરત પડયો. તેને સમાજવાદમાં એવું આર્થિક તેમ જ રાજકીય પૃથક્કરણ મળી આવ્યું કે જે આ રોગનું ચોક્કસ નિદાન જ નહીં, પણ તેની ચિકિત્સાય બતાવતું લાગ્યું.

બધી મિલકત અત્યાચાર અને ચોરીમાંથી જ આવેલી છે જમીનની ખાનગી માલકીથી સમાજને કોઈ જાતનો લાભ નથી. માણસોમાં જો અક્કલ હોય, તો તેઓ કાયદો કરી કાલે તે વસ્તુ રદ કરે. ખાનગી મિલકતનું રક્ષણ કરવા જ રાજ્યતંત્ર ઊભું થાય છે, અને મિલકત ભેગી કરવા માટે આદરવામાં આવતી લૂંટોને કાયદાકાનૂનથી મંજૂર રાખવામાં આવે છે. તે કાયદાઓનો અમલ પછી શસ્ત્રો તથા યુદ્ધો દ્વારા કરવામાં આવે છે. રાજ્યતંત્ર એ મહા અનિષ્ટ છે. તેની મોટા ભાગની સત્તા ધનના ઉત્પાદકો – મજૂરોની સહકારી મંડળીઓ લઈ લે, તો સારું થાય.

આ ઉપરાંત લગ્નની બાબતમાં પણ આ લેખકે કેટલાક ઉદ્દામ – ઉદ્દંડ વિચારો રજૂ કર્યા છે. સ્ત્રીપુરુષને નાનપણથી જ કામવિજ્ઞાન શીખવી દેવું જોઈએ, તેમને નગ્નાવસ્થામાં એકબીજાના સંપર્કમાં વારંવાર લાવવાં જોઈએ, લગ્નગ્રંથીથી બંધાતા પહેલાં યુવાન – યુવતીએ અખતરાનાં લગ્ન કરવાં જોઈએ, ગર્ભ ન રહે ત્યાં સુધી સ્ત્રીપુરુષે કરેલા શરીરસંબંધને અંગત ક્રિયા ગણવી જોઈએ, ગર્ભાધાન થાય ત્યારે જ તે ક્રિયાને સામાજિક ગણી કાયદેસર લગ્ન માનવું જોઈએ, કોઈ પ્રકારે ગર્ભાધાન રોકી સ્ત્રીપુરુષ ભેગાં રહે તો તેને લગ્નબંધ ન ગણવું જોઈએ, ગર્ભાધાન થયા પછી કાયદેસર બનેલા લગ્નસંબંધ બાદ પણ સ્ત્રીપુરુષે લગ્નની ગાંઠને બહુ કડક રીતે ન ખેંચી બાંધવી જોઈએ, એકબીજાનો થોડોઘણો વ્યભિચારસંબંધ ચાલુ રહે તો તે સાંખી લેવો જોઈએ, જેથી બંનેને કેટલાક ઉપયોગી તથા અગત્યના માનવ સંબંધો બાંધવાની તક મળે, ઇ૦. આવા વિચારોથી ત્યાંનો સમાજ પણ અકળાયો, તો અહીંની તો વાત જ શી? તેની સ્ત્રીએ તેનાથી છૂટાછેડા કર્યા; અને સમાજમાં રસેલ અમુક પ્રકારે અછૂત જેવો પણ ગણાવા લાગ્યો. એમ આ ઉદ્દામતાનું છેવટ આવ્યું, એવું જાણવા મળે છે.

**પા. ૩૫ : ડીન ઈંજ :** (જન્મ ઈ સ. ૧૮૬૦). ઈ. સ. ૧૯૧૧ થી સેંટ પૉલના વિખ્યાત દેવળના ડીન (એક વડા

નિયામક અને અધિકારી). ઈટન અને કેંબ્રિજના અભ્યાસ દરમ્યાન તેમની કારકિર્દી બહુ જ્વલંત હતી. ૧૮૮૪ – '૮૮ સુધી તે ઈટનમાં 'આસી૦ માસ્ટર' નિમાયા હતા. ઈ. સ. ૧૮૮૯ થી ૧૯૦૪ સુધી તેમણે ઑક્સફર્ડની હર્ટફર્ડ કૉલેજમાં 'ટ્યૂટર' તરીકે તરીકે કામ કર્યું હતું. ઈ. સ. ૧૮૯૩ થી ૧૯૧૦ સુધીમાં ઑક્સફર્ડ તથા કેંબ્રિજમાં તે વારંવાર ખાસ ઉપદેશક નિમાયા હતા. ઈ. સ. ૧૯૦૭–૧૯૧૧ સુધીમાં તે કેંબ્રિજમાં ખ્રિસ્તી ધર્મગુરુના શિક્ષણના અધ્યાપક નિમાયા હતા. તેમણે 'સીઝરોના તંત્ર હેઠળનો સમાજ' (૧૮૮૬), 'ઇટન લેટિન વ્યાકરણ' (શેલીન્સની સાથે ૧૮૮૯), 'ખ્રિસ્તી ધર્માનુભવ' (૧૮૯૯), 'શ્રદ્ધા અને જ્ઞાન' (૧૯૦૪) વગેરે પુસ્તકો લખ્યાં છે. ધર્માનુભવ ઉપરનાં તેમનાં પુસ્તકો ખાસ પ્રખ્યાત છે.

**પા. ૩૫ : ઓસ્વલ્ડ સ્પેંગ્લર :** (જન્મ ૧૮૮૦). જર્મનીનો મહાન ફિલસૂફ. ૧૯૨૨માં પોતે લખેલ 'પશ્ચિમનો અધઃપાત' એ નામના પુસ્તકથી તેણે જર્મનીને તથા આખી પશ્ચિમી દુનિયાને ચમકાવી મૂકી. પોતાના તે પુસ્તકમાં સમગ્ર કાળ અને સમગ્ર પ્રદેશમાં ફેલાયેલી વિશ્વની સંસ્કૃતિઓના ઇતિહાસ ઉપરથી માનવજાતિનું વર્તમાન સમજવાનો અને ભવિષ્ય ભાખવાનો તેણે સમર્થ પ્રયત્ન કર્યો છે. એ પુસ્તક પ્રગટ થતાંવેંત જ એકલા જર્મનીમાં તેની લાખ ઉપર નકલો ખપી ગઈ. પુસ્તકનું પ્રથમ પાનું ઉઘાડતાં જ લેખકના વિચારોની સમૃદ્ધિ, માહિતીની વિશાળતા, કલ્પનાનું પ્રગલ્ભ ઉડ્ડયન, નિર્ણયની નિશ્ચયાત્મકતા, અને શૈલીનું પૌરુષ આપણું ધ્યાન ખેંચે છે, તથા આપણને ચમકાવી મૂકે છે. આખાં સૈકાંઓનાં સૈકાંઓ આપણી આંખ આગળથી પસાર થતાં જાય છે, અને પૃથ્વીના ગોળા ઉપરની વિવિધ જાતિઓ અને તેમની સંસ્કૃતિઓ હાથમાંના બોરની પેઠે આપણે તપાસતા ચાલીએ છીએ. એક બાજુ આખા જગતના જ્ઞાનમાત્રનો તલસ્પર્શી અભ્યાસ, અને બીજી બાજુ તે બધાને આવરી લેતો સહજ સમન્વય આપણને મુગ્ધ કર્યા વિના રહેતો નથી.

લેખક કહે છે, "ઇતિહાસ જો ફિલસૂફી પણ ન હોય, તો જાણવું કે, તેના લેખકે ખાલી કીડી-શ્રમ કર્યો છે. મોટા ભાગનો ઇતિહાસ ભૂલભરેલો જ હોય છે. તે સ્થળ અને સમયના, કે ધર્મ અથવા રાજકારણના સંકુચિત દૃષ્ટિબિંદુથી લખાયેલો હોય છે, અને તેથી વાચકને એવું વ્યાપક દૃષ્ટિબિંદુ નથી આપી શકતો, કે જેથી ભૂતકાળનું જ્ઞાન વર્તમાનકાળને પ્રકાશિત કરે, અને ભવિષ્યકાળને ભાખી આપે. સમયની બાબતમાં આપણે 'પ્રાચીન', 'મધ્ય-યુગીન' અને 'અર્વાચીન' એવા ગમે તેમ પાડેલા ભેદો કાલ્પનિક, ભૂલભરેલા તથા ખોટા હોય છે. જેને આપણે પ્રાચીન સંસ્કૃતિ (જેમ કે, ગ્રીસની) કહેતા હોઈએ છીએ, તે સમગ્રતાની દૃષ્ટિએ જોઈએ તો મધ્યયુગીન અથવા પડતીના સમયની હોય છે. સ્થળની બાબતમાં પણ. આપણો 'જગત'નો ઇતિહાસ મોટે ભાગે 'યુરોપ'માં જ સમાઈ જતો હોય છે. તે ઇતિહાસમાં હિંદુસ્તાન ઇંગ્લંડે જીત્યા પૂરતી, અને ચીન અફીણના વેપાર પૂરતી અગત્ય મેળવે છે. વિશાળ એશિયાખંડને 'જગત'ના પાશ્ચાત્ય ઇતિહાસકારો માત્ર એકાદું પ્રકરણ કમને આપે છે

સ્પેન્ગલરના વક્તવ્યનું કેન્દ્રબિંદુ આ છે: જગતની વિવિધ સંસ્કૃતિઓ એક વૃક્ષ કે પુષ્પ જેવી વસ્તુઓ હોય છે. તેઓ પણ ઊગે છે, મોટી થાય છે, પછી કરમાવા લાગે છે, અને અંતે ખરી પડે છે. તેમના વિકાસને તથા તેમના આયુષ્યને કુદરતી મર્યાદા હોય છે, જે દરમ્યાન તેમને જીવવું તથા મરવું પડે છે. તેમને પણ બાલ્ય, યૌવન, આધેડપણું અને વૃદ્ધાવસ્થા હોય છે. તેમને પણ ફૂટવાનો વસંત કાળ, ફૂલવાનો ગ્રીષ્મ કાળ, કરમાવાનો પાનખર કાળ, અને ખરી જવાનો શિશિર કાળ હોય છે. બધી સંસ્કૃતિઓમાં એ જાતના કાળો આપણે પારખી શકીએ છીએ, અને સર્વત્ર તે બધાનાં સરખાં જ લક્ષણો હોય છે.

જેમ કે, સંસ્કૃતિની વસંતઋતુ મુખ્યત્વે કૃષિ–પ્રધાન હોય; તેનો પાયો ગ્રામીણ અર્થવ્યવસ્થા હોય. [જુઓ ઇજીપ્તનો ઈ.

સ. પૂ. ૩૪૦૦-૩૦૦૦નો કાળ; ચીનમાં ઈ. સ. પૂ. ૧૭૦૦-૧૩૦૦નો કાળ; હિંદુસ્તાનમાં ઈ. સ. પૂ. ૧૩૦૦-૧૨૦૦નો કાળ; ગ્રીસ રોમમાં ઈ. સ. ૧૧૦૦-૮૦૦ નો કાળ.]. તે વિજયયાત્રાઓનો, સંસ્થાનોની વસાહતોનો, મહાકાવ્યોનો કાળ હોય છે.

ગ્રીષ્મ આવતાં શહેરના વસવાટનો કાળ આવે છે. જોકે, હજુ મોટાં નગરો નથી બન્યાં હોતાં. તેઓ અહીં તહીં જનપદ ઉપર પ્રભુત્વ ભોગવતાં હોય છે; પણ હજુ સમાજનો પાયો ખેડૂત હોય છે; અને રાજકીય તંત્ર ઠકરાતી હોય છે. [ઇજીપ્ત ઈ. સ. પૂ. ૨૯૦૦-૨૪૦૦; ચીન ઈ. સ. પૂ. ૧૩૦૦-૮૦૦; હિંદુસ્તાન ઈ. સ. પૂ. ૧૦૦૦-૮૦૦; ગ્રીસરોમ ઈ સ. પૂ. ૭૦૦-૫૦૦ ]

પાનખર ઋતુનો કાળ એ પરિપકવ અવસ્થાની પ્રથમ ઋતુ છે. અને તેના અંતભાગમાં તે કરમાવાની મોસમ બનતી જાય છે. ઠકરાતી વર્ગનું સ્થાન કેંદ્રિત રાજ્યસત્તા લે છે, નગરો ઊભાં થાય છે, વેપારકળા વધે છે, તથા જ્ઞાનને પૂજતી તર્કબુદ્ધિ વિકાસ પામે છે; ધર્મ કરતાં વિજ્ઞાન અને ફિલસૂફીની બોલબોલા વધી જાય છે, અને નાસ્તિકતા તથા ક્રાંતિનાં બીજ રોપાય છે. [ઈજીપ્ત ઈ. સ. પૂ. ૨૧૫૦-૧૮૦૦; ચીન ઈ. સ. પૂ. ૮૦૦-૫૦૦; હિંદ ઈ. સ. પૂ. ૮૦૦-૫૦૦; ગ્રીસ રોમ ઈ. સ. પૂ. ૬૫૦-૩૦૦.]

છેવટે શિશિર આવે છે. પ્રાચીન શ્રદ્ધા અને ધાર્મિકતા છિન્નભિન્ન થાય છે. પરંપરાથી આવેલી રૂઢિઓ અને નીતિના આચારો ભાગી પડે છે [ઈજીપ્ત : ઈ. સ. પૂ. ૧૬૮૦-૧૫૮૦; ચીન ઈ. સ. પૂ. ૪૮૦-૨૩૦; હિંદ ઈ. સ. પૂ. ૨૬૪-૨૨૮ ઇ૦. ]

આ બધાં લક્ષણો સ્પેન્ગલર જીવનની બધી બાબતોમાં — સાહિત્ય-સંગીત-કળા-ધર્મ-નીતિ-ગણિત એમ જુદી જુદી અનેક બાબતોમાં — તપાસે છે, અને તે તે શૈલી, પદ્ધતિ, અને આચારનું લક્ષણ પકડવા પ્રયત્ન કરે છે. દરેક દાખલામાં સંસ્કૃતિના વિનાશ-કાળના અંતભાગમાં 'સુધારો' નામે ઓળખાતી જટિલ વિકૃતિ આવતી હોય છે. સ્પેન્ગલર પોતાની આ કસોટી યુરોપની આધુનિક

સંસ્કૃતિને લગાડી જુએ છે, અને પશ્ચિમનો નજીક આવી રહેલો અધઃપાત ભાખે છે.

**પા. ૩૯ : અધોગામી વાસ્તવવાદ :** અગમ્ય કે પર આત્મા એ જ પરમાર્થ છે, બાહ્ય દેખાતું જગત વસ્તુતાએ સાચું નથી, એ જાતના અધ્યાત્મવાદનો વિરોધપક્ષ તે વાસ્તવવાદ. તે બાહ્ય જગતની સત્યતામાં માને છે. આમ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત હોવા ઉપરાંત, સાહિત્ય, કળા, નીતિ, આચાર એ બધી બાબતોમાં પણ આદર્શવાદથી વિરુદ્ધ એવો વાસ્તવવાદ હોય છે. કહેવાતી પારમાર્થિકતા તરફ લક્ષ ન રાખતાં, આપણી આસપાસ જીવન જેવું છે તેવું જ તેને સ્વીકારવું અને માણવું, એ જાતનો ભાર બધી બાબતોમાં તે મૂકે છે. એમાંથી વિકૃત થઈ, છેવટે તે વાદ ઇંદ્રિયગમ્ય, ઇંદ્રિયભોગ્ય પદાર્થો અને ઐહિક જીવનમાં જ પારમાર્થિકતા તેમ જ પુરુષાર્થ માનનારો અધોગામી વાસ્તવવાદ બની રહે છે.

**પા. ૪૧ : ડૉક્ટર જૉન્સન :** (ઈ. સ. ૧૭૦૯-૧૭૮૪). ઇંગ્લંડનો મહાન કોષકાર અને લેખક. તે એક બુકસેલરનો પુત્ર હતો, તથા પદવી લીધા વિના જ ઑક્સફર્ડ છોડી ગયો હતો. લંડનમાં લેખક તરીકે પગભર થતા પહેલાં તેને ઘણો વખત દારિદ્રય વેઠવું પડ્યું હતું. પણ અંતે, તેના ગાળામાં તે ઇંગ્લંડનો સૌથી મોટો સાક્ષર ગણાયો. તેની 'ડિક્ષનરી' ઈ. સ. ૧૭૫૫ માં પ્રસિદ્ધ થઈ હતી. ત્યાર પહેલાં તેણે બીજાં કેટલાંક પુસ્તકો (જેમ કે, 'વેનીટી ઑફ હ્યુમન વીશીઝ' ઇ૦) લખીને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી લીધી હતી. તેનું 'રાસેલાસ' ઈ. સ. ૧૭૫૯ માં પ્રગટ થયું, અને બે વર્ષ સુધી 'સ્પેક્ટેટર'ની શૈલીમાં તેણે 'ધી આઇડ્લર' નામે નિબંધસંગ્રહ પ્રસિદ્ધ કર્યો. તેનું 'કવિઓનાં જીવનચરિત્ર' પુસ્તક ૧૭૮૧ માં પ્રસિદ્ધ થયું. તેના જીવનકાળ દરમ્યાન તેને ખૂબ માન મળ્યું હતું ૧૭૬૨ થી તેને વાર્ષિક ૩૦૦ પાઉંડનું પેન્શન મળતું હતું. મરણ બાદ તેને વેસ્ટમિન્સ્ટર એબીમાં દાટવામાં આવ્યો હતો, કે જ્યાં ઇંગ્લંડના નામીચા પુરુષોને દાટવામાં આવે

છે. જેમ્સ બૉસ્વેલે તેનું જીવનચરિત્ર લખ્યું છે. એ જીવનચરિત્રનું અંગ્રેજી ભાષામાં વિશિષ્ટ સ્થાન છે. બૉસ્વેલ, જૉન્સનના ચારિત્રનો આંતરિક અભ્યાસ કરવા, સ્કૉટલૅન્ડથી ઇંગ્લંડ આવીને જૉન્સન સાથે ગાઢ સંપર્કમાં રહ્યો હતો.

**પા. ૪૧: ડીકન્સ:** (ઈ. સ. ૧૮૧૨–૧૮૭૦). ૧૯મા સૈકાનો ઇંગ્લંડનો લોકપ્રિય નવલકથાકાર. તેનો પિતા એક સામાન્ય કારકુન હતો, અને તેના આઠ પુત્રોમાં ડીકન્સ બીજો હતો. તેનો પિતા મહા મુશ્કેલીએ ગુજરાન ચલાવતો. ડીકન્સને ખાસ કેળવણી તો શાની આપવામાં આવે? પણ તેના પિતા પાસે કેટલાક સારા લેખકોનો પુસ્તકસંગ્રહ હતો, તે ડીકન્સ વાંચતો. થોડા વખતમાં કુટુંબની આર્થિક સ્થિતિ બગડતી ગઈ, અને ડીકન્સને મળતી થોડીઘણી કેળવણી પણ બંધ થઈ. કારણ, તેના પિતાને લેણદારોએ દેવાદારની જેલમાં નંખાવ્યો. ડીકન્સની મા છોકરાં ભણાવી કુટુંબનો નિર્વાહ કરવા પ્રયત્ન કરતી, અને ડીકન્સને ‘બ્લેકિંગ વેરહાઉસ’માં કામે લગાડવામાં આવ્યો. તે સમયના તેના અપમાનભર્યા જીવને કુમળા ડીકન્સના મન ઉપર ભારે અસર કરી, અને તેની નવલકથા ‘ડેવીડ કૉપરફીલ્ડ’ માં તેના આ સમયના જીવનનો અચ્છો ચિતાર તેણે આપ્યો છે. ગરીબાઈ અને મુશ્કેલીઓનાં આ વર્ષોએ તેને તેની ભવિષ્યની નવલકથાઓ માટે શેરીઓ, કેદખાનું અને ગરીબોના હીન જીવનને લગતું તમામ વસ્તુ પૂરું પાડયું. ૧૮૨૪માં તેનો બાપ દેવું ભરપાઈ કરી શકયો; ત્યાર બાદ ડીકન્સને બે વધુ વર્ષ નિશાળે જવાનું મળ્યું. ઈ. સ. ૧૮૨૭ માં તે એક સોલિસીટરની ઑફિસમાં દાખલ થયો અને ત્યાં એક વર્ષ રહ્યો.

તેની મહત્ત્વાકાંક્ષા ભારે હતી, અને તેનો ઉદ્યમ તેને અનુરૂપ હતો. તે બ્રિટિશ મ્યુઝિયમમાં કલાકો સુધી વાંચ્યા કરતો. તેની નિરીક્ષણ-શક્તિ પણ અદ્ભુત હતી. કોર્ટનાં વિવિધ પાત્રોનું તેનું રસિક નિરૂપણ એ બાબતનો સચોટ પુરાવો છે. તેના બાપની મુશ્કેલીઓ ચાલુ જ હતી, અંતે ડીકન્સ એક છાપા તરફથી પાર્લામેન્ટનો રિપોર્ટર

બન્યો. 'મન્થલી મૅગેઝીન'માં તેણે પોતાની સમકાલીન રીતભાત ઉપર 'સ્કેચ'-(રેખાચિત્રો) લખવા માંડ્યા, અને ૧૮૩૬ તે 'સ્કેચીઝ બાય બોઝ'નામથી પ્રસિદ્ધ થયા. ત્યારબાદ 'પિકવિક પેપર્સ' લખાયું. દર મહિને તેના અંક માટે લોકો ગાંડાતૂર બની રાહ જોયા કરતા. ત્યાર બાદ તેણે 'ઓલીવર ટ્વીસ્ટ' નામની નવલકથા શરૂ કરી. શરૂઆતથી જ તે અમુક પ્રયોજન લક્ષમાં રાખીને નવલકથા લખતો; અને પોતાને જે વસ્તુ ઉપર ટીકા કરવી હોય, તેનું અદ્ભુત માર્મિક ચિત્રણ કરી, તેને ખલાસ કરી દેતો. ૧૮૪૨ માં તે અમેરિકાની પ્રથમ મુસાફરીએ ગયો. તેણે તે જ વર્ષમાં 'અમેરિકન નોટ્સ' લખીને ત્યાંના લોકોની સારી પેઠે ખબર લીધી. ૧૮૪૪માં 'માર્ટીન ચુઝલવીટ' લખીને અમેરિકાની લોકશાહીની તેણે સારી પેઠે ઠેકડી ઉડાવી. તે મુખ્યત્વે પોતાના યુગનો અને પોતાના દેશનો લેખક હતો.

**પા. ૪૧ : હાર્ડી** : (૧૮૪૦-૧૯૨૮). તે શિલ્પી તરીકે તાલીમ પામ્યો હતો અને તે કામ તેણે થોડો વખત કર્યું પણ ખરું, પરંતુ ૧૮૭૧ માં પોતાની 'ડેસ્પરેટ રેમિડીઝ' નામની નવલકથાથી તે એકદમ પ્રસિદ્ધિમાં આવ્યો. ત્યાર બાદ થોડે થોડે આંતરે તેણે એક પછી એક જોરદાર નવલકથાઓ લખી. તેની નવલકથાઓ તથા તેનું નાટક 'ધી ડિનાસ્ટ', વ્યક્તિ અને સર્વશક્તિમાન તથા બેદરકાર નસીબ વચ્ચે ચાલતી અસમાન લડાઈનું નિરૂપણ કરે છે. તેની એક નવલકથા 'જૂડ ધી ઓબ્સ્ક્યોર' સામે લોકોનો પુણ્યપ્રકોપ ઊછળ્યા બાદ તેણે નવલકથાઓ લખવાનું બંધ કર્યું અને કાવ્ય લખવાનું શરૂ કર્યું. અને તેમાં પણ સારી નામના મેળવી.

**પા. ૬૯ : એસ્ડ્રસ, ઈઝરાયેલનો વારસો** : જૂના કાળથી ધાર્મિક સાહિત્ય તરીકે ચાલ્યા આવેલા, પરંતુ હિબ્રૂ ધર્મગ્રંથ તરીકે માન્ય ન રખાયેલા કેટલાક ભાગોને 'એપોક્રીફા' કહે છે. બાઈબલના જૂના કરાર તથા નવા કરાર બંનેને લગતું આવું સાહિત્ય છે. એ સાહિત્યનું ધર્મગ્રંથ જેટલું પ્રમાણ્ય કે મહાત્મ્ય નથી; પરંતુ તેમાં યહૂદી જાતિનું ધર્મજીવન અને તેમની વિચાર-

સરણિ નોંધાગેલાં મળતાં હોવાથી, તથા તેમાંના નૈતિક ઉપદેશ પણ અગત્યના હોવાથી, તે સાહિત્ય મહત્ત્વનું તો ગણાય છે જ.

કયા ભાગને એપોક્રીફા ગણવો કે ન ગણવો તે બાબત ઘણો મતભેદ છે. ટ્રેંટની કાઉંસીલે ઑગસ્ટાઈનના મત અનુસાર એસ્દ્રસ ગ્રંથ ૧ તથા ૨, અને મેનેસીસની પ્રાર્થના સિવાયના બધા ભાગોને શાસ્ત્રગ્રંથો જેટલું જ મહત્ત્વ આપ્યું; પરંતુ પ્રોટેસ્ટંટો હિબ્રૂ ધર્મગ્રંથોને જ પવિત્ર અને શાસ્ત્રગ્રંથ માને છે.

એસ્દ્રસ ગ્રંથ ૨ નો સમય ઈ. સ. ના પહેલા સૈકાના અંતિમ ભાગથી શરૂ થતો મનાય છે. તેમાં ૧૬ પ્રકરણો છે. તેમાં ૧,૨, ૧૫,૧૬ એ પ્રકરણો પ્રક્ષિપ્ત ગણાય છે. બાકીના ભાગમાં પેગંબર એઝરાએ જોયેલાં સાત દૃશ્યોની વાત છે. એઝરા પોતાના ધર્મ-બંધુઓની દુઃખી સ્થિતિ તથા પાપી કાફરોનો વિજય જોઈ શોચ કરે છે. એટલે, રોમન લોકોએ જેરુસાલેમનો નાશ કર્યો ત્યાર પછી થોડા વખત બાદ (ઈ. સ ૮૧-૯૬) તે લખાયું હોવું જોઈએ. આખા ગ્રંથમાં ભારે વિષાદનો ભાવ છવાયેલો છે. યહૂદીઓને પરમેશ્વરે સદાચારી થવાની શરતે પોતાના પ્રિય ગણી, તેમને સર્વોત્તમ પ્રદેશને ભોગવનારા બનાવવાનું વચન આપ્યું હતું. પરંતુ યહૂદીઓ વારંવાર તે કરાર તોડતા અને પરિણામે પરમેશ્વર તેમને તેમના સ્વર્ગીય મુલક (પેલેસ્ટાઈન) માંથી હાંકી કાઢી, તેમને દુઃખમાં નાખી, તેનું વેર લેતો. તેવે વખતે તેમનામાં પેગંબર ઊભા થતા, અને તેઓ લોકોને તેમનાં પાપ બતાવી, તેમનું પ્રાયશ્ચિત્ત કરાવી, તેમને પરમેશ્વર સાથેનો તેમનો કરાર યાદ કરાવતા. લોકો સદાચારી થતાં પાછો તેમને તેમનો ગયેલો મુલક પાછો મળતો, અને તેઓની સમૃદ્ધિ તેમને પાછી પ્રાપ્ત થતી. 'ઈઝરાયેલ' એટલે યહૂદી કોમ.

**પા. ૭૧ : ઈડનનું જ્ઞાનવૃક્ષ, સેતાન, આદ્ય માતાપિતા :** બાઈબલમાં સૃષ્ટિની ઉત્પત્તિની કથા છે. ઈશ્વરે પૃથ્વી સરજી ને છઠ્ઠે દિવસે તેમાં પશુપંખી વગેરે ઉત્પન્ન કર્યાં. છેવટે મનુષ્યને સરજ્યો, અને તેને સૌ ઉપર પ્રભુત્વ આપ્યું.

પ્રભુ પોતાનું સર્જન જોઈને ખુશ થયો, અને બોલ્યો, 'આ બધું ઉમદા સર્જન છે.'

આ પ્રત્યક્ષ દુનિયા ઉપરાંત પરમેશ્વરે ફિરસ્તાઓની અપ્રત્યક્ષ દુનિયા સરજી. ફિરસ્તાઓ ભલા અને સુખી હતા. પરંતુ તેઓ બધા એ સ્થિતિમાં રહ્યા નહીં. કારણ, તેમનામાં સ્વતંત્ર ઇચ્છા-શક્તિ હોવાથી, તેમાંના ઘણા પરમેશ્વરની કૃપા ખોઈ બેઠા અને દુરાચારી બની ગયા. તેઓએ ઈશ્વર સામે પણ બળવો કર્યો. લ્યુસીફર (સેતાન) તેમનો આગેવાન થયો. તેણે કહ્યું, 'આપણે એ સર્વોચ્ચ (પરમાત્મા) જેવા થઈશું, આપણે આપણું સિંહાસન તારાઓની પણ ઉપર સ્થાપીશું.' પછી સ્વર્ગમાં ભારે વિગ્રહ જાગ્યો. માઈકેલ અને બીજા ફિરસ્તાઓ ઈશ્વરને વફાદાર રહ્યા. તેમણે આ બળવાખોરો સામે યુદ્ધ આદર્યું. તેમને હરાવીને સ્વર્ગમાંથી ધકેલી મૂકવામાં આવ્યા. જેઓ વફાદાર રહ્યા તેમને સનાતન સુખ બક્ષવામાં આવ્યું, અને તેઓ સ્વર્ગમાં ઈશ્વરનું મુખારવિંદ કાયમ જોઈ શકે છે.

જ્યારે ઈશ્વર માણસને સરજતો હતો ત્યારે તેણે કહ્યું, 'હું માણસને મારી પ્રતિકૃતિરૂપ સરજીશ, અને તેને આખી પૃથ્વીમાં સૌ પ્રાણીઓ ઉપર પ્રભુત્વ આપીશ.' પછી તેણે માટીમાંથી માણસ ઘડચો અને તેના નસકોરામાં શ્વાસ પૂર્યો. ઈશ્વરે મનુષ્યના હૃદયમાં પવિત્ર આત્મભાવ પૂર્યો, જેથી તે સહજ રીતે ઈશ્વરમય રહે. પછી ઈશ્વરે માણસ માટે ખાસ એવો એક સ્વર્ગીય બગીચો સરજ્યો. તેમાં બધી જાતનાં સુંદર વૃક્ષો હતાં અને તેમને સ્વાદુ ફળો બેઠેલાં હતાં. તે બગીચાની મધ્યમાં જીવનવૃક્ષ હતું તથા સારા ખોટાના વિવેકજ્ઞાનનું વૃક્ષ હતું.

ઈશ્વરે માણસને આ બગીચામાં મૂકચો અને કહ્યું, 'આ બગીચામાંથી દરેક ઝાડનું ફળ ખાજે, પણ આ સારા–ખોટાના વિવેકજ્ઞાનના વૃક્ષનું ફળ ન ખાઈશ. જે દિવસે તું તેને ખાઈશ, તે દિવસે તને મૃત્યુ વળગશે.'

પછી ઈશ્વરે આદમના સહચારી તરીકે તેની પાંસળીમાંથી સ્ત્રી બનાવી આપી. તેનું નામ ઈવ. તે બંને માનવમાત્રનાં આદ્ય માતપિતા.

તે બગીચાનાં બધાં પ્રાણીઓમાં સાપ બહુ લુચ્ચો હતો. તેથી આદમ અને ઈવના સુખની અદેખાઈ કરતા સેતાને તેમને લલચાવવા તેનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું.

ઈવ કુતૂહલથી પેલા મનાઈ કરેલા ઝાડ પાસે ગઈ ત્યારે તેની નજીક તેણે સાપ દીઠો. સાપે કહ્યું, 'તું આ ઝાડનું ફળ કેમ નથી ખાતી?' ઈવે કહ્યું, 'પરમેશ્વરની મનાઈ છે. તે ખાઈએ તો મરી જવાય.' સાપે કહ્યું, 'નારે, મરી શાનું જવાય? ઊલટું તમારી આંખ ખૂલી જશે, અને તમે સાચું-ખોટું જાણનાર દેવ જેવાં થશો.'

ઈવે લલચાઈને તે ફળ ખાધું અને આદમને પણ ખવરાવ્યું. એ પ્રથમ અપરાધથી તેમનું શરીર અમર હતું તે મર્ત્ય બની ગયું, તેઓની આંખો પણ ઊઘડી ગઈ, અને તેઓએ જોયું કે, પોતે નગ્ન હતાં. એટલે તરત શરમાઈ ને તેમણે લાજ ઢાંકવા પાંદડાં વીંટી લીધાં.

ઈશ્વરે પણ તે સૌને શાપ આપ્યો સાપને કહ્યું, તું પેટે ચાલનારો બનીશ. ઈવને કહ્યું, તું હવે મહાકષ્ટે પ્રસવ કરી શકીશ, અને પતિની તાબેદાર બનીશ. આદમને કહ્યું, હવે તું પરસેવો ઉતારીને મજૂરી કરીશ, ત્યારે જ તારી રોજની રોટી મેળવી શકીશ. પછી ઈશ્વરે તે બેઉને સ્વર્ગના બગીચામાંથી મર્ત્યલોકમાં હાંકી કાઢયાં.

**પા. ૭૪: લિંકન :** (૧૮૦૯-'૬૫). અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનો ૧૬મો પ્રમુખ. સામાન્ય સ્થિતિનાં માતપિતાને ઘેર ઊછરી, સાધનોની કાંઈ સગવડ વિના જ, તેણે જાતમહેનતથી જ્ઞાનપ્રાપ્તિ કરી હતી; અને પ્રથમ પોતાના સંસ્થાનની ધારાસભામાં અને પછી આખા દેશની સેનેટમાં તેણે બેઠક મેળવી હતી. ત્યાર બાદ તે આખા દેશનો પ્રમુખ પણ ચૂંટાયો હતો,

તેના વખતમાં ઉત્તરનાં સંસ્થાનો વચ્ચે અને દક્ષિણનાં સંસ્થાનો વચ્ચે ગુલામી નાબૂદ કરવા કે ન કરવા બાબત ઝઘડો પડયો હતો,

અને પરિણામે તેમની વચ્ચે આંતરવિગ્રહ જાગ્યો. લિંકન ગુલામી-વિરોધી પક્ષનો આગેવાન હતો. તે વિગ્રહ દરમ્યાન અમેરિકા બીજાં વિદેશી રાજ્યોની ખટપટનું ભોગ ન થઈ પડ્યું, તે તેનાં અનુપમ ચારિત્ર્યબળ અને કુનેહથી જ. એ યુદ્ધમાં ઉત્તરનાં ગુલામી-વિરોધી સંસ્થાનો જીત્યાં.

લિંકનને અમેરિકાનાં લોકશાહી સંયુક્ત બંધારણ પ્રત્યે બહુ મમતા હતી. અને દક્ષિણની એક સંગઠિત લઘુમતી માત્ર પોતાની સંપત્તિ અને સાધન-સામગ્રીને બળે ઉત્તરની વિશાળ બહુમતીને અવગણી, જોહુકમીથી પોતાનું ધાર્યું કરવાને કમર કસે, તે વસ્તુમાં લિંકનને જનતાના મૂળભૂત હકો ઉપર — લોકશાસન ઉપર આક્રમણ દેખાયું. અમેરિકાનું સંયુક્ત રાજ્ય એ તે સમયે દુનિયાભરમાં લોકશાસનનો પ્રથમ અખતરો હતો. આથી લિંકને એ બંધારણ ન તૂટે એ માટે તનતોડ પ્રયાસ કર્યા હતા. તેને એવો અવિચળ વિશ્વાસ હતો કે, એ બંધારણ વહેલુંમોડું આખી દુનિયાના પીડિત અને દલિત લોકોના બંધવિમોચનનો અમરપટો બનશે.

ઈ. સ. ૧૮૬૫ના એપ્રિલમાં યુદ્ધનો અંત આવ્યો, ૧૧મી એપ્રિલે તેણે પોતાનું છેલ્લું જાહેર વ્યાખ્યાન કર્યું, અને ત્યાર પછી ત્રણ રાતો બાદ તેનું ખૂન થયું.

**પાન ૭૧ : મૅગ્ના ચાર્ટા :** ઇંગ્લંડના જૉન રાજાના જુલમી અને સ્વચ્છંદી રાજ્ય સામે ઇંગ્લંડના ઉમરાવોએ બળવો કર્યો, અને પ્રજાના અમુક હકો અને અધિકારોના તેમણે તૈયાર કરેલા કરારનામા ઉપર રાજા સહી કરવા કબૂલ ન થાય, તો તેની સામે યુદ્ધ કરવાનો તથા પોતાના સર્વસ્વનું બલિદાન આપવાનો નિશ્ચય કર્યો. છેવટે રાજાએ જૂન ૧૫, ૧૨૧૫માં તે કરારનામા ઉપર સહી કરી આપી.

તેના મુખ્ય મુદ્દાઓ આ પ્રમાણે છે :

જ્યાં સુધી તેના અમીરો દેશના કાયદા અનુસાર ફેંસલો ન આપે, ત્યાં સુધી કોઈ પણ સ્વતંત્ર માણસને રાજાએ કેદ ન પૂરવો કે તેને સજા ન કરવી; રાજ્યમાં બધે એક જ પ્રકારનાં

તોલ-માપ રાખવાં; વિદેશી વેપારીઓને વેપારની છૂટ આપવી, અસામાન્ય વેરા-લાગા કાઉન્સિલની મંજૂરી વગર ન નાખવા, પરાપૂર્વથી આવેલી છૂટો ચાલુ રાખવી. આ કરારનામાને અંગ્રેજોની સ્વતંત્રતાનો પાયો ગણવામાં આવે છે, અને તેનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે, રાજાએ પણ દેશનો કાયદો પાળવો જોઈએ.

**પા. ૭૬: આમની સભા:** ઇંગ્લંડ દેશનો રાજ્યવહીવટ પાર્લમેંટ નામની સભા મારફત ચાલે છે. તે સભા પ્રજાવર્ગે અમુક પદ્ધતિએ ચૂંટેલી સભા છે તે સભાના બે વિભાગ છે: આમ લોકોના પ્રતિનિધિઓની સભા, અને ઉમરાવ લોકોના પ્રતિનિધિઓની સભા. પરંતુ રાજ્યતંત્ર ખરી રીતે તો આમની સભાની મરજી અનુસાર જ ચાલે છે, એમ કહેવું જોઈએ. કારણ, ઉમરાવોની સભા તો આમની સભાએ પસાર કરેલા ધારાઓનો અમલ બહુ તો બે વર્ષ સુધી મોકૂફ રખાવી શકે, અને તે પણ નાણાંવ્યવહારને લગતા ધારાઓ સિવાયના. આમની સભામાં જે પક્ષની બહુમતી હોય તેના નાયકને રાજા વડો પ્રધાન નીમે, અને તે પોતાના પક્ષમાંથી બીજા વજીરો ચૂંટી લે. રાજાની સત્તા તો નામની જ છે.

ઇંગ્લંડ દેશ પણ યુરોપનાં બીજાં રાજ્યોની જેમ રાજાની આપખુદ સત્તાવાળો દેશ હતો. તથા રાજા, અમીર ઉમરાવ, અને આમજનતા એવા તેના ત્રણ વર્ગ હતા. રાજાની આપખુદ સત્તા કેવી રીતે ઓછી કરતાં કરતાં અંતે નાબુદ કરવામાં આવી, અને આમજનતાની સત્તા છેવટે કેવી રીતે સર્વોપરી બની, એનો ઇતિહાસ બહુ લાંબો તથા રસિક છે. ઈ. સ. ૧૬૮૮ની ક્રાંતિ સુધીનો ઇતિહાસ એક અર્થમાં રાજા અને પ્રજા વચ્ચેના ઝઘડાઓનો ઇતિહાસ છે. ત્યાર પછીનો ઇતિહાસ મતાધિકારમાં સુધારાવધારાનો ઇતિહાસ છે તથા પક્ષતંત્રની સાથે સાથે પ્રધાનોની જવાબદારીના સિદ્ધાંતના વિકાસનો ઇતિહાસ છે. સૌથી પહેલી પાર્લામેંટની બેઠક સાઇમન દ મૉન્ટફર્ટે ઈ. સ. ૧૨૬૫માં બોલાવી હતી. રાજા હેન્રી ત્રીજાનો તે નજીકનો સગો હતો. એડવર્ડ ત્રીજાના

સમયમાં આમની સભા અને ઉમરાવોની સભા એ બે વિભાગ પડયા હતા.

**પા. ૭૧ : પ્રોટેસ્ટંટ સુધારો :** ખ્રિસ્તી ધર્મતંત્રમાં વડો ધર્મગુરુ પોપ સર્વસત્તાધીશ હતો. ધીમે ધીમે તેણે તેની ધાર્મિક સત્તાનો રાજકીય અને આર્થિક બાબતોમાં દુરુપયોગ કરવા માંડયો. આથી ખ્રિસ્તી જગતમાં તેની સામે એક પ્રકારનો ખળભળાટ અને વિરોધ પેદા થયો. માર્ટિન લ્યૂથર નામનો ફિલસૂફી અને ધર્મનો એક જર્મન વિદ્યાર્થી (ઈ. સ. ૧૪૮૩-૧૫૪૬) અભ્યાસ માટે રોમ ગયો અને ત્યાં તેને પોપનું ચરિત્ર બહુ નજીકથી જોવા મળ્યું. તેનાથી તેને ભારે અસંતોષ થયો, અને તેણે ખ્રિસ્તી ધર્મનું મૂળ રહસ્ય સમજવા માટે બાઇબલનો બારીક અભ્યાસ શરૂ કર્યો. તેને તરત માલૂમ પડયું કે, પોપ અને તેના પાદરીઓ જે બાબતોનો ઉપદેશ આપતા તેમાંથી કેટલીકને બાઇબલનો ટેકો ન હતો. એ અરસામાં પોપે પૈસા કમાવા માટે માફી-પત્રો વેચવાનો ધંધો શરૂ કર્યો હતો. અમુક પૈસા પોપને આપો તો પોપ પાપોમાંથી માફી લખી આપે ! પોપે જ્યારે જર્મનીમાં એ માફીપત્રો વેચવા પોતાના માણસ મોકલ્યા, ત્યારે લ્યૂથરે આગળ આવી લોકોને એ રીતે ભોળવાઈને પૈસા ન બગાડવાને સમજાવવા માંડયું. આમાંથી ધર્મસુધારની એક મોટી ચળવળ શરૂ થઈ લ્યૂથરને પોપે ધર્મબહાર કર્યો. લ્યૂથરને ઘણું સહન કરવું પડયું પરંતુ અંતે તેનો મત વિજયી નીવડયો, અને પ્રોટેસ્ટંટ પંથ કાયમનો બન્યો. (પ્રોટેસ્ટંટ એટલે પોપની સત્તા સામે વિરોધ ઉઠાવનાર.)

**પા. ૭૧ : અંધારયુગ :** યુરોપીય સંસ્કૃતિ અને ઇતિહાસને ઈ. સ. ૫મા થી ૧૫મા સૈકા સુધીનો ગાળો સામાન્ય રીતે મધ્યયુગ અથવા અંધારયુગ ગણાય છે. જોકે ઈ. સ. ૧૦૦૦ થી પુનરુત્થાન યુગ સુધીના ગાળાને આ નામથી વધારે ઉલ્લેખવામાં આવે છે. ઈ. સ ૧૦૦૦ના વર્ષ પહેલાંના ગાળાને મધ્યયુગનો પ્રારંભિક ભાગ ગણવામાં આવે છે, અને ત્યાર પછીના ગાળાને અંતિમ ભાગ ગણવામાં આવે ઈ. સ. ૫૦૦ માં યુરોપ ઉપર જંગલીઓનાં ટોળાં ફરી વળ્યાં. શાર્લમેન

રાજ્યાભિષેકના સમયથી (ઈ. સ. ૮૦૦) "પવિત્ર રોમન સામ્રાજ્ય" મધ્યયુગીન ખ્યાલ શરૂ થયો; રાજસત્તા ધરાવનાર સમ્રાટ અ ધર્મસત્તા ધરાવનાર પોપ એ બે જ આખી દુનિયાના ધણીર થઈ બેઠા. સમ્રાટ લૌકિક બાબતોમાં સર્વસત્તાધીશ બની બે અને પોપ આધ્યાત્મિક બાબતોમાં.

સામાન્ય રીતે મધ્યયુગના શરૂઆતના ભાગને, એટલે કે સ. ૪૭૫ માં રોમન સામ્રાજ્યના પતનથી માંડી, પછીના ૭૦૦ વર્ષ ગાળાને પણ અંધારયુગ નામ આપવામાં આવે છે. જુઓ આ પ પા. ૭૬ ઉપરનું ટિપ્પણ 'જ્ઞાનના પુનરુત્થાનનો યુગ.'

**પા. ૭૬ : જ્ઞાનના પુનરુત્થાનનો યુગ :** યુરોપના અર્વાચ સ્વરૂપને ઘડવાનો પ્રારંભ કરનારી અગત્યની હિલચાલના સમર આ નામ આપવામાં આવે છે. ૧૪૫૩માં કોન્સ્ટંટિનોપલ તુ લોકોએ જીત્યું, એટલે ત્યાંના ગ્રીક પંડિતો પોતાનાં પુસ્તકો ઇ ઈટલીના કિનારાઓ તરફ નાઠા. ત્યાં તેમનો સારો સત્કાર થ ત્યાંથી તેઓ આખા યુરોપમાં પસર્યા, અને લોકોને ગ્રીક ફિલસૂ અને સાહિત્ય ભણાવીને આજીવિકા ચલાવવા લાગ્યા. પરિણા અંધારયુગ દરમ્યાન લોકોની દૃષ્ટિ ઉપર વ્યાપેલાં આવરણ તૂટ લાગ્યાં, અને જ્ઞાન તથા સ્વતંત્ર વિચારના ખ્યાલો લોકોના દિલ જાગ્રત થયા. આ વસ્તુની અસર જીવનના દરેક ક્ષેત્રમાં — ધર્મ, ક સાહિત્ય, પ્રકૃતિ વિજ્ઞાન, રાજકારણ અને નીતિનિયમો ઉપર પણ થ

જુદા જુદા લેખકો જુદા જુદા દૃષ્ટિબિંદુથી તે યુગ વર્ણવે છે; "પરિસ્થિતિના નિયંત્રણમાંથી વ્યક્તિને મુ કરનાર યુગ," "સ્વભાનવાળા સ્વાતંત્ર્યની પ્રાપ્તિનો યુગ' "તે યુગ કે જેમાં માનવ જાતિના આત્માએ સ્વભાન ત આત્મનિર્ણયની શક્તિ પ્રાપ્ત કર્યાં, કળા દ્વારા બાહ્ય જગ અને શરીરની સુંદરતા ઓળખી, બુદ્ધિને વિજ્ઞાનમાં મુક્ત કર ધર્મમાં અંતરાત્માને મુક્ત કર્યો, અને રાજકીય સ્વાતંત્ર્ય સિદ્ધાંત સ્થાપિત કર્યો." કેટલાક તેને વ્યક્તિવાદના વિજયનો 

કહે છે. મધ્યયુગમાં રૂઢિ અને રાજ્યસત્તા તથા ધર્મસત્તા પ્રત્યેની તાબેદારીની ભાવનાએ સંગઠન અને કેંદ્રિતતા વધારી મૂક્યાં હતાં. આખું યુરોપ પોપ કે સમ્રાટ, અથવા પોપ અને સમ્રાટની સત્તા હેઠળ સંગઠિત થયેલા ખ્રિસ્તીસંઘની ભાવના સેવતું હતું. આ યુગ પછી બધું બદલાઈ ગયું. અને તેની અસર જીવનના દરેક ક્ષેત્રમાં પડી. લોકો અચાનક જીવનના આનંદ પ્રત્યે જાગી ઊઠયા, અને પરિણામે જે ઇહલૌકિકતાનું પૂર ઊછળ્યું, તે કોઈ કોઈ જગાએ તો ભારે વિનાશક નીવડયું.

**પા. ૮૭: એરિસ્ટોટલ:** (ઈ. સ. પૂ. ૩૮૪–૩૨૧). ગ્રીસને મહાન ફિલસૂફ. ૧૮મે વર્ષે (ઈ. સ. પૂ. ૩૬૭) તે પ્લેટોની પાસે ફિલસૂફી શીખવા એથેન્સ આવ્યો. પરંતુ તે વખતે પ્લેટો સાઇરેક્યૂઝ ગયો હતો, એટલે ઈ. સ. પૂ. ૩૬૪માં તે પાછો આવ્યો ત્યાં સુધી એરિસ્ટોટલે પોતાની મેળે અભ્યાસ કર્યો. વીસ વર્ષ સુધી તે પ્લેટોનો શિષ્ય રહ્યો. ગુરુ પોતાના શિષ્યની અનુપમ શક્તિ તરત પારખી ગયો. તે તેને પોતાની 'શાળાની મૂર્ત બુદ્ધિ' કહેતો. ઈ સ. પૂ. ૩૪૭માં પ્લેટો ગુજરી ગયો, ત્યારે તે પોતાની શાળા પોતાના ભત્રીજાને સોંપતો ગયો. એરિસ્ટોટલ આથી એથેન્સ છોડી ચાલ્યો ગયો. પછીનાં થોડાં વર્ષ તે આમ તેમ ફર્યો અને પરણ્યો.

ઈ સ. પૂ. ૩૪૨માં એરિસ્ટોટલને મેસિડોનિયાના રાજા ફિલિપે પોતાના ૧૪ વર્ષના પુત્ર એલેક્ઝાંડરને શીખવવા માટે બોલાવ્યો. તે ત્રણ વર્ષ ત્યાં રહ્યો. એલેક્ઝાંડર ગાદીએ આવતાં એરિસ્ટોટલ ઈ. સ. પૂ. ૩૩૫માં એથેન્સ આવ્યો, અને ત્યાં પોતાની શાળા કાઢી. તેમાં તેણે ૧૨ વર્ષ સુધી શીખવવાનું કામ કર્યું. ઈ. સ. પૂ. ૩૨૩માં એલેક્ઝાંડર મરણ પામતાં, તેની પછી મેસિડોનિયાનો વિરોધી પક્ષ પ્રબળ બન્યો, અને એરિસ્ટોટલને તેણે ગમે તે રીતે ગુનામાં લાવવાનો પ્રયત્ન કર્યો. પોતાની સોક્રેટીસ જેવી વલે ન થાય તે માટે ચેતીને એરિસ્ટોટલ એથેન્સ છોડી ચેલ્સીસ (Chalcis) ચાલ્યો ગયો, અને ત્યાં ઈ. સ. પૂ. ૩૨૨માં મરણ પામ્યો.

એરિસ્ટૉટલની પ્રતિભા સર્વતોમુખી હતી, અને પોતાના સમય સુધીના તમામ જ્ઞાનભંડારને વ્યવસ્થિત કરી, તેણે તેને વ્યવસ્થિત શાસ્ત્રોનું સ્વરૂપ આપ્યું, એ તેનું મુખ્ય અને મહત્ત્વનું કામ ગણાય. મધ્યયુગમાં પ્રચલિત વર્ગીકરણને અનુસરીને કહીએ તો, તેણે તર્કશાસ્ત્ર, પ્રકૃતિવિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, રાજ્યનીતિ, અને સાહિત્ય એ બધા ઉપર પુસ્તકો લખી, તે તે શાસ્ત્રોનો પાયો નાખ્યો છે.

**પા. ૯૦ : સેતાન :** જુઓ પા. ૭૧ ઉપર 'ઈડનનું જ્ઞાનવૃક્ષ'.

**પા. ૧૧૦ : વર્સાઈની સંધિ :** ૧૯૧૪–૧૮ના ગત યુરોપીય મહા યુદ્ધને અંતે એક બાજુ ઇંગ્લંડ-ફ્રાંસ વગેરે મિત્ર રાજ્યો, તથા બીજી બાજુ જર્મની અને તેના પક્ષનાં રાજ્યો વચ્ચે જે સંધિ ફ્રાંસમાં વર્સાઈ મુકામે થઈ. તે આ નામે ઓળખાય છે. એ સંધિપત્રનો શરૂઆતનો અર્ધો ભાગ રાષ્ટ્રસંઘની સ્થાપના બાબત છે. (જુઓ પા. ૨૧ ઉપરનું ટિપ્પણ.) અને બાકીના ભાગમાં, જર્મનીએ કયા કયા મુલકો ઉપરની રાજસત્તા જતી કરવાની, કયા કયા મુલકો સાથે સંબંધ નહીં બાંધવાનો, સાર્વત્રિક લશ્કરી તાલીમનો ત્યાગ કરવાનો, એક લાખ માણસનું જ લશ્કર રાખવાનું, નાનું નૌકાસૈન્ય રાખવાનું, લશ્કરી વિમાનો, સબમરીનો, મોટી તોપો અને ટૅન્કો નહીં રાખવાનાં, શસ્ત્રસરંજામનાં કારખાનાં તોડી નાખવાનાં, રહાઈનલૅંડ પ્રાંત ૧૫ વર્ષ મિત્રરાજ્યોને તાબે રાખવાનો, સાર પ્રાંત ૧૯૩૫ સુધી આંતરરાષ્ટ્રીય હકૂમત તળે રાખવાનો અને પછી લોકમત લઈને તેનું ભાવી નક્કી કરવાનું, જર્મન નદીઓ આંતરરાષ્ટ્રીય હકૂમત નીચે મૂકવાની. જર્મન સંસ્થાનો મિત્રરાજ્યોએ વહેંચી લેવાનાં, યુદ્ધની તમામ જવાબદારી જર્મની ઉપર નાખી તેની પાસેથી સૌની નુકસાની ભરપાઈ કરી લેવાની, વગેરે બાબતો આવે છે. આમાંથી નુકસાનીની રકમ ઓછી કરતાં કરતાં ૧૯૩૨માં સમૂળગી રદ કરવામાં આવી, અને રહાઈનલૅન્ડ ૧૯૩૦માં અકાળે ખાલી કરી દેવામાં આવ્યો. આ ફેરફારો વાટાઘાટોથી કરવામાં આવ્યા હતા. બાકીનું બધું હિટલરે સત્તા ઉપર આવ્યા પછી ધીમે ધીમે રદ કર્યું.

વર્સાઈની સંધિના ઉલ્લેખની સાથે અલેક્ઝાંડરનો ઉલ્લેખ છે, તે મેસિડોનિયાનો પ્રખ્યાત સિકંદર છે (ઈ. સ. પૂ. ૩૫૬-૩૨૩). તે ઈરાન, સીરિયા, ફેનિસિયા, ઈજીપ્ત વગેરે જીતતો જીતતો હિંદુસ્તાન સુધી આવી પહોંચ્યો હતો.

**પા. ૧૫૧: ઈડનનાં આદ્ય માતાપિતા:** ઈડનનું જ્ઞાનવૃક્ષ. ( જુઓ પા. ૭૧ )

**પા. ૧૫૨: દશ આજ્ઞાઓ:** મૂળમાં 'ઈશુની દશ આજ્ઞાઓ' છે, તેને બદલે 'ઈશ્વરની દશ આજ્ઞાઓ' જોઈએ. તે દશ આજ્ઞાઓ, મૂસા જ્યારે યહૂદીઓને ઈજિપ્તની ગુલામીમાંથી છોડાવીને પેલેસ્ટાઈન તરફ લાવતો હતો ત્યારે, ત્રીજે મહિને સિનાઈ પર્વત ઉપર ઈશ્વરે તેને સંભળાવી હતી: —

૧. હું તમારો ઈશ્વર છું, તમારે બીજી કોઈ મૂર્તિઓ બનાવવી નહીં કે પૂજવી નહીં. ૨ ઈશ્વરનું નામ વ્યર્થ લેવું નહિ ૩. સાબાથને દિવસે આરામ કરવો. ( અઠવાડિયાનો સાતમો દિવસ. ) ૪. માતા-પિતાને માન આપવું. ૫. હિંસા ન કરવી. ૬. વ્યભિચાર ન કરવો. ૭. ચોરી ન કરવી. ૮. પડોશી સામે ખોટી સાક્ષી ન પૂરવી. ૯. પડોશીની સ્ત્રી તરફ કુદૃષ્ટિ ન કરવી. ૧૦. પડોશીની મિલકત ઉપર બદદાનત ન કરવી. ( જૂનો કરાર, 'એક્સોડસ' ૨૦ )

ઈશુએ પણ ઉપરની દશ આજ્ઞાઓ મંજૂર રાખી હતી. તે કહેતો કે, 'હું જૂની આજ્ઞાઓનો ઉચ્છેદ કરવા નથી આવ્યો, પણ તેમનાં રહસ્યો સમજાવવા અને તેમનાં તત્ત્વોનું વિશેષ પૂર્ણતાથી પાલન કરાવવા આવ્યો છું. જ્યાં સુધી સ્વર્ગ અને પૃથ્વીનું અસ્તિત્વ છે, ત્યાં સુધી પ્રભુની આજ્ઞાઓના અમલમાંથી છૂટવું અશક્ય છે.'

**પા. ૧૫૨: ગિરિપ્રવચન:** ઈસુ ખ્રિસ્તે એક પ્રસંગે આપેલો ઉપદેશ ગિરિપ્રવચનને નામે પ્રસિદ્ધ છે; તે સેંટ મેથ્યુના ૫ મા પ્રકરણમાં આવે છે. એક પ્રસંગે લોકોને ભેગા થઈ ગયેલા જોઈ, તે પર્વત ઉપર ચઢી ગયા, અને ત્યાં બેઠા. તેવામાં તેમના શિષ્યો ત્યાં

આવ્યા. તેમને જોઈ તેમણે પોતાનું મોં ખોલી દીધું, અને પોતાના સિદ્ધાંતોનો જાણે નિચોડ હોય તેવો ઉપદેશ આપ્યો. તેમાં તેમણે, મોક્ષના અધિકારી કોણ છે, સ્વરાજ્યના અધિકારી કોણ છે, સુદૈવ શું, આભાસરૂપ સુખો, જગતના પ્રાણ કોણ, ઈશ્વરના અવિચલ નિયમો, અહિંસા, અવ્યભિચાર, વેરની સામે પ્રેમ, સમદૃષ્ટિ, અપકારનો બદલો ઉપકાર, નિર્મત્સરતા, શિષ્ય ગુરુની સમાન કેમ કરીને થાય, સ્વદોષોનો ત્યાગ, મન અને કર્મનો સંબંધ, સચ્છિષ્યનું લક્ષણ, અદંભિત્વ, પ્રાર્થના એટલે શું, પ્રાર્થના, ઉપવાસ, ઈશ્વર અને સેતાન, શ્રદ્ધાનો મહિમા, પ્રભુના ધામનો માર્ગ, વગેરે બાબતો ઉપર વિવરણ કર્યું અને તેમનું રહસ્ય સમજાવ્યું. એ ભાગ શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળા કૃત ‘ઈશુ ખ્રિસ્ત’માં સરળ ભાષામાં આપેલો છે, તે જોવા જેવો છે.

**પા. ૧૫૪: કોન્સ્ટંટાઈન**: (ઈ. સ. ૨૮૮ ?–૩૩૭). રોમનો બાદશાહ ઈ. સ ના પ્રારંભથી પ્રાચીન ગ્રીક રોમન દેવપૂજાનો ધર્મ અને નવો આવેલો ખ્રિસ્તી ધર્મ એ બંને રોમન સામ્રાજ્યમાં સામસામે આખડવા લાગ્યા આદિ ખ્રિસ્તીઓ તેમની શ્રદ્ધા, શુદ્ધ બલિદાનને જોરે માગ મુકાવતા આવતા હતા. એમની આ સહનશક્તિ અને સહન ને બલિદાનનો ઇતિહાસ રોમાંચક છે. એ ઝઘડાના ઇતિહાસનો અંત કોરટંટાઈનના સમયમાં એ આવ્યો કે, તેણે ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો. તે તેણે કઈ સાલમાં સ્વીકાર્યો એ નથી મળતું, પણ તેના જીવનના અંતભાગમાં હશે એમ ઈતિહાસ પરથી લાગે છે. આ બાદશાહ રોમની રાજગાદી કોરટંટિનોપલ નામનું નવું ગામ વસાવી ત્યાં લઈ ગયો.

**પા. ૧૫૪: મધ્યયુગ**: જુઓ આગળ પા. ૭૬ ઉપરનું ટિપ્પણ ‘અંધારયુગ’

**પા. ૧૫૪: હૉબ્સ**: (ઈ. સ. ૧૫૮૮–૧૬૭૯). અંગ્રેજ ફિલસૂફ. તે પાદરીનો પુત્ર હતો તથા ઑક્સફર્ડની કેળવણી પામ્યો હતો. ઈ. સ. ૧૬૧૦–’૩૭ દરમ્યાન ત્રણેક વખત ખાનગી શિક્ષક

તરીકે તે ફ્રાંસ ઇટલી વગેરે દેશોમાં જઈ આવ્યો હતો. તે થોડો વખત પ્રિન્સ ઑફ વેલ્સ (પછીથી રાજા ચાર્લ્સ ૨)નો ગણિત-શિક્ષક નિમાયો હતો. પછીથી પણ યુવરાજ તેના પ્રત્યે બહુ માન-ભાવ રાખતો હતો. તેનાં પુસ્તકોએ યુરોપમાં, કોઈ પણ બાબત અંધશ્રદ્ધાથી માનતા પહેલાં જાતે તપાસ કરી જોવાની અથવા કોઈ પણ બાબત વિષે પ્રશ્ન ઉઠાવવાની વૃત્તિને અસાધારણ પ્રેરણા આપી છે. તેને અંગ્રેજ રાજનીતિશાસ્ત્રનો સ્થાપક તેમ જ અંગ્રેજ માનસશાસ્ત્રનો પિતા કહેવામાં આવે છે. સાહિત્યમાં પણ એક વિશિષ્ટ શૈલીકાર તરીકે તેની નામના છે. પોતાના દેશની માતૃ-ભાષામાં ગહન વિચારો ઉતારી શકાય છે એમ તે માનતો હતો. તે કહેતો કે, ફિલસૂફીનું લક્ષ સામાજિક હોવું જોઈએ; અને ઈશ્વરને લગતી યા પારલૌકિક વસ્તુઓને લગતી બાબતોને તેમાં સ્થાન ન હોવું જોઈએ. બધા રાજ્યતંત્રનો પાયો બળ છે, અને અસરકારક નીવડવા માટે દરેક રાજ્યતંત્રે સર્વસત્તાધીશ બનવું જોઈએ, એમ તે માનતો. વળી, આધ્યાત્મિક બાબતોએ હંમેશાં લૌકિક બાબતોને માગ આપવો જોઈએ, અને લોકોએ વગર આનાકાનીએ રાજા તથા તેના પ્રધાનોએ માન્ય રાખેલા કાયદાઓ તેમ જ શ્રદ્ધાવિધિ સ્વીકારી લેવાં જોઈએ, એવું તે કહેતો.

**પા. ૧૫૪ : રૂસો :** (ઈ. સ. ૧૭૧૨-૭૮). ફ્રેંચ લેખક અને ફિલસૂફ. તે જિનીવામાં એક ઘડિયાળીને ત્યાં જન્મ્યો હતો, તથા નાનપણમાં જ અનાથ બની ગામડી નિશાળની થોડી ઘણી કેળવણી પામ્યો હતો. તેની એક પ્રેમી બાઈ મેડમ દ વોરન્સે તેને પોતાના આશરા હેઠળ લીધા બાદ અને તેને ટ્યૂરીનની પાદરીઓ તૈયાર કરતી શાળામાં દાખલ કર્યો હતો. પણ તેને પાદરી થવાનું ગમતું ન હતું, એટલે તેને કાઢી મૂકવામાં આવ્યો. પછીનાં દશ વર્ષ પણ મેડમ દ વોરન્સે જ તેને પાળ્યો પોષ્યો. ઈ. સ. ૧૭૪૦ તે ત્યાંથી છૂટો થયો અને જુદા જુદા ધંધા કરતો અંતે મેડમ દ એપીનના ઓળખાણમાં આવ્યો. તે તેની કાયમી મિત્ર નીવડી.

તેને ઘેર રહી તેણે ૧૭૫૯માં પોતાનું એક પુસ્તક પ્રગટ કર્યું. ૧૭૬૨માં પ્રસિદ્ધ થયેલા તેના બીજા ગ્રંથ 'એમિલે'માં તેણે કેળવણી વિષેનો પોતાનો નવો સિદ્ધાંત રજૂ કર્યો. પછી તેણે ધર્મ અને નીતિ તરફ પોતાનું લક્ષ દોડાવ્યું. 'સામાજિક કરાર' નામે તેના પુસ્તકે તો મોટી હાહો મચાવી મૂકી. તેમાં તેણે કેટલાક સુધારકોએ નિરૂપેલા મતનું સમર્થન કર્યું કે, શરૂઆતમાં બધાં માણસો સ્વતંત્ર હતાં, અને રાજકીય દૃષ્ટિએ સમાન તથા સારાં હતાં. સ્વાભાવિક દશામાં તેઓ તેવાં જ રહે છે. આમ કુદરતી હકથી બધાં માણસો સરખાં હોઈ, કોઈ બીજાના સમાન હક ઉપર તરાપ મારી શકે નહીં. તેથી કોઈ માણસ આજીવિકાનાં સર્વ-સાધારણ સાધનો — જેવાં કે જમીન તથા તેમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ — તેમના કોઈ પણ અંશ ઉપર બીજા બધા માણસોની સંમતિ વિના માલકી-હક કરી શકે નહીં. તે સિવાયની બધી કહેવાતી મિલકત બળજબરીથી પડાવી લીધેલી વસ્તુ કહેવાય. રાજકીય હકો પણ એવા સામાજિક કરાર ઉપર જ ઊભા થયેલા છે: બળજબરીથી જીતીને મેળવેલો કહેવાતો હક એ હક જ નથી; જે કાંઈ મિલકત બળજબરીથી પડાવવામાં આવી છે, તેને બળ-જબરીથી પાછી લઈ લેવી એમાં અધર્મ નથી. રાજા પ્રજા વચ્ચે પણ આવો સંમતિમૂલક કરાર હોવો જોઈએ, અને રાજ્યકારભાર પ્રજાની સંમતિથી ચાલવો જોઈએ

ફ્રેંચ રાજ્યક્રાંતિ જગાવવામાં રૂસોના આ પુસ્તકનો નાનોસૂનો ફાળો ન હતો ૧૭૬૩માં તે ડેવીડ હ્યૂમના નિમંત્રણથી ઇંગ્લંડ રહેવા આવ્યો હતો, પણ પછી તેની સાથે ઝઘડીને ૧૭૭૦માં ફ્રાંસ પાછો ફર્યો.

**પા. ૧૫૪: કેન્ટ:** (ઈ સ. ૧૭૨૪–૧૮૦૪). જર્મનીનો મહાન ફિલસૂફ અને તત્ત્વવિવેચક. તે કોનીગ્સબર્ગમાં જન્મ્યો હતો તથા ભણ્યો હતો ગણિત, ધર્મશાસ્ત્ર, ફિલસૂફી એ તેના ખાસ વિષયો હતા. ભણતરનાં છેલ્લાં વર્ષોમાં પિતા મરી જવાથી ખાનગી

શિક્ષક તરીકે કામ કરતાં કરતાં જીવનનિર્વાહ કરીને તેને ભણવું પડયું. ૧૭૫૫માં તે પીએચ. ડી ની પદવી લઈને બહાર પડયો. કેટલાંય વર્ષ કૉલેજમાં વ્યાખ્યાતા, મદદનીશ, ગ્રંથપાલ વગેરેનું કામ કર્યાં પછી ઈ. સ. ૧૭૭૦માં તે અધ્યાપક નિમાયો. તે ત્યાં તત્ત્વજ્ઞાન ઉપર જ નહીં, પણ પ્રકૃતિવિજ્ઞાન, ભૂગોળ, પ્રાણીશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, અને ગણિત ઉપર પણ વ્યાખ્યાનો આપતો. વ્યાખ્યાતા તરીકે તે બહુ સફળ નીવડયો હતો. તત્ત્વજ્ઞ તરીકેની તેની કીર્તિ, તેણે પછીના ભાગમાં (૧૭૮૧–૧૭૯૦) લખેલાં ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો ઉપર નિર્ભર છે ૧૭૯૭માં તબિયત બગડતાં તે રાજીનામું આપી છૂટો થયો.

પ્રત્યક્ષવાદી ફિલસૂફી સામે આદર્શવાદી ફિલસૂફી રજૂ કરીને, યુરોપીય ફિલસૂફીના આગળ વિકાસ માટે બંધ થતું જતું દ્વાર તેણે ખુલ્લું કર્યું. એ વસ્તુ તેને યુરોપના સમકાલીન ફિલસૂફોમાં મહત્ત્વનું સ્થાન અર્પે છે. આ પુસ્તકમાં તો તેના રાજકીય સિદ્ધાંતોની બાબતનો ઉલ્લેખ છે.

ફ્રેડરિક વિલિયમ રજો ગાદીએ આવ્યાને ત્રણ વર્ષ થયાં અને ફ્રાંસમાં રાજ્યક્રાંતિ થઈ. તે ક્રાંતિએ આખા યુરોપનાં રાજસિંહાસનો ડોલાવી મૂકયાં તે વખતે પ્રશિયાની યુનિવર્સીટીઓના મોટા ભાગના પ્રોફેસરો તો રાજશાહીનું જ સમર્થન કરવા મંડી ગયા હતા; પરંતુ કૅંટે ફ્રેંચ પ્રજાકીય ક્રાંતિને આનંદથી વધાવી લીધી હતી અને આંખમાં આંસુ સાથે પોતાના મિત્રને કહ્યું હતું, “હવે હું સામિયનની પેઠે પરમાત્માને કહી શકીશ કે, ‘હવે તારો દાસ શાંતિથી મરે તોપણ વાંધો નથી.’”

તેણે ૧૭૮૪માં પોતાના રાજકીય સિદ્ધાંતો નિરૂપતું એક પુસ્તક લખ્યું હતું. તેમાં તે જણાવે છે કે, વિરોધ અને વિગ્રહ એ તો જીવનની ગુપ્ત શક્તિઓને વિકસાવવાનો કુદરતનો અનોખો માર્ગ છે. વિગ્રહ પ્રગતિનો અનિવાર્ય સહચર છે. માણસ-જાત જીવતી રહે અને સડવા ન લાગે તે માટે વ્યક્તિવાદ અને

હરીફાઈ જેવા થોડા અસામાજિક ગુણોના મિશ્રણની જરૂર છે. તેવા ગુણો વિના માણસ શાંતિ–સંતોષ અને પરસ્પર પ્રેમની જિંદગી કદાચ ગાળે, પણ તેની બધી શક્તિઓ ઊંડે દટાઈ રહી સડવા લાગી જાય. માણસને તો સલાહસંપ જોઈએ છે; પણ તેને માટે શું વધારે સારું છે, તે કુદરત જાણે છે.

પરંતુ માણસો તરત જોઈ જાય છે કે, જીવનકલહને અમુક મર્યાદામાં તો લાવી જ મૂકવો જોઈએ, અને તેને નિયમો, રૂઢિઓ અને કાયદાઓ દ્વારા નિયંત્રિત કરવો જોઈએ. એ રીતે સમાજ-વ્યવસ્થા ઊભી થતી જાય છે. પરંતુ ત્યાર બાદ માણસની પેલી અસામાજિકતા, વ્યક્તિની પેઠે એક સમાજને બીજા સમાજ સાથે વિરોધમાં લાવે છે. બધા માનવસમાજો મળીને એક વ્યવસ્થિત સમાજ સ્થપાય એ માનવજાતિના ઇતિહાસનું અંતિમ પગલું છે.

કૅંટ એકહથ્થુ રાજશાહીનો વિરોધી હતો. તે કહેતો કે, બધી લડાઈઓમાં લડવું પડે છે તો આમ જનતાને, પરંતુ લૂંટનો ભાગ તો જાય છે થોડાક લોકોના ખિસ્સામાં. જેમને લડવું પડે છે, તેઓને જ જો લડાઈ કરવી કે નહીં એ નક્કી કરવાનું હોય, તો ઇતિહાસ કદી લોહીને અક્ષરે ન લખાય. ફ્રેંચ રાજ્યક્રાંતિને મળેલી તાત્કાળિક સફળતાથી તેનામાં એવી શ્રદ્ધા ઊભી થઈ હતી કે, થોડા વખતમાં યુરોપમાં બધે પ્રજાસત્તાક રાજ્યો સ્થપાઈ જશે; અને ગુલામી તથા શોષણ વિનાનાં અને શાંતિ જાળવવાની દૃઢ પ્રતિજ્ઞાવાળાં પ્રજાસત્તાક તંત્રોના પાયા ઉપર આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા સ્થપાશે.

**પા. ૧૫૪: હેગલ:** (ઈ. સ. ૧૭૭૦–૧૮૩૧). તે જમાનાના ચાર મહાન જર્મન આદર્શવાદી ફિલસૂફોમાંનો છેલ્લો. (બાકીના ત્રણ તે કૅંટ, ફીશ, શેલિંગ.) તે ટુબીંગન યુનિવર્સિટીમાં ભણ્યો હતો. ૧૭૯૩ માં તેણે ટુબીંગન છોડયું ત્યાર બાદ તે શિક્ષક તરીકે આજીવિકા ચલાવતો હતો. ૧૮૦૧ માં તેણે ફીશ અને શેલિંગની ફિલસૂફીઓ ઉપર તુલનાત્મક અને વિવેચનાત્મક નિબંધ લખ્યો. તે જ વર્ષે તે જેના યુનિવર્સિટીમાં અધ્યાપક નિમાયો. પરંતુ આ

ગાળામાં નેપોલિયન પ્રશિયા તરફ ધસતો આવતો હતો અને ૧૮૦૬ના જેનાના યુદ્ધને પરિણામે યુનિવર્સિટી તે વખત પૂરતી તો વિખેરી દેવામાં આવી આ સમય દરમ્યાન હેગલ એક વર્તમાનપત્રનો તંત્રી બન્યો. પરંતુ ટૂંક સમયમાં તે નુરેનબર્ગમાં શિક્ષક બન્યો. ત્યાંના વસવાટનાં ૯ વર્ષ દરમ્યાન તેના મુખ્ય ગ્રંથો પ્રગટ થયા. ૧૮૧૬માં તે હીડલબર્ગમાં અધ્યાપક નિમાયો. ત્યાં તેણે પોતાનો મહાન ગ્રંથ 'એનસાઇકલોપીડિયા ઑફ ધી ફિલોસોફીકલ સાયન્સીસ' લખ્યો. બે વર્ષ બાદ તે બર્લિનની નવી યુનિવર્સિટીમાં અધ્યાપક નિમાયો. અને ૧૩ વર્ષ બાદ તે મૃત્યુ પામ્યો ત્યાં સુધી તે જ પદે રહ્યો. જર્મનીની સમકાલીન ફિલસૂફીનું તે પ્રેરક બળ ગણાતો.

તેના તત્ત્વવાદ વિષે અહીં આપણે ખાસ લેવાદેવા નથી આપણો ઉલ્લેખ તેના સામાજિક–રાજકીય સિદ્ધાંતોને લગતો છે. તેના જીવનનાં શરૂઆતનાં વર્ષોથી જ તેણે સામાજિક પ્રશ્નો તરફ પોતાનું લક્ષ દોડાવ્યું હતું. અને ૧૭૯૭માં સ્ટુઆર્ટના અર્થશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર ટીકા લખી હતી. ત્યાર બાદ તેણે વર્ટેમ્બર્ગ અને જર્મનીનાં રાજ્યબંધારણો ઉપર નાનાં પુસ્તકો લખ્યાં હતાં, તેમાં તેમની ટીકા કરી હતી, અને નેપોલિયનની પ્રતિભાનાં વખાણ કર્યાં હતાં. ફ્રેંચ રાજ્યક્રાંતિના દિવસોમાં તે જીવતો હોવાથી, સ્થિર નિશ્ચલ સત્યનો ખ્યાલ છોડી, ઈશ્વર સુધ્ધાં દરેક વસ્તુને સનાતન પ્રક્રિયા રૂપ માની, સમાજને તે વ્યક્તિ-કુટુંબ-શહેર-રાષ્ટ્ર-વિશ્વ એમ ઊંચા ઊંચા એકમો દ્વારા વિકાસ પામતો કલ્પે છે. એ દરેક એકમ નીચલાને નષ્ટ નથી કરતો, પણ તેના સ્વત્વને પરિપૂર્ણ કરવા દ્વારા આગળ ચાલે છે.

**પા. ૧૫૪ : ટ્રીટ્સ્કે :** (ઈ. સ. ૧૮૩૪–૯૬). જર્મન ઇતિહાસકાર. તેણે ૧૯મા સૈકાના જર્મનીનો ઇતિહાસ લખ્યો છે. જુવાનીમાં તે પ્રગતિવાદી પક્ષમાં જોડાયો હતો, પણ તે જેમ જેમ આધેડ થતો ગયો, તેમ તેમ તેના રાજકીય વિચારો બદલાઈને સ્થિતિચુસ્ત

થતા ગયા. તે ઘણાં વર્ષ દરમ્યાન 'રાઇશ્ટેગ' (જર્મન પાર્લમેંટ) નો સભ્ય રહ્યો હતો. પછીના ભાગમાં તે બૃહદ્-જર્મનીનો પક્ષકાર બન્યો હતો અને કટ્ટર રાષ્ટ્રવાદી બની ગયો હતો તેનાં લખાણો એકત્રિત રૂપે ૧૯૦૭માં લીપઝીગ મુકામે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

**પા. ૧૫૪: રૉબર્ટ ઓવન :** ઇંગ્લંડનો અનોખો સામ્યવાદી. તે ઉત્તર વેલ્સમાં ૧૭૭૧માં જન્મ્યો હતો. ૧૦ વર્ષની વયે તેને એક કાપડિયાને ત્યાં નોકરીએ મૂકવામાં આવ્યો હતો, પણ ૧૯મે વર્ષે તે મેંચેસ્ટરની એક મોટી મિલનો મેનેજર બન્યો. ૧૮૦૦માં તેણે પોતાના ભાગીદારો સાથે મળીને ન્યૂ લેનાર્ક મિલ ખરીદી લીધી. તે પોતાની આત્મકથામાં તે મિલકત ખરીદતી વખતે ત્યાં પ્રવર્તતી દુર્દશાનો ચિતાર આપે છે: સ્ત્રીઓ અને બાળકોને એવી પરિસ્થિતિમાં કામ કરવું પડતું કે જેથી તેમનાં મન અને ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ જાય. આખી વસ્તીમાં વ્યસન, અજ્ઞાન, અનીતિ અને ગંદકી વ્યાપી રહ્યાં હતાં. ઓવન એમ માનતો કે, ચારિત્ર્યના ઘડતરમાં આજુબાજુની પરિસ્થિતિની અસર જ મુખ્ય હોય છે. તેથી તેણે તે સિદ્ધાંત અનુસાર કામ કરવાનું શરૂ કર્યું. દારૂની બદી ટાળવા માટે તેણે એવાં આરામગૃહો ઊભાં કર્યાં કે જ્યાં મજૂરોને આનંદ સાથે લાભ પણ પ્રાપ્ત થાય; અનીતિ દૂર કરવા વ્યાખ્યાનમાળાઓ શરૂ કરવામાં આવી; તથા કામદારોમાં સ્વમાનની ભાવના ઉત્તેજિત થાય તેવાં પગલાં લેવામાં આવ્યાં. નાનાં બાળકોને કામે લેવાનું બંધ કરવામાં આવ્યું; મજૂરોનાં ઘર સુધારવામાં આવ્યાં, ચોખ્ખો ખોરાકી માલ મૂળ કિંમતે વેચવાની ગોઠવણ કરવામાં આવી, બાળકોની શાળાઓ ઉઘાડવામાં આવી; અને વૃદ્ધાવસ્થા તથા માંદગી માટેના વીમાઓ ઉતરાવવાની વ્યવસ્થા કરવામાં આવી.

તેણે પોતાના પ્રથમ પુસ્તકમાં (ઈ. સ. ૧૮૧૩) પોતાનો સિદ્ધાંત યથાસ્થિત રજૂ કર્યો છે કે, સંજોગોની અસર ચારિત્ર્ય ઘડવામાં ઘણી છે, અને તેથી ઉત્તમ ભૌતિક, નૈતિક અને સામાજિક વાતાવરણ ઊભું કરવાની ખાસ જરૂર છે.

ઈ સ. ૧૮૧૫માં તેણે કારખાનામાં મજૂરીના કલાકો ઘટાડવાની, બાળકોને કામે ન લેવા બાબતની, અને મજૂરોની તંદુરસ્તી જળવાય અને તેમને કેળવણી મળે એવી વ્યવસ્થા થાય, તે વિષેનો કયદો પસાર કરાવવાની ઝુંબેશ ઉપાડી. તે કાયદો ૧૮૧૯માં પસાર પણ થયો.

ઈ. સ. ૧૮૧૭માં તેણે પોતાનો પ્રસિદ્ધ અહેવાલ તૈયાર કર્યો અને ગરીબો માટેના કાયદા તપાસવા બેઠેલી આમની સભાની કમિટી આગળ રજૂ કર્યો. તેમાં તેણે દર્શાવ્યું કે, દુ:ખ દૂર કરવાનો એકમાત્ર કાયમી ઉપાય હોય, તો તે યંત્રોને ગૌણ કરી, મનુષ્યો એકઠા મળી પગલાં લે એ છે. ગરીબાઈના નિવારણ માટે તેણે સહકારી સમાજોની ભલામણ કરી છે.

ઈ. સ. ૧૮૨૫માં તેણે અમેરિકામાં ૩૦,૦૦૦ એકર જમીન ખરીદી ત્યાં તેણે બધા વર્ગોના ૯૦૦ માણસો એકઠા કર્યા અને સમાનતા તથા સહિયારી મિલકતને ધોરણે એક સમાજ સ્થાપ્યો. ત્યાર બાદ ઇંગ્લંડમાં આવી તેણે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા માંડ્યો. જીવનના છેવટના વર્ષમાં (ઈ. સ. ૧૮૫૮) જગતના બધા રાજાઓને તેણે એક ખુલ્લો કાગળ લખ્યો હતો.

**પા. ૧૫૫: ઈશુભક્ત સમાજવાદીઓ:** ઈશુ ખ્રિસ્તે ઉપદેશેલા બે મુખ્ય સિદ્ધાંતો — આત્મભોગ અને માનવબંધુત્વ અનુસાર વર્તવાથી જ છેવટે માનવપ્રાણીઓ ઐહિક સુખશાંતિ અને સાચો વિકાસ પ્રાપ્ત કરી શકશે, એમ માનનારી કેટલીક વ્યક્તિઓ અને સમૂહોને આ નામ લાગુ પાડવામાં આવે છે. આ સમૂહોમાંના કેટલાક તીવ્રપણે ઈશુભક્ત તેમ જ તીવ્રપણે સમાજવાદી પણ હતા; કેટલાક તીવ્રપણે ઈશુભક્ત પણ મધ્યમપણે સમાજવાદી હતા; જ્યારે કેટલાકનો (ખાસ કરીને જર્મની અને ઑસ્ટ્રિયામાં) હેતુ મુખ્યત્વે યહૂદીવિરોધી હતો અને ઈશુભક્ત કે સમાજવાદી ઓછો હતો.

સૌથી પહેલો આ નામે ઓળખાનાર દ લમેનાઈ (De Lamennais) હતો. તે ફ્રેંચ કૅથોલિક પાદરી હતો, અને ચુસ્તપણે

ધર્મિષ્ઠ હતો. તેણે રાજાઓના વિરોધમાં ધર્મતંત્ર અને જનસમુદાય વચ્ચે મેળ સાંધવાનો પ્રયત્ન કર્યો. કારણ, રાજાઓને તે લોકો ઉપર જુલમ કરનારા માનતો હતો. ખ્રિસ્તી ધર્મતંત્ર આર્થિક તેમ જ ધાર્મિક બાબતોનું કેંદ્ર બને તેવી તેની ઇચ્છા હતી.

પરંતુ તેના કરતાં વધુ મહત્ત્વની એવી આ જાતની ઈશુભક્ત સમાજવાદીઓની ચળવળ તો ગયા સૈકાની મધ્યમાં ફ્રેડ્રીક ડેનીસન મોરીસ, અને ચાર્લ્સ કિંગ્સલીના અનુયાયીપણા હેઠળ શરૂ થયેલી ચળવળ હતી. તેમની ચળવળનો મુખ્ય મુદ્દો એ હતો કે, આધુનિક પાશ્ચાત્ય જગતમાં જે કાંઈ સારું કહી શકાય તેવું છે, તે ઈશુખ્રિસ્તે ઉપદેશેલા નીતિશાસ્ત્રનું પરિણામ છે. તેથી ઈશુએ ઉપદેશેલા નીતિધર્મનો સાર્વત્રિક અને વ્યવહારુ અમલ ફરી સ્થાપિત કરવામાં આવે, તો અધોગતિને માર્ગે વળેલો નવો જમાનો બચી શકે અને ફરી સુખશાંતિ જગતમાં સ્થપાય. ઈશુનો સાચો અનુયાયી અત્યારના મૂડીવાદી તંત્રને ટેકો ન આપી શકે, એ તેમની વિચારસરણિનું ધ્રુવપદ છે.

**પા. ૧૫૫: રસ્કીન:** (ઈ. સ. ૧૮૧૯–૧૯૦૦). તેનો જન્મ લંડનમાં એક તવંગર દારૂના વેપારીને ત્યાં થયો હતો. તેને ઘરમાં તેમ જ ઑકસફર્ડમાં કેળવણી મળી હતી. પછી તેણે ચિત્રકળાનો અભ્યાસ શરૂ કર્યો. ૧૮૪૬ થી ૧૮૫૩ સુધીમાં તેણે કળા અને શિલ્પ બાબતમાં પોતાનાં ત્રણ મુખ્ય પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. ૧૮૬૯માં તે ઑકસફર્ડમાં લલિતકળાઓનો અધ્યાપક નિમાયો. તબિયતને કારણે ત્યાંથી રાજીનામું આપ્યા પછી તે બ્રંટવુડ-કેનિસ્ટનમાં નિવૃત્ત જીવન ગાળતો રહ્યો. આર્થિક વિષય ઉપર તેનું પ્રથમ પુસ્તક 'અન-ટુ-ધીસ-લાસ્ટ' છે. તે તથા 'મુનરવા પુલવેરીસ' (૧૮૬૨-૩), 'ક્રાઉન ઑફ વાઇલ્ડ ઓલીવ' અને કામદારોને પત્રો (ફોર્સ કલેવીગેરા-૧૮૭૧-૮૪) મળીને તેનાં આર્થિક બાબતોને લગતાં મુખ્ય પુસ્તકો છે. તેને તથા કાર્લાઈલને આધુનિક અંગ્રેજ સમાજવાદી ચળવળના પિતા કહી શકાય. તેના સામાજિક

સિદ્ધાંતનું રહસ્ય તેના પોતાના એક નાના વાક્યમાં મૂકી શકાય: "જીવન સમાન બીજી કોઈ સંપત્તિ નથી."—અર્થાત્ પ્રેમ, આનંદ અને વિભૂતિપૂજાની સર્વ ભાવનાઓવાળું જીવન એ જ મનુષ્યની ખરી સંપત્તિ છે.

તેના આ સિદ્ધાંતમાંથી તેનું બાકીનું ઘણું વક્તવ્ય નીકળે છે. જો ઉત્તમ જીવન એ જ સાચું ધન હોય, તો જે દેશમાં ઉમદા તથા સુખી માનવ પ્રાણીઓ સૌથી વધારે હોય, તે દેશ જ સૌથી વધુ તવંગર ગણાય; તથા તે માણસ જ સૌથી વધુ સમૃદ્ધિમાન ગણાય કે જે પોતાના જીવનને પરિપૂર્ણ બનાવ્યા બાદ બીજાઓના જીવન ઉપર પણ વૈયક્તિક રીતે તેમ જ પોતાની સમૃદ્ધિ વડે સૌથી વધારે ઉન્નતિકારક અસર પાડતો હોય.

વળી જો જીવન એ જ સંપત્તિ હોય, તો જે કોઈ માણસ ઉત્પાદક ઉદ્યોગમાં જીવનનો હિસ્સો ખર્ચતો હોય, તેને જ સંપત્તિનો હિસ્સો મળવો જોઈએ; અર્થાત્ માત્ર જડ મૂડી વાપરવા દેવા બદલ મળતું વ્યાજ એ ખોટી વસ્તુ છે. જે લોકોએ જાતે કાંઈ ઉદ્યોગ કર્યો હોય, જેમણે પોતાનું જીવન તેમાં રેડ્યું હોય, તેને જ તે ઉદ્યોગમાંથી ઉત્પન્ન થતી સંપત્તિમાં હિસ્સો મળવો જોઈએ.

રસ્કીન બધી બાબતોમાં સમાજવાદી ન હતો. તે રાજકીય ચળવળ દ્વારા સુધારો કરવાની તરફેણમાં ન હતો. તેણે પોતાના સિદ્ધાંતને પ્રત્યક્ષ આચારમાં મૂકવા પ્રયત્ન કર્યો હતો. સેંટ જ્યૉર્જનું સહકારી મંડળ એ તેના ઉપદેશનું અનિવાર્ય પરિણામ હતું. તે ગીલ્ડ માટે ખરીદવામાં આવેલી જમીનમાં (કે જે ખરીદવામાં રસ્કીનનો ફાળો મોટો હતો) એક ખેતીપ્રધાન સમાજ રસ્કીનના 'લૉઝ ઑફ લાઈફ' પુસ્તક અનુસાર સ્થાપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. આ ઉપરાત રસ્કીને પોતાનો વીસ લાખનો વારસો ઓક્ટેવિયા હીલને આદર્શ રહેઠાણો માટેના પ્રયોગોમાં મદદ માટે ખર્ચવા આપ્યો હતો.

**પા. ૧૫૫: વિલિયમ મોરીસ:** (ઈ સ. ૧૮૩૪-૧૮૯૬) ઇંગ્લેંડનો કવિ તથા સમાજવાદી. તેણે ઑકસફર્ડમાં કેળવણી લીધી હતી. તેણે ચિત્રકામનો પણ અભ્યાસ કર્યો હતો તથા એક શિલ્પી સાથે કામકાજ કર્યું હતું. ૧૮૬૩ થી તે મુખ્યત્વે ઘરના કળામય રાચરચીલાના, ભીંતના સુશોભિત કાગળોના, રંગીન કાચના અને શણગારની તેવી બીજી ચીજોના ધંધે લાગ્યો. ત્યાર બાદ તેણે 'મર્ટન એબી' નજીક એક આદર્શ કારખાનું કાઢયું, અને સાચી કળાની રીત અનુસાર છાપકામ કરવા માટે એક છાપખાનું પણ શરૂ કર્યું. સાહિત્યક્ષેત્રમાં તેણે શરૂઆતથી જ જુદાં જુદાં સામાયિકોમાં લખતા રહીને પ્રવેશ કર્યો હતો; અને પછીનાં ૨૦ વર્ષો દરમ્યાન તો તેણે અંગ્રેજ સાક્ષરોમાં અગ્રગણ્ય પદ પ્રાપ્ત કર્યું; ખાસ કરીને કવિતાની બાબતમાં. ત્યાર બાદ તેના જીવને એકાએક પલટો ખાધો. તે કહે છે, ૧૮૭૭ સુધી તો તો તે 'ખાલી દિવસનો આળસુ ગાનાર' હતો. પરંતુ પ્રચલિત વાણિજ્યવૃત્તિના કપરા અનુભવે તથા તેને પરિણામે આવેલી આધુનિક કળાની અવનતિથી તે સમાજવાદ તરફ વળ્યો. ૧૮૮૫ માં તે સોશિયાલીસ્ટ-લીગ સ્થાપવામાં કારણભૂત બન્યો. અને ત્યારથી માંડી તેણે સમાજવાદ માટે હાડતૂટ પ્રયત્ન આદર્યો. તે 'કૉમન વીલ' નામે પત્રનો તંત્રી બન્યો. ૧૮૯૨માં 'ન્યૂઝ ફ્રૉમ નોવેર' નામનું સમાજવાદી કળાપ્રધાન સુખાવતી નગરીનું કલ્પનાચિત્ર તેણે પ્રસિદ્ધ કર્યું, અને ૧૮૯૪માં બીજા એક લેખકના સહકારમાં 'સમાજવાદ, તેનો ઊગમ અને પરિણામ' નામનું પુસ્તક લખ્યું. પોતાના મૃત્યુ સુધી તેણે કવિ, કળાકાર અને સમાજવાદી તરીકે ખૂબ પ્રમાણમાં કામ આપ્યું.

**પા. ૨૧૫: મેન્ડેલ:** પશુ, પંખી, વનસ્પતિ આદિમાં વંશપરંપરા કઈ કઈ વાતો ઊતરી શકે, તે લક્ષમાં લઈ તેમના ઉછેરનું શાસ્ત્ર ઊભું કરનાર શોધક. તેનો જન્મ ઑસ્ટ્રિયામાં ૧૮૨૨ માં થયો હતો. વિયેનાની યુનિવર્સિટીની પદવી લઈ તે મઠમાં જોડાયો, અને ખ્રિસ્તી મહંત બન્યો. તે કામગીરી બજાવતાં

બજાવતાં તેણે પોતાની શોધને લગતાં નિરીક્ષણો કર્યાં. તે ૬૨ વર્ષની ઉમરે ઈ. સ. ૧૮૮૪માં ગુજરી ગયો. મેન્ડેલ મઠની શાળામાં પ્રકૃતિવિજ્ઞાન શીખવતો અને સમકાલીન પ્રાણીવિજ્ઞાનનો પૂરો માહિતગાર હતો. પોતાના બગીચામાં તે વટાણાની જુદી જુદી જાતો ઉછેરવામાં ઘણો વખત ગાળતો, અને પોતે ઉગાડેલા દશ હજાર જેટલા છોડવાઓની વિશેષતાઓની તેણે બારીક નોંધો રાખી હતી. એ બધાં નિરીક્ષણો કરતાં કરતાં તેને દેખાતું ગયું કે, માતાપિતાની વિશેષતાઓ પછીનાં સંતાનોમાં ઊતરવા-ન-ઊતરવાના ચોકસ કુદરતી નિયમો હોવા જોઈએ. અને તે નિયમો તેણે વિશાળ નિરીક્ષણ ઉપરથી તારવવા પ્રયત્ન કર્યો. તે ઉપરથી ઊભા/થયેલા શાસ્ત્રે, વનસ્પતિ પશુ પંખી વગેરેની જુદી જુદી જાતોના ઉછેરમાં, તથા તેમાં સુધારા-વધારા કરવામાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

**પા. ૨૧૬ : વિકાસવાદ :** ડાર્વિને જુદાં જુદાં પ્રાણીઓના શારીરિક બંધારણના નિરીક્ષણ ઉપરથી આ વાદ સ્થાપિત કર્યો છે. ડાર્વિનનું કહેવું છે કે, પ્રાણીઓની જુદી જુદી જાતો તથા વર્ગો મૂળ બહુ થોડાં સાદાં સ્વરૂપોમાંથી પરિસ્થિતિના ફેરફાર મુજબ, કુદરતની વિણામણીના નિયમ હેઠળ ક્રમે ક્રમે વિકાસ પામ્યાં છે. (જુઓ આગળ 'ડાર્વિન' પા. ૨૨૧ ઉપરનું ટિપ્પણ પણ.)

**પા. ૨૧૮ : વિક્ટોરિયા ક્રૉસ :** મુલ્કી લશ્કર અને નૌકા-સૈન્યમાં વિશેષ પ્રકારની બહાદુરી બતાવનારને આ ચાંદ એનાયત કરવામાં આવે છે. એની સ્થાપના ૧૮૫૬માં થઈ હતી. ગયા યુરોપીય મહાયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમ્યાન ૫૭૦ જેટલા આવા ચાંદ આપવામાં આવ્યા હતા. નૉન-કમિશન્ડ ઑફિસર તથા સિપાઈને આ ચાંદ સાથે વર્ષે ૧૦ પાઉંડનું પેન્શન મળે છે; અને તે ઉપરની દરેક સળી દીઠ બીજા પાંચ પાઉંડ મળે છે

**પા. ૨૨૧ : ડાર્વિન :** (ઈ. સ. ૧૮૦૯–૧૮૮૨). પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી. તેણે પોતાના 'ઓરીજીન ઑફ સ્પીશીઝ' (ઈ. સ. ૧૮૫૯) નામના પુસ્તકમાં પહેલી વાર પોતાનો વિકાસવાદનો સિદ્ધાંત

સ્પષ્ટતાથી અને વિસ્તારથી રજૂ કર્યો. તે પુસ્તકને તે સ
વૈજ્ઞાનિકોએ સારો આવકાર આપ્યો હતો, પણ ધર્મપં
તેનો સારી પેઠે વિરોધ કર્યો હતો. ૧૮૭૧ માં ડાર્વિને '
ઑફ મૅન' નામનું બીજું પુસ્તક પ્રસિદ્ધ કર્યું અને તેમાં પે
વાદ આગળ ચલાવ્યો. તેને વેસ્ટ મિન્સ્ટર એબીમાં દ
બહુમાન મળ્યું છે.

**પા. ૨૩૯ : મૅથ્યુ આર્નોલ્ડ :** (ઈ. સ. ૧૮૨૨–૧૮
રુગ્બીના પ્રસિદ્ધ હેડમાસ્ટર થૉમસ આર્નોલ્ડનો પુત્ર. કવિ
વિવેચક તરીકે તેણે ખૂબ નામના મેળવી છે. ૧૮૫૭મ
ઑકસફર્ડમાં કવિતાનો અધ્યાપક નીમવામાં આવ્યો હતો. ૧૮
તેણે ત્યાં જ 'ન્યુડિગેટ ઈનામ' મેળવ્યું હતું, અને ૧૮
ઓરિયેલ કૉલેજનો ફેલો નિમાયો હતો. થોડાં વર્ષ તેણે કેળ
સરકારી નિરીક્ષક તરીકે કામ કર્યું હતું. 'માધુર્ય' અને પ્રક
સિદ્ધાંતોના પ્રતિપાદક તરીકે તથા તેની સુંદર કવિતાઓ દ્વા
વિક્ટોરિયન યુગના સાક્ષરોમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

**પા. ૨૪૧ : એમર્સન :** (ઈ. સ. ૧૮૦૩–૧૮૮૨). અમે
સુવિખ્યાત નિબંધકાર, વ્યાખ્યાતા, કવિ અને ફિલસૂફ. તે
યુનિવર્સિટીમાં કેળવણી પામ્યો હતો. ઈ. સ. ૧૮૩૩માં તે યુ
મુસાફરીએ ગયો અને ત્યાં લૅન્ડોર, કાર્લાઈલ વગેરેને મળ્યો
પછીને વર્ષે તેણે વ્યાખ્યાતા અને લેખક તરીકે પ્રવૃત્તિ અ
તેના ફિલસૂફીના સિદ્ધાંતો ઉપર જર્મન આદર્શવાદીઓ
હેગલ, ફીશ, શેલિંગ વગેરેની ખૂબ અસર છે. માનવ
સ્વભાવે પરમાત્મા છે, અને એક જ પરમાત્મા આ
વ્યાપેલો છે, અથવા આ સર્વ રૂપે પ્રકટેલો છે, એવો આ
એના સિદ્ધાંતનું કેન્દ્રબિંદુ છે સામાન્ય ફિલસૂફો જેવી દર્લ
તર્કસંગતતા તેનામાં નથી; પોતાના મનમાં કોઈ વિચાર જેમ
તેમ તે કહી નાખે; અને તેથી જ કદાચ તેનાં પુસ્તકો તાજ
અને પ્રાણપ્રેરક બન્યાં છે તેનું લખાણ કાવ્યમય છે, તથા

હોવા છતાં, તેની ખરી ખૂબી તેના ગદ્ય ગ્રંથોમાં પ્રગટ થતી હોઈ, તેને ઉચ્ચ કોટીનો ગદ્યકવિ કહેવો વધુ યોગ્ય છે. તેના વિચારોની ગહનતા, વ્યાપકતા, અને સુંદરતા, તથા તેના ગ્રંથોમાં વ્યાપી રહેલ ઉમદા આશાવાદને કારણે તે અતિ લોકપ્રિય તથા સુવિખ્યાત લેખક નીવડ્યો છે.

**પા. ૨૪૨ : આર્થર ઇવાન્સ :** (જન્મ ૧૮૫૧). અંગ્રેજ પુરાતત્ત્વ-સંશોધક. તેનો પિતા સર જૉન ઇવાન્સ પણ પુરાતત્ત્વ-સંશોધક હતો. તેણે હૅરો અને ઑક્સફર્ડમાં કેળવણી લીધી હતી. અને ૧૮૮૪થી તે ઍશમોલિયન મ્યુઝિયમનો સંરક્ષક નિમાયો હતો. તેણે બાલ્કન દ્વીપકલ્પ અને ક્રીટમાં પુરાતત્ત્વને લગતી વિસ્તૃત શોધખોળો કરી હતી, અને ફિનીશિયન લોકોના સમય પહેલાની લિપિ શોધી કાઢી હતી. તેણે ઘણાં પુસ્તકો લખ્યાં છે.

**પા. ૨૪૨ : ક્રેટન લોક : મિનોઅન લોક :** ક્રીટ ભૂમધ્ય સમુદ્રમાં ગ્રીસની દક્ષિણ-પૂર્વમાં આવેલો મોટો ટાપુ છે. ૧૯૧૧માં ત્યાંની વસ્તી ૩,૫૩,૨૦૬ હતી. ત્યાંના લોકોની ભાષા ગ્રીક છે. તેમાં મુખ્ય શહેર ત્રણેક છે, અને તે બધાં ઉત્તર કિનારે આવેલાં છે. જોકે અત્યારે તે ત્રણેક શહેર સિવાય બીજાં કોઈ શહેર કાંઈ અગત્યનાં નથી, તોપણ કવિ હોમરના જમાનામાં ક્રીટમાં સોએક સમૃદ્ધિમાન શહેરો હતાં એમ કહેવાય છે, અને તેમનાં ખંડેરો આજે પણ શોધખોળખાતાને ભારે રસનો વિષય છે.

૨૦મા સૈકામાં કરવામાં આવેલી વિસ્તૃત શોધખોળોને કારણે પૂર્વ-ઐતિહાસિક ગ્રીક સંસ્કૃતિ સમજવામાં ભારે મદદ મળી છે. એ સંસ્કૃતિને 'માઇસેનિયન' નામ આપવામાં આવ્યું છે. હવે તો એવું સિદ્ધ થયું છે કે, એ સંસ્કૃતિ પણ ક્રીટમાં એક બહુ આગળ વધેલી પૂર્વ સંસ્કૃતિનું અંતિમ તથા અધોગત રૂપ છે. એ પૂર્વ-સંસ્કૃતિનો સમય ઈ. સ. પૂર્વે ૩૦૦૦નો અંતભાગ ગણાય છે. તેને હવે 'એજિયન' નામ આપવામાં આવ્યું છે. મુખ્યત્વે સર આર્થર ઇવાન્સે કરેલી એ શોધખોળોની પહેલાં ડોરિયન ચડાઈ પહેલાંના

ગ્રીક ઇતિહાસને દંતકથાઓ અને પૌરાણિક કથાઓનું વેરાન માનવામાં આવતું હતું. ૧૯૦૫માં ઇવાન્સે ક્રીટના પ્રાચીન મિનોસની રાજધાની ગણાતા કનોસસનાં ખંડેરોમાંથી એક મહેલ ખોદી કાઢ્યો. તે છ એકર જેટલો વિસ્તૃત હતો. ગટરની યોજના છેક છેલ્લી આધુનિક પદ્ધતિની હતી. તેમાંનાં ચિત્રોમાં આવતો પહેરવેશ, તેમાં મળી આવેલાં વાસણકૂસ દેવમંદિર, વગેરે ઘણાં આશ્ચર્યજનક છે. આ મહાન સંસ્કૃ મધ્યાહ્નકાળ ઈ. સ. પૂ. ૩૦૦૦–૨૦૦૦ ગણાય છે. તેના પ્રાર મિનોઅન[1], મધ્ય મિનોઅન, અને અંતિમ મિનોઅન એવા યુગો પાડવામાં આવે છે. સમુદ્ર દ્વારા આવેલી કોઈ આફતે મહાન સંસ્કૃતિને નામશેષ કરી નાખી એમ મનાય છે. ફરી વાર તે સંસ્કૃતિ ઊભી થઈ પણ ખરી, પણ ડોરિયન ચડા ફટકાએ તેને સુવાડી દીધી, તે ફરી ઊભી થઈ શકી નહીં.

**પા. ૨૪૩ : બાલ્ઝાક :** (ઈ. સ. ૧૭૯૯–૧૮૫૦). મહાન ફ્રેંચ નવલકથાકાર. તેણે ૮૦ ઉપર નવલકથાઓ લખી તેનાં પુસ્તકોમાં તેણે ફ્રેંચ લોકોના જીવનની દરેક બાજુનું વ નિરૂપણ કરેલું છે, અને પાત્રાલેખનમાં તેની સરસાઈ કોઈ કરી શક્યું.

**પા. ૨૪૪ : વેલાસ્કવેઝ :** (ઈ. સ. ૧૫૯૯–૧૬૬૦). સ્પે સુપ્રસિદ્ધ ચિત્રકાર. તેણે કુદરતનાં દૃશ્યોનાં તેમ જ ધાર્િ ઐતિહાસિક તેમ જ પ્રાચીન સાહિત્યના વિષયોનાં ચિત્રો ચીત છે, પરંતુ માણસની મુખાકૃતિ ચીતરવામાં તે એકકો ગણાતો હ

**પા. ૨૪૬ : એન્ડીઝ પર્વત પરનું ક્રાઈસ્ટનું બાવ** દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટાઈન અને ચીલીનાં બે રાજ્યો આવેલા એન્ડીઝ પર્વત ઉપરનાં કેટલાંક સરોવરોની હદ

૧. ક્રીટના મિનોસ રાજાના નામ ઉપરથી ક્રીટની ચડ પ્રાચીન કાળને આ નામ આપવામાં આવે છે.

કરવાની તકરારમાં તે બન્ને રાજ્યો લડવાની અણી ઉપર આવી પહોંચ્યાં. ઈ. સ. ૧૯૦૦ના ઉનાળામાં તે લડાઈ જાહેર કરવાનું પણ નક્કી થઈ ગયું. તેવામાં એપ્રિલ મહિનાના ઈસ્ટરના તહેવારો આવ્યા. એ તહેવારો ઈશુખ્રિસ્ત ક્રૉસ ઉપર મૃત્યુ પામ્યા પછી પુનર્જીવન પામ્યા તેના આનંદના દિવસો મનાય છે. તે દિવસોમાં બંને રાજ્યોની ખ્રિસ્તી પ્રજાઓ ઈશુને નામે દેવળોમાં પ્રાર્થના કરવા ઊભરાવા લાગી. તે તકનો લાભ લઈ, આર્જેન્ટાઈનના મોટા પાદરીએ પોતાના મુખ્ય દેવળમાં શાંતિપાઠ બોધતું પ્રવચન આપ્યું અને તેનો સૂર ઝીલી લઈ ચીલીના મોટા પાદરીએ પણ શાંતિબોધક કામ પોતાના દેશમાં ઉપાડયું. શરૂઆતમાં તો લોકોએ તે તરફ ધ્યાન ન આપ્યું, પણ પછી વડા પાદરીઓની ધગશથી લોકોનો હૃદયપલટો થયો અને બંને રાજ્યોના પ્રમુખોએ તકરારી પ્રશ્નનો ફેંસલ આણવા ફરી સંદેશા શરૂ કર્યા, અને ઇંગ્લંડના રાજાને લવાદ નીમવાનું નક્કી કર્યું. આ રીતે તે તકરારનો શાંતિથી નિવેડો આવ્યો. પ્રજા આ નિવેડાથી બહુ રાજી થઈ, તથા ભવિષ્યમાં પણ કોઈ બાબત ઉપર મતભેદ થાય, તો લડવાની જંગલી રીતને બદલે તટસ્થ પંચ કે લવાદ મારફત તોડ કાઢવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. આ યાદગાર બનાવનું સંભારણું ભવિષ્યની પ્રજાને રહે તે માટે, બેઉ દેશોની ખ્રિસ્તી બહેનોએ ઈશુનું પ્રચંડ બાવલું એન્ડીઝ પર્વતના ઊંચામાં ઊંચે શિખરે ઊભું કરવાનો નિશ્ચય કર્યો. તોપો ગાળીને એ બાવલું તૈયાર કરવામાં આવ્યું, અને બંને દેશોના સૈનિકોએ મળી મહાપ્રયત્ને તે બાવલું ઊચામાં ઊંચે શિખરે ચડાવ્યું. બંને દેશની પ્રજાએ તે દિવસે તહેવાર પાળ્યો, અને હળીમળીને ઉજાણી કરી. તે બાવલા નીચે કોતરેલું છે : "આર્જેન્ટાઈન અને ચીલીની પ્રજાઓએ શાંતિ જાળવવાની જે પ્રતિજ્ઞા લીધી છે, તે પ્રતિજ્ઞા તૂટે તે પહેલાં આ પર્વતો માટીમાં મળી જશે."

**પા. ૨૪૭ : વિકટર ચેરબુલીઝ :** (ઈ. સ. ૧૮૨૯-૯૯) જિનીવાના પ્રસિદ્ધ પ્રોફેસર આંદ્રે ચેરબુલીઝનો પુત્ર. તે તેની

રસિક નવલકથાઓને કારણે જાણીતો છે. તે જિનીવામાં જન્મ્યો હતો, અને પારીસ, બૉન, અને બર્લિનમાં જઈને ફિલસૂફી, ભાષા-શાસ્ત્ર, અને ગણિતવિદ્યામાં પારંગત થયો હતો. પહેલાં તેણે શિક્ષકનું કામ હાથ લીધું હતું, પણ પછી તેણે લખવાનું કામ હાથમાં લીધું. નવલકથાઓ ઉપરાત તેણે બીજા વિવિધ વિષયો ઉપર વિચારપ્રેરક નિબંધો લખ્યા છે. તેણે રાજકીય તેમ જ બીજા ગંભીર વિષયો ઉપર પણ લેખો લખ્યા છે. બીજા દેશોમાં તેનાં લખાણો બહુ લોકપ્રિય નીવડયાં છે

**પા. ૨૪૭: સામાજિક કરાર:** જુઓ પા. ૧૫૪ ઉપરનું ટિપ્પણ 'રૂસો.' રૂસોનું આ પ્રસિદ્ધ પુસ્તક છે. તેમાં તે જણાવે છે છે, લોકો પહેલાં 'કુદરતી દશામાં' રહેતા હતા, એટલે કે તેમનામાં કાયદાકાનૂનનાં નિયંત્રણ ન હતાં. પછી તે લોકોએ પરસ્પરનું હિત વિચારી એક સમાજવ્યવસ્થા રચી, અને તેનાં નિયમ-નિયંત્રણ સ્વીકારવા કરાર કર્યો.

**પા. ૨૫૦: વિલિયમ મોરીસ, 'ન્યૂઝ ફ્રોમ નોવેર':** જુઓ પા. ૧૫૫ ઉપરનું ટિપ્પણ.

**પા. ૨૫૫: સ્કાઉટની ચળવળ:** આ ચળવળ લેફ. જન. સર. આર. બેડન-પૉવેલે શરૂ કરી હતી. તેમનો હેતુ "તમામ વર્ગના છોકરાઓને સર્વાંગસંપૂર્ણ મનુષ્ય બનાવવાનો છે." એ ચળવળ ભારે જોસ તથા સફળતાપૂર્વક વિકસાવવામાં આવી છે, અને ધીમે ધીમે છોકરીઓમા પણ દાખલ કરવામાં છે.

**પા. ૨૬૦: પાસ્કલ:** (ઈ. સ. ૧૬૨૩–૧૬૬૨). વિખ્યાત ફ્રેંચ ગણિતશાસ્ત્રી, અને ભક્તિલેખક. ૧૨ વર્ષની વયે તેણે પોતાની જાતે યુકલીડના પહેલા પુસ્તકનો ૩૨મા સિદ્ધાંત સુધીનો ભાગ શોધી કાઢ્યો હતો એટલું જ નહીં, પણ 'કૉનિક સેકશન્સ' વિષે એક ચોપડી લખી હતી, જેને ડેકાર્ટ અને લાઇબ્નીઝ જેવાઓએ વખાણી હતી, તથા એ વિષયના અત્યારના અભ્યાસના પાયારૂપ નીવડી હતી. ૧૬ વર્ષની ઉમરે તો તે મહાશક્તિશાળી પુરુષ

નીવડશે એવી બધાને આશા બંધાઈ ગઈ હતી. અને એ આશા પૂરેપૂરી સફળ નીવડી. હવાનું વજન નક્કી કરવું, હવાના દબાણ ઉપરથી ઊંચાઈ નક્કી કરવી, હાયડ્રોસ્ટેટીક પ્રેસ શોધી કાઢવું, ગણતરી કરવાનું યંત્ર શોધવું, ગણિતમાં 'પ્રોબેબિલીટી'નો સિદ્ધાંત અને 'ડિફરેંશિયલ કેલ્કયુલસ' શોધી કાઢવાં, વગેરે કામો તેણે કર્યાં છે. ૧૬૫૪માં તે વર્સાઈ નજીકના એક મઠમાં જોડાયો. પાસ્કલ માનતો કે ખ્રિસ્તીધર્મ તો સૌથી મોટા અને સૌથી હીન વચ્ચે સાંકળ જેવો છે; ક્રસારોહણનું તે જ રહસ્ય છે. કેટલાક ટીકાકારોએ પાસ્કલને નિરાશાવાદી કહ્યો છે. નીટ્શે તેને 'એકમાત્ર તર્કસંગત ખ્રિસ્તી' તરીકે ઓળખતો.

**પા. ૨૬૦ : વિક્ટર હ્યૂગો :** (ઈ. સ. ૧૮૦૨–૮૫). મહાન ફ્રેંચ લેખક તે નેપોલિયનના લશ્કરના એક અમલદાર—જનરલ હ્યૂગોનો પુત્ર થાય. તેના બાપની નોકરીને કારણે તેના કુટુંબને હેરફેર બહુ કરવી પડતી. તેણે પારીસ (૧૮૦૯–૧૧, ૧૮૧૩–૫) અને માડ્રીડ (૧૮૧૨)માં કેળવણી લીધી હતી. તેની કવિત્વશક્તિ બહુ પહેલેથી જણાઈ આવી હતી. ૧૮૧૬થી તેણે લખવાની શરૂઆત કરી, અને ૧૮૨૨માં તેણે સિદ્ધહસ્ત લેખક તરીકેની પોતાની કીર્તિ સ્થાપિત કરી દીધી. ૧૮૨૮માં તેણે નાટક લખવાનો પ્રથમ પ્રયત્ન કર્યો. તે નાટક 'ક્રોમવેલ'ની તેણે લખેલી પ્રસ્તાવનાને નવી 'રોમેંટિક' શાખાના (રોમાંચક શૈલી અને વસ્તુની તરફેણ કરનાર લેખકોના) જાહેરનામારૂપ ગણવામાં આવે છે. જૂની પરંપરાઓની આડખીલી વગર, લેખકના પૂર્ણ સ્વાતંત્ર્યની તરફેણ એ શાખા કરતી હતી. ૧૮૩૦માં તેણે 'હરનાની' નામે નાટક લખ્યું. તેની શૈલી ફ્રેંચ રંગભૂમિની પરંપરાઓથી છેક જ ઊલટી જનારી છે. તેમાં જૂના નાટ્યશાસ્ત્રના નિયમો વેગળે મૂકવામાં આવ્યા છે 'ક્લાસીકલ' (પ્રાચીન પરંપરાને વળગી રહેનારા—ધીરોદાત્ત) શાખાવાળાઓ અને રોમાંચક શાખાવાળાઓ વચ્ચે એ નાટક ભારે લાંબા ઝઘડાનો વિષય બન્યું.

૧૮૩૧માં 'નોત્ર દેમ દ પારિસ' એ નવલકથા વડે તેણે ગદ્ય રોમાંચક કથાઓના ક્ષેત્રમાં પણ ક્રાંતિ મચાવી મૂકી.

પછીનાં થોડાં વર્ષ હરનાનીની શૈલીમાં કેટલાંક નાટકો લખવામાં તેણે ગાળ્યાં. એ બધાં નાટકોમાં ભાષા ઉપર અપૂર્વ કાબૂ, ભાવનિરૂપણની બાબતમાં સિદ્ધહસ્તતા, અને કલ્પનાની ફળદ્રુપતા ભારોભાર દેખાઈ આવે છે. દરમ્યાન કેટલીક સુંદર કવિતાઓનાં પુસ્તકો પણ તેણે પ્રગટ કર્યાં હતાં.

આ અરસામાં તેના રાજકીય વિચારોમાં ભારે ક્રાંતિ મચી રહી હતી. ૧૮૩૦ પહેલાં તો તે કટ્ટર બંધારણવાદી હતો; લૂઈ ફિલીપના રાજ્યકાળમાં તે બંધારણીય રાજભક્ત હતો. પછી તે કદર વિનીત બન્યો, અને અંતે ૧૮૪૮માં ધારાસભામાં સભ્ય તરીકે ચૂંટાતાં તે પ્રજાસત્તાકવાદી બની ગયો. ૧૮૫૨ની રાજ્યક્રાંતિ બાદ, લૂઈ નેપોલિયનનો વિરોધ કરવા બદલ તેને દેશનિકાલ કરવામાં આવ્યો. આ અરસામાં તેનું લેખનકાર્ય છાપાં તથા નાની પુસ્તિકાઓ પૂરતું મર્યાદિત રહ્યું. પણ થોડા જ વખત બાદ તેણે દેશનિકાલ રહ્યાં રહ્યાં જ પાછી ગંભીર સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી.

૧૮૬૨માં "લા મિઝરેબ્લ' નામની રોમાંચક નવલકથા તેણે લખી. તેમાં આધુનિક જીવનનાં કેટલાંક અંગોનું સૂક્ષ્મ નિરૂપણ છે. ૧૮૭૦ની ક્રાંતિ બાદ હ્યૂગો ફ્રાંસ પાછો ફર્યો, અને ફરીથી રાજકારણમાં પડ્યો. વચગાળામાં એક વખત તેને બ્રસેલ્સ જવું પડ્યું, અને ત્યાંથી સામ્યવાદીઓની તરફેણમાં ભાષણ આપવા બદલ દેશનિકાલ થઈ, તે પાછો ફ્રાંસ આવીને રહ્યો.

ફ્રેંચ સાહિત્યમાં તેનું સ્થાન અગત્યનું છે લેખક તરીકેની તેની શક્તિઓ અદ્ભુત કહી શકાય તેવી હતી.

**પા. ૨૧૧: ફેલિક્સ એડલર:** (જન્મ ૧૮૫૧). અમેરિકાનો કેળવણીકાર. તેનો જન્મ જર્મનીમાં એક યહૂદીને ત્યાં થયો હતો; તેનો પિતા ૧૮૫૭માં અમેરિકામાં આવી વસ્યો. એડલર ૧૮૭૦માં કોલંબિયામાં ગ્રેજ્યુએટ બન્યો. ૧૮૭૪માં તે કોર્નેલ યુનિવર્સિટીમાં

હિબ્રૂ અને પૌર્વાત્ય સાહિત્યનો પ્રોફેસર બન્યો ૧૮૭૬માં ન્યૂયોર્કમાં તેણે 'સોસાયટી ફૉર એથિકલ કલ્ચર' સ્થાપી. ૧૯૦૨માં તે કોલંબિયા યુનિવર્સિટીમાં રાજકીય અને સામાજિક નીતિશાસ્ત્રનો પ્રોફેસર બન્યો. તેના મુખ્ય ગ્રંથો આ છે: "ક્રીડ એન્ડ ડીડ" (૧૮૭૭); "લાઈફ એન્ડ ડેસ્ટીની" (૧૯૦૩), "રિલીજિયન ઑફ ડ્યુટી" (૧૯૦૫).

**પા. ૨૬૪ : ચેસ્ટરટન** : (જન્મ ૧૮૭૪). અંગ્રેજ લેખક. ૧૮૯૧ સુધી તેણે કેન્સિંગ્ટનમાં કેળવણી લીધી અને પછી કળાનું શિક્ષણ લેવા સ્લેડ સ્કૂલમાં જોડાયો. તેણે થોડા વખતમાં જ સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી, શરૂઆતમાં તે 'બુકમેન' અને 'સ્પીકર' માટે કળાની ચોપડીઓની સમાલોચનાનું કામ કરતો, અને એક પ્રકાશકના કાર્યાલયમાં કામ કરતો ૧૯૦૦માં તેણે નિશ્ચિતપણે સાહિત્યપ્રવૃત્તિને જ પોતાના જીવનકાર્ય તરીકે સ્વીકારી; અને ત્યાર પછી જુદાં જુદાં છાપાં સામાયિકો વગેરેમાં લખવાનું શરૂ કર્યું. તેણે સામાજિક પ્રશ્નો, કળા, રાજકારણ વગેરે જુદા જુદા વિષયો ઉપર તીખાં તમતમાં, વેધક, અને તેમ છતાં ઊંડો વિચાર અને સમજથી ભરેલાં લખાણો કર્યાં છે.

**પા. ૨૬૮ : હૉબ્સ** : જુઓ પા. ૧૫૪ ઉપર.

**પા. ૨૭૦ : કૅન્ટ** : જુઓ પા ૧૫૪ ઉપર.

**પા. ૨૭૮ : બર્ક** : (ઈ. સ. ૧૭૨૯—૯૭) અંગ્રેજ રાજકારણી. તેની શરૂઆતની જિંદગી વિષે બહુ ઓછી માહિતી મળે છે. તેની ચોકસ જન્મતારીખ પણ મળતી નથી. તે ડબ્લીનમાં જન્મ્યો હતો. તેનો પિતા ત્યાં વકીલ તરીકે કામકાજ કરતો હતો. તેનો પિતા પ્રોટેસ્ટંટ પંથી હતો, પણ તેની માતા રોમનકેથલિક હતી, અને તેનો શરૂઆતનો શાળાશિક્ષક ક્વેકર સંપ્રદાયનો હતો. આની અસર એ થઈ કે, બર્ક પહેલેથી જ ધાર્મિક બાબતોમાં ઉદારમતવાદી બન્યો. ૧૭૪૮માં ટ્રિનિટી કૉલેજની પદવી લઈને બે વર્ષ બાદ તે લંડનમાં કાયદાનો અભ્યાસ કરવા આવ્યો; પરંતુ કાયદાશાસ્ત્રી થવાને

બદલે સાહિત્યપ્રવૃત્તિમાં પડવાનું તેનું વલણ વધતું ગયું. ૧૭૫૫માં તેના પિતાએ તેના આ જાતના ઢચુપચુપણાથી ત્રાસી, તેને ખર્ચની રકમ મોકલવાની બંધ કરી. આથી પોતાની આજીવિકા ચલાવવાનો બોજો તેના ઉપર આવી પડયો. ૧૭૫૬માં તેણે પોતાનું પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કર્યું; તે પુસ્તકે સાહિત્યક્ષેત્રમાં તરત ધ્યાન ખેંચ્યું અને તે જ વર્ષે બહાર પડેલા તેના બીજા પુસ્તકે તો તેની કીર્તિ ઊંચી કક્ષાએ સ્થાપિત કરી દીધી. ૧૭૫૬ના અંતમાં તે પરણ્યો, અને તેને બે પુત્ર થયા. ૧૭૫૬ સુધીમાં તેના રાજકારણી વિચારો બંધાઈ ચૂકયા, અને તેનું મન કલ્પનાક્ષેત્રને છોડી, તેના જમાનાના રાજકીય અને આર્થિક પ્રશ્નોના ઉકેલ તરફ વળ્યું. ૧૭૬૫માં તે વેન્ડોવર તરફથી પાર્લમેંટના સભ્ય તરીકે ચૂંટાયો, અને ત્યારથી તેની સીધી રાજકીય પ્રવૃત્તિ શરૂ થઈ. તેણે પોતાનું પ્રથમ વ્યાખ્યાન અમેરિકાના પ્રશ્નો બાબત કર્યું, અને તેમાં તેણે પોતાના પક્ષ કરતાં જુદા જ વિચારો રજૂ કર્યા. કુશળ વકતા તરીકે તેની કીર્તિ તરત જામી ગઈ; અને પાર્લામેંટનો તે સૌથી વધુ શક્તિશાળી વકતા ગણાવા લાગ્યો. ૧૭૬૬માં રોકિંગહામનું પ્રધાનમંડળ ઊથલી ગયું, ત્યાર પછી બીજા પ્રધાનમંડળ હેઠળ એક હોદ્દો તેને આપવામાં આવ્યો, પણ પોતાના પક્ષ પ્રત્યેની વફાદારીના તીવ્ર ખ્યાલોને કારણે તેણે તે સ્વીકારવા ના પાડી. ૧૭૭૦માં તેણે વર્તમાન અસંતોષો વિષે એક પુસ્તક લખ્યું. તેમાં તેણે લોકોની ફરિયાદોનું અચ્છું નિરૂપણ કર્યું, તથા સાબિત કર્યું કે, વાંક લોકોનો નથી પણ રાજ્યતંત્રનો છે. ૧૭૭૨માં તે ફ્રાંસ જઈ આવ્યો, અને ૧૭૭૪થી તેનું ફૉકસ સાથેનું સુપ્રસિદ્ધ જોડાણ શરૂ થયું. તેણે હિંદુસ્તાનના પ્રશ્નો તરફ ધ્યાન આપવા માંડયું, અને ફૉકસનું ઇંડિયાબિલ ઘડવામાં તે મોટે ભાગે જવાબદાર હતો. પીટના પ્રધાનપદ દરમ્યાન બર્કે હેસ્ટિંગ્સ સામે મુકદ્દમાની ઝુંબેશ ચલાવી. ૧૭૮૮માં બર્કે તે બાબતનું પોતાનું સુપ્રસિદ્ધ વ્યાખ્યાન કર્યું. જોકે, ૧૭૯૫માં હેસ્ટિંગ્સ નિર્દોષ છૂટી ગયા. ૧૭૮૯માં ફ્રેંચ ક્રાંતિ ફાટી

નીકળી. તેને વિષે બર્કનો અભિપ્રાય સારો ન હતો, અને તે તેણે તે વિષેના પોતાના 'રિફ્લેક્ષન્સ' પુસ્તકમાં જણાવ્યો છે કાયદે અને વ્યવસ્થાની સામે પશુઓના ટોળા જેવું આમજનતાનું ટોળુ બંડ પોકારે, તેમાં તેને અનિષ્ટ જ દેખાયું. તેના જવાબમાં પેઈ 'રાઇટ્સ ઑફ મૅન' નામની ચોપડી લખી. જોકે, ઈંગ્લંડના તથ યુરોપના અન્ય રાજાઓએ તો બર્કને ધન્યવાદ જ આપ્યા. તેન મિત્ર ફૉકસના વિચારો આ બાબતમાં જુદા હતા, એથી બર્ક તેન પક્ષમાંથી છૂટો થઈ ગયો. તેણે કહ્યું, "મારો મિત્ર મને પ્રિ છે, પણ મારો દેશપ્રેમ મને તેથી પણ વધુ પ્રિય છે." પોતાન પછીના જીવનમાં તેણે ક્રાંતિના સિદ્ધાંતોનો વિરોધ સતત કર્યા કર્યો તેના ઉપર ફૉકસ અને શેરીડને ભારે પ્રહારો કર્યા. ૧૭૯૫માં બર્ક પાર્લમેંટમાંથી નિવૃત્ત થયો; તેના એકમાત્ર જીવતા રહેલા પુત્રન મૃત્યુથી આ અરસામાં તેને ભારે આઘાત થયો, અને તે બિકન્સફિલ્ડ ચાલ્યો આવ્યો. ૧૭૯૭માં તેની માંદગીએ ગંભીર સ્વરૂપ પકડ્યું અને જુલાઈની ૯મી તારીખે તે મરણ પામ્યો. તેને વેસ્ટમિન્સ્ટર એબીમાં દાટવાની સૂચના આવી હતી, પણ તેણે પોતે બિકન્સફિલ્ડમાં જ દટાવાનું પહેલેથી પસંદ કરેલું હોવાથી તેને ત્યાં જ દાટવામાં આવ્યો

# સૂચિ